# બાલાત્રિપુરા સુંદરી બહુચરામ્બા



શ્રી બહુચરાજી દેવસ્થાન
સલાહકાર સમિતિ



# "ચોથી આવૃત્તિનું આમુખ"

શ્રી બહુચરામ્બા એ આદ્યશક્તિ જગદંબા છે અને ભારતની તમામ શક્તિપીઠોમાંની એક સિદ્ધપીઠ છે. હજારો યાત્રિકો દર્શનાર્થે તથા બાધા માનતા અંગે આવે છે. તેમ જ સંસ્થાન શ્રી બહુચરાજી દેવસ્થાનના ચોકની શોભા, સુંદરતા, સ્વચ્છતા તથા ચોક અંદરના બગીચાની સજાવટથી આકર્ષાઇ દેશ પરદેશના પ્રવાસીઓ પણ આ સ્થાનને નિહાળવા આવે છે. દિન પ્રતિદિન આ સ્થાનનું મહત્ત્વ અને આકર્ષણ વધતું જાય છે.

આ દેવસ્થાન અંગે સત્ય અને પ્રાચીન માહિતી જનતાને મળે તે માટે શ્રી બાલા ત્રિપુરા સુંદરી બહુચરામ્બાનું પુસ્તક બહાર પાડવા તા. ૨ માહે માર્ચ સને ૧૯૬૪ ના રોજ દેવસ્થાન સલાહકાર સમિતિમાં ઠરાવ અંક ૬૪ નો કરી પ્રથમ આવૃત્તિ બહાર પાડવામાં આવેલી. અને ત્યારબાદ બીજી આવૃત્તિ પણ સંવત ૨૦૨૪ અષાડ સુદી પૂનમના રોજ પ્રસિદ્ધ કરવામાં આવેલી અને ત્યારબાદ ત્રીજી આવૃત્તિ પણ સંવત ૨૦૩૨ પોષ સુદી પૂનમના રોજ પ્રસિદ્ધ કરવામાં આવેલી. તેની તમામ પ્રતો ખપી ગઇ હોવાથી આ ચોથી આવૃત્તિ છપાવવાની આવશ્યકતા ઊભી થઇ છે. આ ઉપરથી આ પુસ્તક સામાન્ય જનતામાં ઘણું આદરને પાત્ર થયેલ છે તેવું જણાઇ આવે છે. ખરેખર આ પુસ્તકે દેવી આદ્યશકિત બહુચરામ્બાના એક નાના પુરાણ તરીકેની સંપૂર્ણ માહિતી ધરાવતું એક અનોખું પુસ્તક છે. અને શ્રી જગદમ્બાના ભાવિક ભકતો એક શાક્ષાત માતા સ્વરૂપનું મહામુલુ પરમ પવિત્ર પુરાણુ સમજી પોતાની ભાવિ સંતતી માટે એક અણમોલ પુસ્તક સંગ્રહ કરવા યોગ્ય ગણે છે.

આ ચોથી આવૃત્તિમાં પ્રથમની આવૃત્તિમાં જે ફેરફાર કરવો જરૂરી હતો તે ફેરફાર કરી આ નવી આવૃત્તિ સુધારા વધારા સાથે પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. વળી જાહેર જનતાને આ સ્થળની ખાસ સાચી માહિતી પૂરી પાડવાના હેતુથી છપાવવામાં આવેલ છે. અને તેમાં ખરેખર થયેલ ખર્ચને અવલંબીને વ્યાજબી કિંમત રાખવામાં આવી છે.

શ્રી માતાજી દરેક વાંચકને સન્માર્ગે પ્રેરો એવી પ્રાર્થના છે.

લિ. આપ સર્વેનો શુભેચ્છક,
કારભારી
**સંસ્થાન શ્રી બહુચરાજી દેવસ્થાન**

#  પ્રસ્તાવના 

શનખલપુરના રાજરાજેશ્વરી ભગવતી શ્રી બાલા ત્રિપુરા-સુંદરી બહુચરાજીમાતનું મહાગુજરાતના મહેસાણા જિલ્લાના ચાણસ્મા તાલુકામાં આવેલું પ્રાચીન શક્તિપીઠોમાં મહત્ત્વનું સુંદર સ્થાન છે.

આ જગદંબાએ તેના અનેક ભક્તોની મનોકામનાઓ પૂર્ણ કરી છે. આથી કરીને ચાર વર્ણના યાત્રાળુઓ તથા જૈનો-વિધર્મીઓ વગેરે તેને માનતા હોવાથી લાખો યાત્રીઓ તેના દર્શને આવે છે અને બાધા મૂકી તેમની મનોકામનાઓ પૂર્ણ કરી જાય છે. આથી તેમનો મહિમા પ્રસિદ્ધ થવાથી ઘણા ગામોમાં તેમના મંદિરોની સ્થાપના થએલી છે.

**— અહીં નીચે પ્રમાણેની બાધા થાય છે. —**

**૧ શ્રી વાળની લટની બાધા માટે લાગો ફક્ત** રૂા. ૫-૨૫ આની પહોંચ આપવામાં આવે છે માતાજીના લેવામાં આવે છે. મુખ્ય સ્થાનમાં.

**૨ કૂકડો શ્રી માતાજીમાં રમતો મૂકવાની બાધાના** રૂા. ૩-૨૫ આની પહોંચ આપવામાં આવે છે અગર લેવામાં આવે છે. કૂકડો લાવી રમતો મૂકાય છે.

(બ) શ્રી નારસંગવીર (ભૈરવ) મંદિરમાં

**— બાધાની સફળતા માટે થતી ભેટ —**

| | વિષય :- | ભેટની વસ્તુ :- |
|---|---|---|
| ૧ | સંતાન પ્રાપ્તી થઇ હોય તો | આરસ અથવા પત્થરના પૂતળાં-ચાંદીનું પારણું-લાકડાનું પારણું વિગેરે |
| ૨ | આંખના દર્દ તથા ફુલાં માટે | ચાંદીના નયના ફુલા. |
| ૩ | બોબડા અથવા તોતડાપણાની | ચાંદીની જીભ |
| ૪ | બ્હેરાપણાં માટે | ચાંદીની કાનની નાળ |

| | |
|---|---|
| ૫ પગની ખોડ ખાંપણ માટે | ચાંદીના પગ |
| ૬ ક્ષય વિગેરેના રોગ માટે | ચાંદીનો દેહ–શરીર |
| ૭ સંપત્તિ પ્રાપ્તિ માટે | ચાંદીનું ઘર |
| ૮ શ્રી માતાજીની નવરાત્રીની બાધા | ચાંદી–તાંબા–માટીના ગરબા |
| ૯ વ્યંઢળ–ફાતડા–પાવૈયા | પુરૂષાતન મેળવવા આવે છે. |
| ૧૦ પેટમાં દર્દની ગાંઠ માટે | ચાંદીના ગાંઠ |
| ૧૧ ગોખમાં ભેટ | વરખના પતરાની સુંદર આંગી |
| | અગર કપુરી પાનની આંગી |

આવા અનેક જાતના દીન–દુઃખીઆ ભકતોનું કલ્યાણ કરવા-વાળા છે. તેમનો પ્રાચીન ઇતિહાસ–પ્રાગટય–પરચા–મંદિરોની હકીકત વહીવટી માહિતી વિગેરેને લગતો સરળ સંક્ષિપ્ત ગ્રંથ બહાર પડયો નથી. સને ૧૯૩૭માં શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડ મહારાજાના આશ્રયથી "શ્રી બાલા તંગ ચંદ્રિકા અથવા બહુચર ચિંતામણી" નામનો ગ્રંથ શાસ્ત્રી શ્રી સાકરલાલ યજ્ઞેશ્વર દવેએ લખેલો. વિદ્વતાવાળો કઠણ ભાષામાં વડોદરા રાજ્ય તરફથી પ્રગટ થએલો હતો. આ ગ્રંથ વિદ્વાનો સિવાય આમ જનતાને બહુ રૂચીકર થયો નહોતો. આ ગ્રંથની નકલો પણ હવે મળતી નથી. આથી શ્રી બહુચરાજી દેવસ્થાન તરફથી આ શ્રી બાલા ત્રિપુરા સુંદરી બહુચરામ્બાના સ્થાનનો સરળ અને માહિતીપૂર્ણ ઇતિહાસ તૈયાર કરાવી બહાર પાડવાની વિચારણા ચાલતી હતી. આથી શ્રી બહુચરાજી દેવસ્થાન સલાહકાર સમિતિએ ઠરાવ અંક ૬૪ તા. ૨–૩–૧૯૬૪ થી આવું પુસ્તક પ્રગટ કરવા ભલામણ કરી હતી. અને તે ભલામણ મે. મહેસાણા જિલ્લાના સમાહર્તા કચેરી (દેવસ્થાન શાખા) તરફથી મંજુર થતાં આ પુસ્તક પ્રગટ કરવાનું શકય બન્યું છે.

દેવસ્થાન એડવાઇઝરી કમિટીએ મે. કલેકટર સાહેબની મંજુરીથી પુસ્તક બહાર પાડવાનું મને સોંપવામાં આવ્યું છે આથી મને શ્રી જગદંબાની સેવા કરવાનો અમૂલ્ય લાભ મળ્યો છે. આથી શ્રી જગદંબાનો ખૂબ આભાર માનું છું.

## — અભિનંદન —

આ શલખનપુરના રાજરાજેશ્વરી ભગવતી શ્રી બાલા ત્રિપુરા સુંદરી બહુચરામ્બાનું. મહાગુજરાતના અધિષ્ઠાત્રી દેવીને લગતા સાહિત્યમાં દંતકથાઓ પરચાઓ–ગરબા કે પૂજનવિધિ દેવસ્થાનના વહીવટની માહિતી વિગેરેમાં સહાયભૂત થવા બદલ સંસ્થાના હાલના કારભારી શ્રી શંકરલાલ એમ. દવે તથા માજી–કારભારી શ્રી નારાયણ ભાઇ હ. જાની (કનોડાવાળા) તેમ જ સંસ્થાના સ્ટાફનો તથા ફોટા લેવામાં શ્રી સુરેન્દ્રભાઇ મણુંદીવાળા અને શ્રી હરિસિદ્ધભાઈ ગોવિંદ-લાલનો તથા માજી–દેવસ્થાન ચીટનીશ શ્રી કે. એલ. ભોલે જેમણે શ્રીમંત માનાજીરાવ ગાયકવાડનો ફોટો મેળવી આપ્યો છે. તે સર્વેનો તથા જે જે પુસ્તકમાંથી માહિતી મેળવી છે તે સર્વે સંપાદકોનો આભાર માનું છું.

આ દેવસ્થાનના ઉત્કર્ષ અને જીર્ણોદ્ધારના કામોમાં મહેસાણા જિલ્લાના મે. કલેકટર સાહેબ શ્રી રમેશચંદ્ર દેસાઇ, શ્રી મહાજની, શ્રી રમણલાલ ત્રિવેદી, શ્રી જયદેવભાઇ વ્યાસ, શ્રી દિ. શં. દીધે, શ્રી પરમાર અને શ્રી મનુકુમાર વ્યાસ, શ્રી હ. કે. ઓઝાએ ખંતથી દેવ-સ્થાનની સેવા કરી સહકાર અને સલાહ આપી છે તે માટે સંસ્થા તરફથી તેમનો હાર્દિક આભાર માનું છું.

લી.

— રતનલાલ લલ્લુભાઇ

## — આદ્યશક્તિ શ્રી જગદંબાના ઉપાસકો —

| | નામ | સ્થળ |
|---|---|---|
| ૧ | આદ્યગુરુ શ્રીમદ્ શંકરાચાર્ય | |
| ૨ | શ્રી ગૌડ પાદાચાર્ય | |
| ૩ | સ્વામી શ્રી રામકૃષ્ણ પરમહંસ | બંગાલ |
| ૪ | શ્રી રામદાસ સ્વામી | મહારાષ્ટ્ર |

૫ સ્વામી શ્રી અરવિંદબાબુ બંગાલ
૬ મહાકવિ કાળીદાસ મધ્ય પ્રદેશ
૭ મહારાણા પ્રતાપ રાજસ્થાન
૮ મહારાણા શિવાજી છત્રપતિ મહારાષ્ટ્ર
૯ શ્રી વલ્લભ ભટ્ટજી અમદાવાદ
૧૦ શ્રી જદુરામભાઇ વડનગર
૧૧ શ્રી દયારામભાઈ વડનગર
૧૨ શ્રી અમીચંદ ઝવેરી સુરત
૧૩ પૂજ્ય અમૂમૈયા અમદાવાદ
૧૪ પૂજ્ય કેશવ ભવાની નડીઆદ
૧૫ પૂજ્ય માર્કંડરાય માઇકલાપી રાજકોટ

---

મહેસાણા ડીસ્ટ્રીકટ કોર્ટના સીવીલ સ્યુટ નં. ૮/૧૯૫૯ ના જજમેન્ટ આધારે સ્કીમ નક્કી થયા મુજબ શ્રી બહુચરાજી માતાજી ટેમ્પલ ટ્રસ્ટનો વહિવટ ચાલે છે. તે મુજબ ગુજરાત ગવર્નમેન્ટે મંદિરનો વહીવટ ચલાવવા માટે એક ટેમ્પલ કમિટી ચાર વર્ષ માટે નિમવામાં આવેલ છે અને તેના નામો ગુજરાત સરકારના ગેઝેટમાં પ્રસિદ્ધ કરવવામાં આવેલ છે. તે મુજબ પ્રથમ કમિટીના સભ્યોના નામો નીચે મુજબ છે.

૧ શ્રી કલેકટર મહેસાણા (ચેરમેનશ્રી હોદ્દાની રુએ)
૨ શ્રી પ્રહલાદજી હરગોવનદાસ પટેલ મુ. બેચરાજી
૩ શ્રી હરિપ્રસાદ દુર્ગાદાસ લશ્કરી અમદાવાદ
૪ શ્રી ચંદ્રકાન્ત મોતીભાઇ (જગાભાઇવાળા) અમદાવાદ
૫ શ્રી તુલજાશંકર મંગળજી વ્યાસ ગોખરવા, તા. ચાણસ્મા
૬ શ્રી ભાવસિંહજી દાનસિંહજી ઝાલા (એમ. એલ. એ.) જોટાણા, તા. મહેસાણા
૭ શ્રી શિવુજી કાળુજી સોલંકી કાલરી, તા. ચાણસ્મા
૮ શ્રી અભેસિંહ રણછોડજી પરમાર જાખાના, તા. ચાણસ્મા
૯ શ્રી ગીકમલાલ ભગવાનદાસ જયસ્વાલ મુ. બેચરાજી

ઉપરોક્ત કમિટીની મુદત પુરી થતાં ગુજરાત સરકારના કાયદા ખાતાના તારીખ ૬ ફેબ્રુઆરી ૧૯૭૮ ના નોટીફીકેશન આધારે ટ્રસ્ટના વહીવટ માટે નીચે મુજબના સભ્યોની નિમણુંક કરેલ છે.

૧ શ્રી કલેકટર મહેસાણા (ચેરમેન)
૨ શ્રી પ્રહલાદજી હરગોવનદાસ પટેલ મુ. બહુચરાજી
૩ શ્રી વિક્રમભાઇ ધનજીભાઇ પટેલ (એમ. એલ. એ.) મુ. ચાણસ્મા
૪ શ્રી લીલદાસ અંબારામ પટેલ, સરપંચ; બહુચરાજી ગ્રામ પંચાયત
૫ શ્રી ખેમચંદ ચાવડા (એમ. પી.) ધીણોજ
૬ શ્રી નાથાલાલ મણીલાલ પટેલ મુ. છમીછા, તા. ચાણસ્મા
૭ શ્રી મુળજીભાઇ પરમાર વિજાપુર
૮ શ્રીમતી કંકુબેન માનસિંહભાઇ પટેલ મહેસાણા
૯ શ્રી ઉમિયાશંકર પુરોહીત મોઢેરા
૧૦ શ્રી શંકરલાલ જેસંગભાઇ પટેલ, અભય નગર સોસાયટી, અમદાવાદ
૧૧ શ્રી જગન્નાથભાઇ વ્યાસ
૧૨ શ્રી મોહનભાઇ મણીભાઇ દેસાઇ

# -* ખાસ માહિતી *-

## — શ્રી જગદંબાના ભક્તોને સૂચના —

બેચરાજી દેવસ્થાનમાં નીચે પ્રમાણે સેવા થઇ શકે છે.

કાયમ તિથિ નોંધાવી તેના વ્યાજમાંથી...

નિયત કરેલી તિથિએ વાપરવામાં...

### વિગત :

૧ આખા દિવસના ભોગ-પૂજા નંદાદીપ વગેરેમાં
૨ શ્રી નૈવેદ્ય (થાળમાં)
૩ શ્રી નંદાદીપના ઘીમાં
૪ લીલા-સૂકા મેવાની પ્રસાદીમાં
૫ પૂજા-સામગ્રીમાં
૬ સાકર-મીઠાઇની પ્રસાદીમાં
૭ દૂધની પ્રસાદીમાં
૮ આદ્યસ્થાનમાં થાળ-પૂજા-પ્રસાદી વીગેરેમા

## — નીચેનાં વિભાગોમાં —

૧ અલંકાર—આભૂષણ અને વસ્ત્રો
૨ બાગના ફળ—ફૂલ રોપા તથા સીઝન ફ્લાવરના વ.
૩ કમ્પાઉન્ડ તથા બગીચામાં આરામ માટે બાંકડા.
૪ યાત્રીઓના આરામ માટે બાંકડા
૫ ફરનીચર તથા વાજિંત્રો
૬ જીર્ણોદ્ધારના કાર્યમાં



## શ્રી બેચરાજી દેવસ્થાન માટે ગાયકવાડ સરકારે કાયમ માટે કરેલી મદદો :—

બેચરાજી દેવસ્થાન શ્રીમંત માનાજીરાવ ગાયકવાડ સરકારે બંધાવેલું છે અને તેને નિભાવનાર પણ પોતે જ હતા. વહીવટ સુવ્યવસ્થિત કરી કાયમી નિભાવણી માટે—બેચર—શલખનપુર અને ડોડીવાળા ગામો ઇનામ તરીકે આપેલાં. જે પાછળથી ખાલસા કરી રૂા. ૧૦૦૫૦) ની વાર્ષિક નિભાવણી માટે નિમણોક બાંધી આપી છે. અને વહીવટ પણ તેમના હસ્તક હતો. અને હાલ પણ મરજર થયા પછી મહેસાણાના મે. રા. રા. કલેકટર સાહેબ હસ્તક છે.

આ મંદિરના ઉત્કર્ષ માટે ઉપરની રકમ ઉપરાંત શ્રીમંત સયાજીરાવ મહારાજા ગાયકવાડે તેમના હસ્તકની રાજ્ય માલિકીની જી. બી. એસ. રેલ્વે હતી ત્યારે તેમણે બેચરાજી સુધી રેલ્વેનો ફાંટો લંબાવ્યો ત્યારે બેચરાજી સ્ટેશનથી ટિકિટો ઇસ્યુ કરવામાં આવે તેના ઉપર ટિકિટ દીઠ એક આનો (૭ પૈસા) સરચાર્જ નાંખવામાં આવેલો છે જે અદ્યાપી પર્યંત ચાલુ છે.

તેની વાર્ષિક આવક રૂા. ૧૫૦૦૦) પંદર હજાર આસપાસ આવે છે. એટલે કુલ રૂા. ૨૫૦૦૦) ની આસપાસની આવક થાય છે.

આ તેમની શ્રી જગદંબા પ્રત્યેની મમતાભરી ધાર્મિક લાગણીનું પ્રતિક છે.



# અ... નુ... ક... મ... ણિ... કા

## — વિભાગ : ૧ લો —



# વિભાગ-૧ લો

## શ્રી મહામાયા ભુવનેશ્વરીનો મહિમા

જગત્માતા શ્રી બાલા ત્રિપુરાસુંદરી બહુચરામ્બા અખિલ જગતમાં બહુ એટલે વિવિધરૂપે ચરનારી અર્થાત્ વિહાર કરનારી છે. ચરાચરમાં વ્યાપક બનેલી એ મહેશ્વરી જ આ સૃષ્ટિની, ઉત્પત્તિ, પાલન અને સંહાર કરનારી પરમ શક્તિ ગણાય છે. લીલા-વિલાસ માટે અનેક રૂપ ધારણ કરતી તે મહાદેવી જુદાં જુદાં નામોથી પણ ઓળખાય છે.

શ્રી બાલા ત્રિપુરાદેવીનું સ્વરૂપ તથા ઉત્પત્તિ વગેરે જાણતા પહેલાં આ ભૂવનેશ્વરી દેવીનો મહિમા જાણવો જોઇએ. બ્રહ્મા, વિષ્ણુ તથા શંકરને સૃષ્ટિની ઉત્પત્તિ સમયે જે પ્રભાવ બતાવ્યો હતો તે તથા ત્રણે દેવોને ત્રણ શક્તિઓનું પ્રદાન કર્યું હતું તે કથા શ્રી દેવી ભાગવત્ વગેરે ગ્રંથોમાંથી મળી આવે છે. બ્રહ્માંડની ઉત્પત્તિની તે કથા અહીં સંક્ષેપમાં આપીએ છીએ.

## (૧) મહાપ્રલય પછી જગતની ઉત્પત્તિનું વર્ણન

નારદજીએ બ્રહ્માજીને આ સૃષ્ટિ કેવી રીતે ઉત્પન્ન થઇ તેવો પ્રશ્ન પૂછ્યો તેના જવાબમાં બ્રહ્માજીએ નારદજીને નીચે પ્રમાણે કથા કહી સંભળાવી.

પૂર્વે મહાપ્રલય પછી સઘળું જળમય થઇ ગયું હતું. તેમાં સૌ પહેલાં પંચ ભૂત ઉત્પન્ન થયા અને તે પછી કમળમાંથી હું (બ્રહ્મા) ઉત્પન્ન થયો હતો. સૂર્ય, ચંદ્ર, વૃક્ષો કે પર્વતો કાંઇ પણ જોવામાં આવતું ન હતું. આથી હું વિચાર કરવા લાગ્યો કે આ જળમાં હું શાથી ઉત્પન્ન થયો છું? મને ઉત્પન્ન કરનાર કોણ? આ

જળ જેના આધારે રહ્યું હશે તેવી પૃથ્વી કેમ દેખાતી નથી? હું જે કમળમાંથી ઉત્પન્ન થયો તે કમળને ઉગાડનાર કાદવ પણ દેખાતો નથી. આમ વિચાર કરી મેં કમળનું મૂળ શોધવા પાણીમાં ઉતરવા માંડયું. મેં મૂળ શોધવા પાણીમાં હજાર વર્ષ સુધી પૃથ્વીની શોધ કરી પણ પત્તો લાગ્યો નહિ

છેવટે "તપ કર, તપ કર" એવી આકાશવાણી થઈ. એટલે મેં કમળ ઉપર આસન લગાવી એક હજાર વર્ષ લગી તપ કર્યું. તે પછી "સૃષ્ટિની રચના કર" એવી આકાશવાણી સંભળાઇ. પણ હું તે સાંભળી મૂઢ જેવો બની ગયો. હું કોને સરજુ અને કેવી રીતે તે મને સમજાતું ન હતું. તે સમયે મધુ અને કૈટભ નામના બે ભયંકર દૈત્ય ત્યાં આવ્યા અને મને ડરાવી યુદ્ધ કરવા તૈયાર થયા. આથી હું કમળના નાળના આધારથી જળમાં ઊતરી ગયો.

## (૨) મધુ કૈટભનો નાશ

કમળ–નાળની નીચે જળમાં મને એક અદ્ભુત પુરુષ દેખાયા. તે મેઘ સરખા શ્યામ પીળાં વસ્ત્ર તથા ચાર ભૂજાવાળા અને વરમાળાથી શોભતા હતા. તે શંખ, ચક્ર, ગદા, પદ્મને ધારણ કરી શેષનાગ રૂપી પલંગ ઉપર પોઢેલા હતા. એ મહા વિષ્ણુ યોગ નિદ્રાના દબાણથી ચેષ્ટા વગરના દેખાતા હતા. તે જોઇ મને ચિંતા થવા લાગી કે હવે શું કરું ?

પછી મેં નિદ્રારૂપી દેવીની સ્તુતિ કરી. મારી સ્તુતિથી એ દેવી શ્રી વિષ્ણુ ભગવાનના દેહમાંથી બહાર નીકળી મને દર્શન આપીને અદ્રશ્ય થઇ ગયા યોગનિદ્રાના ગયા પછી વિષ્ણુ ભગવાન જાગૃત થયા. તેમણે મારા ઉપર ધસી આવતાં મધુ અને કૈટભ સાથે પાંચ હજાર વર્ષ સુધી યુદ્ધ કર્યું. પણ દૈત્યો હાર પામ્યા નહિ છેવટે મહામાયાએ પ્રગટ થઇ તેમને મોહમાં નાખ્યા એટલે શ્રી વિષ્ણુ ભગવાને પોતાના ખોળામાં જ ઢાળીને દૈત્યોનો નાશ કર્યો.

તે વખતે ત્યાં રૂદ્ર ભગવાન પણ આવી પહોંચ્યા. અમે ત્રણ જણાએ મહામાયા જગદંબાની સ્તુતિ કરી એટલે પ્રસન્ન થઇને તે કહેવા લાગ્યા: 'હે બ્રહ્મા ! હે વિષ્ણુ ! હે રૂદ્ર ! આ બે દૈત્યો નાશ પામ્યા છે. હવે તમે આળસ તજી સૃષ્ટિ, સ્થિતિ અને સંહારનું કાર્ય કરવા માંડો, તથા પોત પોતાનાં સ્થાન નિર્માણ કરીને રહો તમારી વિભુતિઓમાંથી ચાર પ્રકારની પ્રજા સરજો.'

અમે ત્રણે જણાએ મહામાયાને કહ્યું : અમે શકિત વગરના છીએ. પ્રજા શી રીતે ઉત્પન્ન થાય ? ચારે બાજુ જળ ફેલાઇ રહ્યું છે. પૃથ્વી દેખાતી નથી. ભૂત ગણો, તન માત્રાઓ કે ઇન્દ્રિયો વગેરે કાંઇ જ દેખાતુ નથી.

આ સાંભળી મહામાયાએ મંદસ્મિત કર્યું તે સાથે જ આકાશમાંથી એક સુંદર વિમાન ત્યાં આવ્યું. મહાશકિતએ અમે ત્રણ જણને નિર્ભય બની તે વિમાનમાં બેસવા કહ્યું. તેમણે કહ્યું કે, તમને ત્રણે જણને અદ્દ્ભુત વસ્તુનાં દર્શન થશે અને તમારી શંકાઓ દૂર થશે.

## (૩) મણિદ્વીપનું વર્ણન

અમે ત્રણે જણા રત્નોથી શોભતાં તે દિવ્ય વિમાનમાં ચઢી ગયા શ્રી જગદંબાએ પોતાની દિવ્ય શકિતથી તે વિમાનને આકાશમાં ઉડાડયું. મન જેવી શીઘ્ર વેગવાળું તે વિમાન ઠેકઠેકાણે ભ્રમણ કરવા લાગ્યું ત્યાં પોત પોતાના સ્થાનમાં ઇન્દ્ર, બ્રહ્મા, શિવ, વિષ્ણુ વગેરેને જોઈ અમે ત્રણે જણા આશ્ચર્ય પામ્યા.

પછી વિમાન ઉડતાં ઉડતાં મીઠા પાણીના મોટાં મોજાંવાળો જળજંતુઓથી વ્યાપ્ત અને હાલતી લહેરોથી શોભી રહેલો સુધાસિન્ધુ આવ્યો. આ સમુદ્રની અંદર એક અતિ અદ્દ્ભુત બેટ જોવામાં આવ્યો. જેની શોભાનું વર્ણન પણ ન થઇ શકે તેવો રમણીય હતો. આ બેટ હતો મંદાર અને પારિજાત વગેરે અનેક પ્રકારનાં વૃક્ષોથી, તે દ્વીપ બહુ શોભી રહેલો હતો. અનેક બિછાના પાથરેલાં હતાં. મોતી

વગેરેની અનેક પ્રકારની માળાઓ ચારેકોર શોભી રહેલી હતી. ઘેરો દિવ્ય સુવાસ વ્યાપક રહ્યો હતો. અનેક જાતના સુગંધી પુષ્પો અને પલ્લવોથી તેની શોભા બહુ સુંદર લાગતી હતી.

## (૪) શ્રી બ્રહ્મા, વિષ્ણુ અને શિવજીને દર્શન

એટલામાં અમોએ દૂરથી એક મનોહર પલંગ દીઠો, એ પલંગના ચાર પાયાને ઠેકાણે બ્રહ્મા, વિષ્ણુ રૂદ્ર અને ઇશ્વર હતા અને ફલકની જગ્યાએ સદાશિવ હતા.

રત્નના સમૂહોથી જડેલા અનેક પ્રકારના બિછાનાઓથી ઢંકાયેલા અને ઇંદ્ર ધનુષ્ય પેઠે મણીઓથી થએલ વિચિત્ર રંગવાળા આ ઉત્તમ પલંગ ઉપર એક સુશોભિત ઉત્તમ સ્ત્રી બેઠાં હતાં. આ સ્ત્રીએ રાતાં ફૂલો અને રાતાં વસ્ત્રો ધારણ કર્યા હતાં. કરોડો વિજળીના સરખી કાન્તિવાળાં, જેની કરોડ લક્ષ્મીઓથી પણ અધિક કાન્તિ હતી એવાં એ દેવીનું સઘળું શરીર સૂર્યના બિંબ સરખું તેજસ્વી હતું ચાર હાથમાં વર, પાશ, અંકુશ અને અભય ધર્યા હતાં. મંદ હાસ્ય શોભી રહ્યું હતું. અમોએ કોઇપણ વખત ન જોયેલાં પણ આજ વખત જોવામાં આવેલાં એ શ્રી ભુવનેશ્વરી દેવીની પક્ષીઓ તથા અનેક દાસીઓ, સખીઓ હ્રીંકારના મંત્રથી જપતાં હતાં.

सुधासिन्धोर्मध्ये सुरविटपवाटी परिवृत्ते ।
मणिद्वीपे नीपोपवनवति चिन्तामणिगृहे ॥
शिवाकारेमंचे परमशिव पर्यंकनिलयां ।
भजन्ति त्वां धन्याः कतिचन चिदानन्दलहरीम् ॥

આ જોઇ અમો ત્રણે જણા વિસ્મય પામીને ઊભા રહ્યાં. અને વિચાર કરવા લાગ્યા કે આ દિવ્ય તેજસ્વી બાળા કોણ હશે ! અને તેમનું નામ શું હશે ? ત્યારે શ્રી વિષ્ણુ ભગવાને મનમાં નિશ્ચય કરીને કહ્યું કે આ ભગવતી મહાદેવી આપણા સઘળાઓનું કારણ છે.

મહાવિદ્યા, મહામાયા, પૂર્ણ પ્રકૃતિ, વિનાશ રહિત અલ્પ બુદ્ધિવાળાઓથી ઓળખાય નહીં એવાં, યોગથી જણાય એવાં, ક્રૂરતા રહિત નિત્ય તથા અનિત્ય સ્વરૂપવાળાં, મંદભાગ્યવાળા પુરુષોથી આરાધના કરવા અશક્ય વિશ્વનાં ઈશ્વરી, મંગળરૂપ, વેદને ઉત્પન્ન કરનાર, વિશાળ નેત્રવાળાં અને સર્વના આદિરૂપ તથા પરમ પ્રકાશવાળાં, શ્રી જગદંબા ઈશ્વર છે. હે બ્રહ્મા! હે રુદ્ર! આ દેવી જ પ્રલયકાળમાં સર્વના લિંગ શરીરોને પોતાના શરીરમાં રાખી સઘળા જગતનો સંહાર કરીને ક્રીડા કરે છે. આપણને આ ભગવતીના દર્શન થયાં તેથી આપણે ભાગ્યશાળી અને કૃતાર્થ થયા છીએ. આપણે જે તપ કરેલું તેનું જ આ ઉત્તમ ફળ છે.

હું જ્યારે કોમળ અંગવાળો બાળક બની વડના પાંદડાં રૂપ ઉત્તમ પલંગ ઉપર સૂતો હતો તથા હાથમાં પગનો અંગૂઠો લઈ મોઢામાં ઘાલતો હતો અને અનેક પ્રકારના બાળ લીલાઓથી રમતો હતો ત્યારે તે મને ઝુલાવતાં અને ગીત ગાતાં હતાં એ જ આ દેવી છે. જેનો મેં પૂર્વે અનુભવ કરેલો હતો તેનું આજ તેમનાં દર્શનથી સ્મરણ થાય છે. તેથી કહું છું કે આ દેવી આપણી "મા" છે—માટે આપણે વારંવાર પ્રમાણ કરતા કરતા આ મહામાયા જગદીશ્વરી પાસે જઈએ. આ મહાન વિભૂતિ મહામાયા છે અને તે જ આપણને વરદાન આપશે. જો દ્વારમાં ઊભેલી દાસીઓ આપણને અંદર જતાં અટકાવશે તો દ્વારમાં જ ઊભા રહી. સાવધાનપણાથી દેવીની સ્તુતિ કરીશું.

આ પ્રમાણે વિષ્ણુ ભગવાનનું વચન સાંભળી હું અને રુદ્ર રાજી થઈને સ્વસ્થ થયા પછી અમો ત્રણે જણાં વિમાનમાંથી ઉતરીને મનમાં બહુ બીતા બીતા દ્વારની પાસે ગયા. અને દ્વારમાં ઊભેલી દાસીઓ આપણને અંદર જતાં અટકાવશે તો દ્વારમાં જ ઊભા રહી. સાવધાનપણાથી દેવીની સ્તુતિ કરીશું.

આ પ્રમાણે વિષ્ણુ ભગવાનનું વચન સાંભળી હું અને રુદ્ર રાજી

થઇને સ્વસ્થ થયા પછી અમો ત્રણે જણાં વિમાનમાંથી ઉતરીને મનમાં બહુ બીતા બીતા દ્વારની પાસે ગયા. અમોને દ્વારમાં ઊભેલા જોઇ દેવી ભગવતીએ મંદ હાસ્ય કરીને તરત જ અમોને સ્ત્રીનું રૂપ ધરનારા કરી દીધા. અમારું ત્રણે જણાનું સ્ત્રી રૂપ થઇ જવાથી વિસ્મય પામેલા અમો તેમની પાસે ગયા અમોને સ્ત્રી રૂપ થએલા અને તેમના ચરણની પાસે ઊભેલા જોઇને દેવીએ પ્રેમથી ભરેલી દષ્ટિ વડે જોયા. આ દેવીના ચરણનું આસન કે જે અનેક મણીઓથી શણ-ગારેલું હતું કરોડ સૂર્યના તેજ સરખું હતું તેની સામે જોઇ અમો ત્રણે જણા દાસની પેઠે ઊભા રહ્યા. આ મહામાયાના પડખામાં શુભ આકારવાળી અને વિચિત્ર વસ્ત્રો તથા આભૂષણોવાળી બીજી અનેક દેવ–દેવીઓ સેવામાં તત્પર રહેલી હતી હે નારદ ! અમોએ ત્યાં જે બીજું અદ્દ્ભુત દીઠું તે કહું છું —

દેવીના ચરણારવિંદના નખરૂપી દર્પણથી અંદર સઘળું સ્થાવર બ્રહ્માંડ જોવામાં આવ્યું. બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, વાયુ, અગ્નિ, યમ, સૂર્ય, વરુણ, ચંદ્ર, ત્વષ્ટા, કુબેર, ઇંદ્ર, પર્વતો, સમુદ્રો, નદીઓ, ગંધર્વો, અપ્સરાઓ, વિશ્વાવસુ, ચિત્રકેતુ, શ્વેત, ચિત્રાંગદ, નારદ, તુમ્બરુ, અશ્વ-નિકુમાર, વસુઓ, સાધ્ય દેવ, સિદ્ધો, પિતૃઓ, શેષ આદિ નાગ, સઘળા કિન્નર, સર્પ, રાક્ષસો, વૈકુંઠ, બ્રહ્મલોક, કૈલાસ અને વળી મારી જન્મભૂમિ રૂપ કમળ, તે ઉપર બેઠેલો હું બ્રહ્મા. શેષનાગની ઉપર સૂતેલા વિષ્ણુ, મધુ, કૈટભ દૈત્યો વગેરે જોવામાં આવ્યાં. આ પ્રમાણે તેમના ચરણ કમળના નખની અંદર જોવામાં આવ્યું તેથી આ શું છે ? એમ શંકા પામીને હું, વિષ્ણુ તથા રુદ્ર પરમ વિસ્મય પામી ગયા. પછી સ્ત્રી રૂપ થએલા વિષ્ણુએ મહાદેવીની સ્તુતિ કરી હે મા ! આ સઘળું જગત તમારામાં જ રહ્યું છે તમને હું વારંવાર પ્રણામ કરું છું. આ જગતની ઉત્પત્તિ અને લય પણ તમારાથી જ થાય છે; આ જગત બનાવવામાં વિસ્તીર્ણ પ્રભાવશાળી તમારી માયા શક્તિ કે જે સર્વે લોકમય કહેવાય છે તે પણ આજ મારા

જાણવામાં આવી. હે મા ! બુદ્ધિમાન લોકો કહે છે કે પુરુષ પણ શક્તિ વિના વ્યવહાર કરવામાં અશક્ત છે; માટે આ સઘળા જગતને તમે તમારી શક્તિથી જ ઉત્પન્ન કરો છો. હે મા ! તમે મધુકૈટભ દૈત્યોથી અમારું રક્ષણ કર્યું, તમારા મહા વિસ્તિર્ણ લોકનું દર્શન કરાવ્યું અને આ મણિદ્વીપમાં અમને સુખની પરમકોટીમાં પહોંચાડયા તેથી અમને નિશ્ચય થયો છે. તમારા દર્શનનો પ્રભાવ મોટો છે. હે મા ! હે ભવાની ! હું રૂદ્ર, હું બ્રહ્મા પણ તમારા અચિન્ત્ય ચરિત્રને જાણતા નથી તો બીજું તો કોણ જાણે.

## (૫) બ્રહ્મા, વિષ્ણુ, મહેશને શ્રી ભુવનેશ્વરી દ્વારા શક્તિઓનું પ્રદાન.

આ પ્રકારે શ્રી વિષ્ણુએ સ્તુતિ કરી બ્રહ્માજી કહે છે. હે નારદ ! પછી શિવજીએ અને મેં પણ તેમની અનેક પ્રકારે સ્તુતિ કરી. ત્યારે આ આદ્ય શક્તિ ભગવતીએ પ્રસન્ન થઇને અમને બહુ પ્રકારથી ઉપદેશ કર્યો અને અનેક ભેદો સમજાવ્યા તથા કહ્યું કે પ્રારબ્ધે ઉત્પન્ન કરેલા તમો અહીંથી જઇ પોતાના સ્થાનકો રચીને તેમાં રહો. અને પોતપોતાના કાર્યો કરો ત્યારે અમોએ બહુ દીન વચનથી કહ્યું કે, હે મા ! અમો શું કરી શકીએ ? અમને કાંઈ પણ કરવાની તમારી શક્તિનો પ્રસાદ મળ્યા સિવાય અમારાથી કાંઈ થવાનું નથી. ત્યારે પરમકૃપાળુ જગદંબા પ્રસન્ન થઇને બોલ્યા કે —

હે બ્રહ્મા ! આ મારી સરસ્વતી નામની શક્તિ છે કે જે સુંદર રૂપવાળી, રજોગુણવાળી, ઉત્તમ શ્વેત વસ્ત્રો ધરનારી, દિવ્ય અને ઉત્તમ આસન ઉપર બેઠેલી છે તેને ગ્રહણ કરો. ક્રીડા વાસ્તે એ શકિતને તમારી સ્ત્રી કરજો. એને મારી વિભૂતિ અને અત્યંત પૂજ્ય માનજો. અને તેનું અપમાન કરશો નહીં. હવે તમે આના સાથે તુરત સત્ય લોકમાં જાઓ અને મહાતત્વમાંથી ચાર પ્રકારનું સઘળું જગત ઉત્પન્ન કરો. તમારે સર્વદા શ્રી વિષ્ણુને માન આપવું અને તેમની પૂજા કરવી કારણ કે તેમનામાં સત્વગુણ મુખ્ય છે તેથી આ વિષ્ણુ સર્વદા

સર્વથી અધિક છે. જ્યારે જ્યારે તમારે ભારે કામ પડશે ત્યારે આ વિષ્ણુ અવતાર ધરશે. તે પશુ, પક્ષી અથવા મનુષ્યાદિ યોનિમાં જન્મ ધરીને દાનવોનો નાશ કરશે.

આ રૂદ્ર જે મહાન છે તે તમને સહાય કરશે. તમે સઘળા દેવતાઓ ઉત્પન્ન કરીને જેમ અનુકૂળ પડે તેમ વિહાર કરજો. બ્રાહ્મણ, ક્ષત્રિયો અને વૈશ્યો સાવધાન રહીને દક્ષિણાવાળા અનેક યજ્ઞોથી તમો સઘળાઓનું યજન કરશે. હે દેવતાઓ ! મારા નામ (સ્વાહાઃ) ના ઉચ્ચારણથી તમો સઘળા સર્વ યજ્ઞોમાં સર્વદા તૃપ્ત અને સંતુષ્ટ થશો વળી દેવતાઓને દૈત્યોથી ભય ઉત્પન્ન થશે ત્યારે આ સુંદર શરીરવાળી વારાહી વૈષ્ણવી–ગૌરી–નારસિંહી અને સદાશિવા તથા બીજી અનેક શક્તિઓ ઉત્પન્ન થઇને તે ભયનો નાશ કરશે. હે બ્રહ્મા ! તમો આ બીજ અને ધ્યાન સહિત નવાક્ષર ॐ ऐँ ह्रीँ क्लीँ चामुंडायै विच्चे। મંત્રનો સર્વદા જપ કરતાં સઘળાં કાર્ય કરજો. તમારે સઘળા મનોરથોથી સિદ્ધિને માટે સર્વદા હૃદયમાં આ મંત્રનું ધારણ કરવું.

પછી વિષ્ણુને કહ્યું કે : હે વિષ્ણુ ! તમે જાઓ અને આ મનોહર શ્રી મહાલક્ષ્મીનું ગ્રહણ કરો. હું તમને ક્રીડાને વાસ્તે સર્વ સુખ આપનાર અને મંગળ રૂપ આ શક્તિ આપું છું. તમારે આનું અપમાન કરવું નહીં સર્વદા માન આપવું. તમો ત્રણમાં જે કોઈ મૂઢ બુદ્ધિવાળા ભેદ બુદ્ધિ રાખશો તો અવશ્ય નર્કમાં પડશો. તમને પણ આવા બીજ (ऐँ) કામરાજ બીજ (क्लीँ) અને ત્રીજું માયાબીજ (ह्रीँ આ ત્રણ બીજ રૂપ મંત્ર હું તમને આપું છું. સર્વ મનોરથોને પૂરનારા આ મંત્રનું ગ્રહણ કરીને તમે તેનો નિરંતર જપ કરજો અને જેમ સુખ મળે તેમ વિહાર કરજો. જ્યારે હું આ સઘળા સચરાચર જગતનો સંહાર કરીશ ત્યારે તમો પણ મારામાં લીન થશો. આ પ્રમાણે આ પરાપ્રકૃતિરૂપ દેવીએ વિષ્ણુ અને પછી સદાશિવને અમૃત વચન કહ્યું.

श्री माताजीना चमत्कारी परचावाळुं मंदिर
જીર્ણોદ્ધાર સંવત ૨૦૧૧



શ્રી બહુચરાજી માતાનું વરખડીવાળું આદ્ય સ્થાન
સોલંકી નરેશ તેજપાલે ગોખની સ્થાપના કરી સંવત ૭૮૭
સનખ રાજને મંદિર બંધાવ્યું સને ૧૨૦૮

શ્રી માનસરોવરના દરવાજા પાસેનું



મરાઠા નાના ફડનીસવાળું શ્રી બહુચરાજી
માતાજીનું મધ્ય સ્થાન

હે શિવ ! તમે આ ગૌરી રૂપ મનોહર મહાકાળીનું ગ્રહણ કરો. અને કૈલાસ વસાવીને સુખ મળે તેમ વિહાર કરો. તમારામાં તમો ગુણ મુખ્ય રહેશે. અને સત્ત્વ અને રજો ગુણ ગૌણ રહેશે. હે સદાશિવ ! હું કે જે ઉત્તમ છું. તે સૃષ્ટિ આદિના સમયમાં સગુણ છું. અને સમાધિના સમયમાં નિર્ગુણ છું. હું અનાદિ સિદ્ધ છું. તેથી મારી ઉત્પત્તિ નથી તેથી હું સર્વ કારણ રૂપ જ છું. હું કદી પણ કાર્ય કોટીમાં આવતી નથી.

બ્રહ્મા કહે છે :- આ પ્રમાણે અમને અનેક પ્રકારનો બોધ કરીને તથા સૃષ્ટિ-સ્થિતિ અને સંહારના કાર્ય કારણો બતાવીને કહ્યું કે હવે તમો કાર્ય કરવાને વાસ્તે વિમાનમાં બેસીને અહીંથી જાવ. તમને જયારે કાંઇ સંકટ પડશે ત્યારે સ્મરણ માત્રથી હું તમને દર્શન દઈશ. આ પ્રમાણે આજ્ઞા કરતાં અમો ત્રણે જણાનું પોત પોતાની આપેલી શક્તિઓ સાથે વિસર્જન કર્યું. એટલે અમો બીજા સ્થળમાં આવી પાછા પુરૂષ થઇ ગયા. હે નારદ ! આ મહાદેવીશ્રી ભુવનેશ્વરી જગદંબાનો પ્રભાવ વર્ણવતા પાર આવે તેમ નથી. એ સર્વથી ઉત્કૃષ્ટ છે અને પૂર્ણ ભાવથી આરાધના કરવા યોગ્ય છે માટે તમે પણ તેમનું આરાધન કરજો.

## (૬) શ્રી બાલાત્રિપુરા સુંદરી, ધર્મારણ્યનાં ચુંવાળ પ્રદેશમાં બહુચરાજી માતાનું પ્રાગટ્ય.

"**બાળા બહુચર** બાઈ રે, સનખલપુર રાજે;
સેવક સુખ કરવા રે ગોખે ચઢી ગાજે,
સુધાસિંધુ વિલાસી રે, ધોળાગઢ ધસિયાં;
ભંડાસુર વિનાશી રે, આવી ચુંવાળે વસિયાં."

સુધાસિંધુમાં આવેલા મણિદ્વીપના (જદુરામભાઇ) ચિંતામણિ ભુવનમાં બિરાજેલા જગદંબા લીલા-વિલાસ માટે કૈલાસ (ધોળાગઢ) માં પધાર્યાં અને ત્યાંથી નીકળી અસુરોનો વિનાશ કરી ચુંવાળ પંથક નામે

ઓળખાતા ધર્મારણ્યમાં વસ્યાં. ત્યાં એ જગદંબાનું નામ બાલા ત્રિપુરા અથવા *'બાલા બહુચરી' એવું પડ્યું.

ગુજરાત રાજ્યમાં આવેલા મહેસાણા જીલ્લાના ચાણસ્મા તાલુકામાં શ્રી બહુચરાજી માતાનું સ્થાનક આવેલું છે. લોકમુખે શ્રી બહુચરાજી માતા તરીકે ઓળખાતાં આ શ્રી બાલાદેવીનું સ્થાન પ્રાચીન છે. ચાણસ્મા તાલુકાનો આ પ્રદેશ મધ્યકાલમાં ચુંવાળ નામે ઓળખાતો હતો. તેથી માતાજીના ભક્ત ભટ્ટ વલ્લભે 'વસિયાં ચુંવાળ ચોક મારી બહુચરા' એમ ગાયેલું છે.

## (૭) શ્રી બાલા–બહુચરા સિદ્ધ પીઠ દેવી માતાની પ્રાચીનતા

ચુંવાળ પંથકનાં ચુંવાળીસ (૪૪) ગામ ઉપરથી 'ચુંવાળ' શબ્દ પ્રચલિત થયો છે. એ ચુંવાળનું અસલ કેન્દ્ર પ્રાચીન કાળમાં હાલનું દેત્રોજ ગામ હતું. બહુચરાજીથી વાયા કટોસણ થઈ વીરમગામ જતી રેલવે લાઈનની બાજુમાં આ ગામ આવેલું છે. સંશોધકો તેનું અસલ નામ **दैत्य राजपुर** એવું આપે છે. દૈત્યરાજપુરનું અપ્રભંશ રૂપ તે હાલનું દેત્રોજ હોવાનું અનુમાન થાય છે. આ ઉપરથી ચુંવાળ પ્રદેશમાં પ્રાચીન કાળથી દૈત્યઅસુરો વસતા હશે અને તેમનો વિનાશ કરવા માટે જગદંબા અહીં પધાર્યાં હશે એમ માનવા કારણ મળે છે.

શ્રી બહુચરાજી–બાલા ત્રિપુરાના આ શક્તિ પીઠની પ્રાચીનતા વિષે અનેક આધારો મળે છે. ચુંવાળ પંથક ઘણા પ્રાચીન સમયમાં 'ધર્મારણ્ય' નામે ઓળખાતા પ્રદેશના ભાગરૂપે હતો. એ ધર્મારણ્યનું કેન્દ્રસ્થનગર મોહોરકપુર (મોઢેરા) હતું. એ મોઢેરાના મોઢ વિપ્ર તથા વૈશ્યોની ઉત્પત્તિને લગતી ધર્મારણ્ય કથા પદ્મપુરાણ તથા સ્કંદ

---

* શ્રી બહુચરાજીના ૯૨ માં ભક્ત કવિ વલ્લભ ભટ્ટ પણ તેમના ગરબાઓમાં 'બાળા બહુચર' 'શ્રી બહુચર બાળા' એવા ઉલ્લેખો વડે આ વાતને પુષ્ટિ આપે છે.

પુરાણમાં મળે છે. ધર્મારણ્યને લગતી માહિતી આપતાં પદ્મપુરાણ શ્રી બહુચરી માતાનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે :—

**धौम्य उवाच:**

**स्थानंच पश्चिमे भागे पंचक्रोशप्रमाण तः ।**
**स्थिता बहुचरी शक्तिर्नराणां वीर्यदायिनी ॥** *

ધૌમ્ય કહે છેઃ આ સ્થાન (મોઢેરા) થી પશ્ચિમ દિશાએ પાંચ કોશ દૂર પુરુષોને પુરુષાતન આપનારી બહુચરા માતા નિવાસ કરે છે.

ભગવતી ભાગવત સ્કંદ ૭ ના ૩૦ મા અધ્યાયમાં દેવીના ૧૦૮ સિદ્ધપીઠો જણાવેલાં છે તેમાં ૭૧ મું સિદ્ધપીઠ–સ્થાન સરસ્વતી ક્ષેત્રમાં દેવમાતા નામથી થયુ હોય એમ જણાવ્યું છે. તેવી જ રીતે કાલિકાપુરાણના ૬૪ મા અધ્યાયમાં પણ ઉલ્લેખ મળે છે એ સરસ્વતીક્ષેત્ર એટલે ધર્મારણ્યક્ષેત્ર સમજવું. ધર્મારણ્યમાં શ્રી બહુચરા બાલાનું પીઠસ્થાન આવેલું છે. અદ્દભૂત રામાયણમાં પણ શ્રી માતાજી શ્રી રામચંદ્રજીને પોતાના સ્થાનનો નિર્દેશ કરતાં સિદ્ધપત્તન (સિદ્ધપુર) સમીપના બાલા-બહુચરાના પીઠસ્થાનનો ઉલ્લેખ કરે છે તે પણ નોંધપાત્ર છે.

શ્રી કૃષ્ણ ભગવાન પણ અહીં પધારેલા અને તેમણે શ્રી બહુચરા માતાજીની સ્તુતિ કરેલી એમ 'શ્રી બહુચર પિંજર સ્તોત્ર ઉપરથી જણાય છે. જુઓ :—

**"देवानामभयं ददाति वरदां श्री बहुचरी त्राहि माम् ॥"**
આ રીતે પ્રાચીન ગ્રંથોમાં શ્રી બાલા–બહુચરીના અનેક ઉલ્લેખો મળે છે તે ઉપરથા તેની પ્રાચીનતા સિદ્ધ થાય છે. ×

---

* પદ્મપુરાણ–પાતાલ ખંડ; ધર્મારણ્ય કથા અધ્યા ૨૯–૬૩

× વિશેષ માહિતી માટે જુઓઃ 'શક્તિ' માસિક: શ્રી સાલાંકઃ ચૈત્ર સં. ૧૯૯૫

## (૮) સપ્તસતીમાં બાલા ત્રિપુરા સુંદરીનું સ્વરૂપ

સપ્તસતી (ચંડીપાઠ) એ માર્કણ્ડેય પુરાણના એક ભાગ રૂપે છે. તેમાં દેવીનાં અનેક સ્વરૂપો તથા તેમનાં ચરિત્રો મળે છે. આઠમા અધ્યાયના ૧૭ મા શ્લોકમાં કૌમારી શક્તિનું વર્ણન જોવા મળે છે:-

**कौमारी शक्तिहस्ता च मयूरवरवाहना ।**
**योद्धुमभ्याययौ दैत्यानम्बिका गुहरूपिणी ॥**

હાથમાં શક્તિ ધારણ કરીને મયૂર ઉપર આરૂઢ થયેલી કૌમારી શક્તિ દૈત્યો સાથે યુદ્ધ કરવા આવે છે. એમ આ શ્લોકમાં ઉલ્લેખ છે. આ કૌમારી શક્તિ તે જ બાલા બહુચરા હોવાનું જણાઇ આવે છે. તેના વાહન વિષેની ચર્ચા આગળ કરવામાં આવશે.

વળી આગળ ૧૧ મા અધ્યાયમાં ૧૫ મા શ્લોકમાં એ કૌમારી શક્તિને નીચેની રીતે વંદન કરેલું છે :—

**मयूरकुक्कुटवृते महाशक्तिधरेऽनघे ।**
**कौमारीरूप संस्थाने नारायणि नमोऽस्तुते ॥"**

અહીં મોર અને કૂકડો એ કૌમારીનાં વાહનોનો ઉલ્લેખ થયેલો છે. તે ઉપરથી કૂકડા ઉપર સવારી કરનારા શ્રી બાલા બહુચરા ચંડીપાઠની કૌમારી હોવાનું જણાઈ આવે છે.

આ કૌમારી અથવા બાલાશક્તિનું પ્રસિદ્ધ વાહન કૂકડો છે. 'બહુચરાનો કૂકડો પેટમાં બોલે' એવી કહેવત પણ પ્રચલિત છે. પણ તે વિષેની ચર્ચા કરતા પહેલાં બાળા બહુચરીનાં પ્રાકૃત નામોનું તાત્પર્ય જાણી લેવું ઈષ્ટ છે, સપ્તસતીના કેટલાક ઉલ્લેખો પણ તે વસ્તુને સાર્થક કરતા જણાય છે.

# શ્રી બહુચરાજીનાં નામોની સમજુતી

શ્રી માતાજીનુ 'બહુચરા' નામ બહુ પ્રસિદ્ધ છે. તે ઉપરાંત બહુચરી, બહિચરી વગેરે નામો પણ યોજાય છે. આ શબ્દોની વ્યુત્પત્તિ પણ માતાજીના ચરિત્ર ઉપર અને સ્વરુપ ઉપર પ્રકાશ પાડે તેવી છે તેથી તેની સ્પષ્ટતા અહીં કરવામાં આવી છે.

બહુચરા શબ્દ બે રીતે સિદ્ધ થાય છે. એક સાવ સાદી વ્યુત્પત્તિ આ રીતે છે: **बहवः चराः यस्याः सा बहुचरा**। અર્થાત્ જેને ઘણા સેવકો છે તે બહુચરા પણ આ શબ્દની વધુ પ્રતીતિ જનક વ્યુત્પત્તિ આ રીતે થાય છે: **बहुचरतीति बहुचरा** । મહોપાધ્યાય શાસ્ત્રી હાથી શંકરભાઇની આપેલી આ વ્યુત્પત્તિ બહુ સંયુક્તિક લાગે છે. બહુ રાક્ષસો દુષ્ટોને ચરી જનારી–ભક્ષણ કરનારી તે બહુચરા અથવા બહુચરી.

સપ્તશતી અધ્યાય ૮ માના શ્લોક ૫૫ માં ચંડિકા સૂચના છે કે:

**भक्षयन्ती चर रणे तदुत्पन्नान्महासुरान् ।**

આમ બહુ દૈત્યોને ચપોચપ ભક્ષી જઇ રણમાં ઘૂમનારી શક્તિ તે બહુચરા એ શબ્દસિદ્ધિને ચંડીપાઠ પુષ્ટિ આપે છે.

માતાના ભક્ત વલ્લભ ભટ્ટ પણ ગાય છે :—

"મારી માતા બહુચરા રે લોલ,
દૈત્ય તેં તો બહુ ચર્યા રે લોલ"

આ રીતે **बहुन् (राक्षसान्) चरति भक्षतीति बहुचरी बहुचरा** । (બહુ રાક્ષસોને ચરી જનારી તે બહુચરા) એ વ્યુત્પત્તિ શ્રી માતાજીના ચરિત્રને બંધબેસતી થાય છે.

બહિચરી (બહિચંરી) એ શબ્દની વ્યુત્પત્તિ શ્રી બાલા ત્રિપુરાના સ્વરૂપની બોધક બને છે. **बर्हिणा चरतीति बर्हिचरी** । 'બર્હ' એટલે જેને પીંછાં હોય તેઃ **बर्हिन्** કહેવાય. તેના ઉપર બેસીને ગમન કરે તેનું નામ **बर्हिचरी** તેનું અપભ્રંશ બહિચરી થયું, શાસ્ત્રી શ્રી.

સાકરલાલ દવે 'બર્હિચરા' શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે આપે છેઃ **चरन्तीति चराः बर्हिणः चराः यस्याः सा बर्हिचरा।** બર્હિણ એટલે પીછાંવાળાં પક્ષી મોર, કૂકડો, હંસ વગેરે જેનાં વાહન-સેવક હોય તે દેવીનું નામ બર્હિચરા.

## (૯) શ્રી બહુચરાજીના વાહન સંબંધી

ઉપર આપણે જોઈ ગયા કે પીંછાંવાળાં પક્ષીઓ દેવી શ્રી બહુચરાજીના વાહન છે. સપ્તસતીમાં કૌમારી ૩૫-બાલાનાં મોર અને કૂકડો એ વાહનોનો ઉલ્લેખ પણ થયેલો છે. સરસ્વતીનું વાહન પણ હંસ અને મયૂર છે. તેનું બિરુદ પથ્ય કુમારી તરીકેનું છે. કોઇક વિદ્વાન બાલા-કૌમારી પક્ષીઓની ક્રીડા જોવા માટે મયૂર અને કૂકડો રાખે છે. એમ કહી **मयूरकुक्कुटवृते** નો અર્થ મયૂર અને કૂકડાથી ઘેરાયેલી દેવી એવો પણ ઘટાવે છે શ્રી બાલાદેવીના પ્રાચીન વર્ણનમાં **कुकुट्टवाहना** એવો પ્રયોગ નથી મળતો પણ શ્રી બાલા-બહુચરાનું કૂકડાનું વાહન લોકપ્રસિદ્ધ છે. શ્રી બહુચરાજી માતા ચતુર્ભૂજા દેવી છે અને તે તેમનાં આયુધો સાથે કૂકડા ઉપર બિરાજેલાં હોય તે રીતે તેમનાં ચિત્રો પરંપરાથી પ્રાપ્ત થતાં રહ્યાં છે. મધ્યકાલીન કવિઓએ પણ શ્રી બહુચરાજીના વાહન કૂકડાનો ઉલ્લેખ વારંવાર કરેલો છે. જુઓઃ-

"મીની ઉંદર ન રહે ખીર, છાનું ન રહે નપૂંસકનું નીર.
પારો પડે તેમાં ન રહે ટુકડો, છાનો ન રહે બહુચરનો કૂકડો"*

શ્રી બહુચરાજીના કૂકડાને મારી ખાઇ જનાર યવનના પેટમાંથી સવાર થતાં જ કૂકડો 'કૂક રે કૂક' કરતો પેટ ફાડીને બહાર આવ્યો એવી જન શ્રુતિ પણ પ્રચલિત છે. :—

"કૂકડિયા ભોજન કિયા તળિયા તાવા તાય,
તે બોલાવ્યા બહુચરાં! મુગલ-રા ઘટમાં ય."

---

* કવિ શામળ ભટ્ટ (નંદ બત્રીશી)

શ્રી બાલાદેવીનો કૂકડો બળ-સામર્થ્યના પ્રતીક જેવો પણ ગણાયો છે. ગુજરાતના પ્રતાપી સોલંકી રાજવીઓના રાજ ધ્વજમાં કૂકડાનું ચિહ્ન અંકિત થતું હતું. તે ધ્વજ કુક્કુટ ધ્વજ નામે ઓળખાતો. શક્તિશાળી માણસ માટે વપરાતો તળપદો શબ્દ 'ખખડ ધ્વજ' એ કુક્કુટ ધ્વજ ઉપરથી ઊતરી આવ્યો છે, એ સૂચક છે.

## કુકડાનો રહસ્યાર્થ

શ્રી બાલાદેવીના વાહન કૂકડાનો રહસ્યાર્થ પણ સમજવા જેવો છે. મનરૂપી મરઘડા (કૂકડા) ઉપર માયાદેવીએ સવારી કરી છે. તેના ઉપર કાબૂ મેળવી સંસાર સાગર તરવાને માનું સ્મરણ કરવું. કૂકડામાં ચાર ગુણ છે. સવારમાં બ્રાહ્મ મુહૂર્તમાં બધાને જગાડે છે. યુદ્ધ કરી જાણે છે. બધાની સાથે મળીને ખોરાક ખાય છે. અને આપત્તિમાં આવેલી સ્ત્રીનું રક્ષણ કરે છે. કૂકડો જમીન ઉપર ચાલે છે અને હવામાં ઊડે છે આપણી જગદંબા પણ તે જ પ્રમાણે ભૂગતિ અને મુક્તિ આપનારી છે.

## શ્રી બાલા ત્રિપુરાસુંદરી શાથી નામ પડયું.

ચુંવાળ ચોકમાં બિરાજેલા શ્રી બાલા-બહુચરાજીને બાલા ત્રિપુરા અથવા બાલા ત્રિપુરાસુંદરી એવું નામ આપવામાં આવે છે. તો આ નામનો શું ભાવાર્થ કે રહસ્ય છે તે જાણવું જોઇએ. કુમારી સ્વરૂપા દેવીને બાલા કહેવામાં આવ્યાં તથા બહુ રાક્ષસોને ચરનારાં હોવાથી બહુચરા કહેવામાં આવ્યાં તેની સ્પષ્ટતા આગળ કરી ગયા છીએ. હવે ત્રિપુરાસુંદરી નામ શા માટે પડયું. તેનો વિચાર કરીએ.

'લલિતા સહસ્ત્રનામ' ગ્રંથમાં નીચેનો ઉલ્લેખ મળે છે. :—

**"त्रिपुरा त्रिजगद्वंद्या त्रिमूर्तिस्त्रीदशेश्वरी ।"**

અહીં શ્રી જગદંબાનું ત્રિપુરા એવું નામ બતાવેલું છે. આની ટીકા લખનાર પંડિત ભાસ્કરરાય લખે છે કે, આ જગતની વ્યષ્ટિ તથા પ્રધાન દેવતા શ્રી મહાકાલી, શ્રી મહાલક્ષ્મી, શ્રી મહા સરસ્વતી

અથવા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર આ ત્રણેની મૂર્તિઓના કરતાં પરબ્રહ્મ સ્વરૂપા સમષ્ટિ શ્રી જગદંબા પુરાતન છે. માટે તેનું પુરાતનપણું બતાવવા શ્રી બાલા બહુચરા–જગદંબાનું નામ ત્રિપુરા પડયું છે.

ત્રણ ગુણથી એટલે સત્વ, રજ અને તમથી પણ પુરા એટલે પ્રથમ હોય તેનું નામ ત્રિપુરા વળી ત્રિપુરાર્ણવ નામના ગ્રંથમાં સુષુમ્ણા, પિંગલા અને ઈડા એ ત્રણ નાડી અને મન, બુદ્ધિ અને ચિત્ત એ ત્રણ નગર તેમાં (પ્રાણ રૂપે અથવા જીવ રૂપે) જે હમેશાં વસે એટલે આત્મારૂપે વ્યાપ્ત થાય તેનું નામ "ત્રિપુરા" કહેવાય, એમ ઉલ્લેખ છે.

કાલિકા પુરાણ પ્રમાણે જગતની વસ્તુઓ ત્રિ વર્ગાત્મિક જ છે. જેમકે ત્રણ લોક, ત્રણ દેવ, ત્રણ દેવીઓ, ત્રણ અગ્નિ, ત્રણ વેદ વગેરે. તેને વિષે બ્રહ્મરૂપે રહેલી જગદંબા તે ત્રિપુરા ત્રણ પ્રકારનાં પુર એટલે અવસ્થા (બાલ, યૌવન, ઘડપણ) ની જનની અથવા ત્રણ લોકની અંબિકા એટલે માતા અથવા ઉત્પન્ન કરનારી તે ત્રિપુરામ્બિકા છે.

આ રીતે **પરમ શક્તિ જગદંબાને ત્રિપુરા અથવા ત્રિપુરા સુંદરી કહેવામાં આવે છે.** તે જ દષ્ટિએ શ્રી બાલાદેવીને પણ શ્રી બાલા ત્રિપુરા કહેવામાં આવે છે તે ઉચિત અને શ્રી બાલા–બહુચરીના પરમ સામર્થ્યનું સૂચક છે.

બાલાના ભક્ત સેવક વલ્લભ ભટ્ટે પણ પોતાના ગરબાઓમાં વારંવાર બાળા–બહુચરા માટે ત્રિપુરા શબ્દની યોજના કરી છે :—

**ત્રિપુરા રાખણ ટેક, જગમાં ત્રિપુરા રાખણ ટેક,**
**તથા મહિષાસુર અસુર મહા સુભટ સબળા;**
**હણ્યા સુંદરી ત્રિપુરે, થઇ આપ અબળા.** × વગેરે

× શ્રી બાલાતંત્રચંદ્રિકા પ્ર. ૨ વલ્લભ ભટ્ટની વાણી.



વેદત્રયી શ્રી ગાયત્રીમાતા

# શ્રી બાલા ત્રિપુરાસુંદરીનું (પ્રથમ) પ્રાગટ્ય

## દંઢાવ્ય પ્રદેશનો દંઢાસુર દૈત્ય

પ્રાચીન કાળમાં સાબરમતી અને સરસ્વતી વચ્ચેનો પ્રદેશ દંઢાવ્ય તરીકે ઓળખાતો હતો. હાલ તેનો ઉત્તરનો ભાગ ચુવાળ નામે ઓળખાય છે ત્યાં બોરુ નામનું વન હતું અને દંઢાસુર નામે રાક્ષસ તે વનમાં રહેતો હતો. એ દંઢાસુર-દોઢા રાક્ષસના નામ ઉપરથી જ આ પ્રદેશ દંઢાવ્ય કહેવાયો હતો

દંઢાસુર રાક્ષસ ધૂમ્રલોચન ને મારનાર જગદંબાને નજરે જોવા તથા તેની સાથે યુદ્ધ કરવાના તેના મનમાં કોડ હતા. તેથી તેણે ભગવાન શંકરનુ તપ કરવા માંડ્યું. દઢાસુરના અઘોર તપથી શંકર પ્રસન્ન થયા અને વરદાન માગવા કહ્યું.

દંઢાસુરે કહ્યું : 'જે નારીએ મારા પૂર્વજ ધૂમ્રલોચનને માર્યો હતો તેને મારે જોવી છે.'

મહાદેવજીએ તથાસ્તુ સાથે કહ્યું કે, એ પરામ્બા શક્તિ બાળારૂપે પ્રગટ થશે અને તારી નજરે પડશે દંઢાસુર રાક્ષસ આખા ભૂમંડળને ત્રાસ આપવા માંડ્યો. અને દેવતાઓને પણ હેરાન કરવા લાગ્યો. તે ઉપરથી દેવતાઓએ મહામાયા જગદંબાની સ્તુતિ કરી તેમને પ્રસન્ન કર્યાં. અને દંઢાસુરનો નાશ કરવા માટે વિનંતી કરી.

દેવો ઉપર પ્રસન્ન થયેલાં જગદંબાએ કહ્યું : 'તમે શાંત થાઓ એ દંઢાસુર રાક્ષસનો નાશ કરવા માટે ભગવાન શંકરના વરદાન પ્રમાણે હું બાલારૂપે પ્રગટ થઈશ. પૂર્વે દક્ષ કન્યા સતીના દેહનું ખંડન થતાં તેમના હાથનો અવયવ જ્યાં પડયો હતો તે સરસ્વતી ક્ષેત્ર (ધર્મારણ્ય) માં મારું પીઠસ્થાન થશે. હું ત્યાં શ્રી ગાયત્રી બાલા બહુચરા નામથી પ્રસિદ્ધ થઇ તમારું દુઃખ દૂર કરીશ.'

પૃથ્વી મંડળને જીતી લીધા પછી મદાંધ દંઢાસુર સ્વર્ગલોક જીતવા માટે દેવલોકમાં પહોંચી ગયો. દંઢાસુરનું નામ સાંભળી ત્રાસ પામેલા દેવતાઓ સ્વર્ગ છોડી જતા રહ્યા હતા. આથી સ્વર્ગની ભૂમિ નિર્જન -વસતી વગરની બની ગઈ હતી. દંઢાસુર સ્વર્ગના માર્ગો ઉપર આમ તેમ ઘૂમવા લાગ્યો. તેવામાં તેણે એક વરખડીના ઝાડ નીચે એક સુંદર બાળાને બેઠેલી દીઠી. બાલાને જોતાં જ તેના રૂપથી આકર્ષાઇ તે અસુર રાજવી તેની પાસે ગયો. આ બાલા તે બીજું કોઇ નહિ પણ શ્રી બાલા ત્રિપુરાસુંદરી પોતે જ હતાં. રૂપ રૂપનાં અંબાર જેવી બાલાનું તેજ જોતાં જ દંઢાસુર અંજાઈ ગયો. દંઢાસુરે તેને પૂછ્યું : 'હે બાલા, તુ કોણ છે ? અહીં શા માટે બેઠી છે ?'

બાલા કહેવા લાગી : 'દેવતાઓ સ્વર્ગ છોડી જતા રહ્યા તેથી એકલી પડેલી હું અહીં બેઠી છું.'

'વાહ, ત્યારે તુ નિરાધાર બની ગયેલી બાલા છે. હું તને મારી પુત્રી તરીકે મારી પાસે રાખીશ, તું મારી સાથે ચાલ. દેવીથી અંજાયેલા રાક્ષસે બાલાને આમંત્રણ આપ્યુ.

બાલા સંમત થઈ અને તે દઢાસુર સાથે પૃથ્વી ઉપર દંઢાવ્ય પ્રદેશમાં આવી. દંઢાવ્યના ચુંવાળ પ્રદેશમાં પ્રવાસ કરતાં દંઢાસુરને ખૂબ તરસ લાગી. નજીકમાં ક્યાંય જલાશય દેખાતું ન હતું. તરસથી રાક્ષસ તરફડવા લાગ્યો. તેણે 'પાણી, પાણી' એવી બૂમ પાડી. તે વખતે શ્રી બાલા દેવીએ એક વરખડીના ઝાડ પાસે જઇ ત્યાં ત્રિશૂળ મારી પાણી કાઢયું. તે પાણી દંઢાસુરને પીવા આપ્યું. આ જોઇ દંઢાસુર ખુશ થયો. બાલા ઉપરનો તેનો ભાવ ખૂબ વધી ગયો.

## દંઢાસુરનો વધ

દઢાસુર તો રાક્ષસ હતો. નીતિનિયમોની તેને પરવા ન હતી. તેણે વિચાર કર્યો કે, આવી પ્રતાપી અને રૂપવતી બાળા સાથે હું

લગ્ન કરું તો મારા સુખનો પાર રહે નહિ. તેણે બાલાને કહ્યું :- બાલે ! તું મારા શત્રુઓની કન્યા છે. હું સ્વર્ગ જીતીને એક જીતાયેલી મીલકત તરીકે તને અહીં લાવ્યો છું. તું ઉંમર લાયક થતાં હું તારી સાથે લગ્ન કરીને સુખી થઇશ.'

શ્રી બાલાએ રાક્ષસને કહ્યું કે, મને પુત્રી કહીને અહીં લાવ્યો છે. તું પિતાને સ્થાને હોવા છતાં મને પરણવા માગે છે તે ઉચિત નથી. તારી બુદ્ધિ ભ્રષ્ટ થયેલી છે. આ રીતે સમજાવ્યા છતાં રાક્ષસે બાલા સાથે લગ્ન કરવાનો વિચાર તજી દીધો નહિ. ઊલટો તે વધુ આગ્રહી બની ગયો. આ જોઈ શ્રી બાલા ત્રિપુરા સુંદરીએ વિચાર કર્યો કે, હવે આ રાક્ષસને મારે શિક્ષા કરવી પડશે. પાલક પુત્રી માનેલી મને પરણવા તત્પર થયેલા તે અસુરની બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે. માટે તે મારો પાલક હોવા છતાં હવે મારે તેનો સંહાર કરવો પડશે.

આથી શ્રી બાલાએ કહ્યું : "હે અસુર, તું મારો પાલક હોવા છતાં મને પત્ની બનાવવા ચાહે છે તે તારી રાક્ષસી વૃત્તિનો પ્રભાવ છે. તું તારી જીદ છોડતો નથી. માટે હું તને કહું છું તે સાંભળી લે પાલક પુત્રીના પતિ થવાની ઇચ્છા રાખનાર તને સંહારવા માટે તારા કાળરૂપ બનીને હું બાલા ત્રિપુરા દેવી અહીં આવી છું."

આમ કહી શ્રી બાલા ત્રિપુરા બહુચરી માતાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. તેમણે કહ્યું : "હે મૂઢ, ધૂમ્રલોચનને મારનારી પણ હું જ છું. હું તારો સંહાર કરવા આવી છું. તારે જેતું સ્મરણ કરવું હોય તેનું સ્મરણ તું કરી લે."

શ્રી બાલા ત્રિપુરાનું ભયંકર સ્વરૂપ જોઇ રાક્ષસ સ્તબ્ધ થઈ ગયો. તેણે દેવી સાથે યુદ્ધ કરવાની તૈયારી કરી. દેવીએ વરખડીના થડ પાસે જ્યાં સજીવન જળ નીકળ્યું હતું ત્યાં ચોકી મૂકી અને કહ્યું કે, જે સ્ત્રી અહીં સ્નાન કરશે તે પુરુષ થઇ જશે. આ ચમત્કાર

પાછળનો હેતુ એ હતો કે કોઇ પણ સ્ત્રીનું શિયળ ભંગ ના થાય એ હેતુ હતો. કોઇ પણ માનવી આ પાણીનો અણઘટતો ઉપયોગ ના કરે તે માટે આ જળાશય ઉપર યક્ષની ચોકી મૂકી હતી.

આ પછી જગદંબા ત્રિશૂળ લઇ અસુરો સામે યુદ્ધે ચઢયાં. અને અનેક રાક્ષસોનો સંહાર કરી દંઢાસુરને પકડી મારવા માંડયો ત્યારે કુકવા બરાડા પાડયા અને તેને ઠાર કર્યો. આ કુકવા બરાડા પાડયા તેથી આ સ્થળનું નામ કુકવાઇ તરીકે પ્રસિદ્ધ થયું. આજે પણ તે નામથી ઓળખાય છે.

આ રીતે દંઢાવ્ય ક્ષેત્રોના અસુરોનો સંહાર કરી દેવતાઓને આ અસુરોના ભયથી મુક્ત કર્યા.

શલખણપુરની નજીકના વરખડીના વનમાં યુદ્ધનો થાક ઉતારી દેવીએ પોતાનું ઉગ્ર સ્વરૂપ સમાવી દીધું. આજે પણ શલખણપુરમાં શ્રી માતાજીનાં પગલાંનું પૂજન થાય છે. પૂર્વવત બાલારૂપ ધારણ કરીને માતાજી વરખડીવાળા મૂળ સ્થાને પધાર્યાં. માતાએ દૈત્યરાજ દંઢાસુરનો નાશ કર્યો તેથી દેવતાઓ પ્રસન્ન થઇ દુંદુભીનાદ કરવા લાગ્યા તથા માતાજી ઉપર પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. અપ્સરાઓ નૃત્ય કરવા લાગી તથા ગાંધર્વ અને કિન્નરો માતાજીના યશનાં ગાન ગાવા લાગ્યા. અનેક ઋષિમુનિઓ પણ ત્યાં આવી શ્રી બાલા દેવીની સ્તુતિ કરવા લાગ્યા

## શલખણપુર કોણે વસાવ્યું

દૈત્ય દંઢાસુર વિગેરે રાક્ષસોનો વધ કરી શ્રી માતાજી વરખડીવાળા વૃક્ષોની ઝાડીમાં આવી વિશ્રાંતિ લીધી. તે સ્થળ હાલનું શલખણપુર છે. આ ગામ સોલંકી પ્રતાપી રાજા વીર લવણપ્રસાદે તેમના રાજમાતા **શલખણબાઇના** નામ ઉપરથી વસાવ્યાનો વિક્રમ સંવત ૧૨૮૦ ના તામ્રપત્રોમાં ઉલ્લેખ છે.

ભીમદેવ બીજા (ભોળાભીમ) ના પત્ની સુલક્ષણા ઉર્ફે શલખણબાઈના નામ ઉપરથી શલખણપુર વસાવેલું છે. અહીંથી પછી શ્રી બહુચરાજી ગામના આદ્યસ્થાને આવી વસ્યાં છે આથી જ આ શ્રી માતાજી પગલાંવાળા સ્થાને ચૈત્ર અને આસો માસની પૂનમની સ્વારી બહુચરાજીથી સ્વારીનો વરઘોડો નીકળી આ અસલ સ્થાને આવી પાછો બહુચરાજી જાય છે.

## શલખણપુરના બહુચરાજીનું ટોડા માતા નામ શાથી પડયું ?

ગુજરાતના છેલ્લા રાજા કરણઘેલાના રાજ્ય અમલમાં સંવત ૧૨૯૬ થી સંવત ૧૨૩૨ ના સમયમાં તેના માસીના દીકરા હરપાલ કચ્છમાંથી આવેલા તે શક્તિના ઉપાસક હતા. તેથી તેમને શ્રી જગદંબા પ્રસન્ન થયેલા હોવાથી કોઈ કારણ પ્રસંગે કરણઘેલાએ ખુશી થઇ જણાવ્યું કે એક રાત્રિમાં જેટલા ગામોને તમો તોરણો બાંધશો તેટલા ગામો તમને ભેટ આપીશ. આ સાંભળી હરપાળે શ્રી જગદંબાની કૃપાથી બે હજાર ગામોને તોરણો બાંધ્યાં આથી તેમણે મળેલાં આ ગામોમાંથી કરણઘેલાની રાણીને બહેન ગણી પાંચસો ગામ આપ્યાં. તેમાં શલખણપુર ગામનો સમાવેશ થાય છે. આ તોરણોનો અપભ્રંશ શબ્દ તોડા માતા શલખણપુરના નામે પ્રસિદ્ધ થયા.

સરસ્વતીના કિનારે સિદ્ધક્ષેત્રમાં નિવાસ કરતા કર્દમ મુનિ તથા ભગવાન કપિલદેવ વગેરે સિદ્ધો અને મુનિઓ ત્યાં આવીને શ્રી બાલા ત્રિપુરા સુંદરીની વેદમંત્રોથી સ્તુતિ કરવા લાગ્યા : 'હે જગદંબા આપનો જય હો. વેદમાતા ! આપે આ અસુર ભૂમિને પાવન કરીને પુન: ધર્મનું સ્થાપન કર્યું છે. અમે આપને નમસ્કાર કરીએ છીએ.'

આ સાંભળી પ્રસન્ન થયેલાં શ્રી બાલા ત્રિપુરા દેવી બોલ્યાં : 'હે ઋષિ મુનિઓ ! આ અસુરી ભૂમિ પવિત્ર કરી ધર્મનું રક્ષણ

કરવા માટે હું અહીં મૂર્તિમંત દૈતરૂપ ધારીને આવી છું. તમે દિન પ્રતિદિન આ સ્થળે મારું પૂજન કરજો અને પાવન થજો. જે વરખડીના મૂળે મેં ત્રિશૂળ રોપ્યું છે ત્યાં મારું પૂર્વકાળનું અંગ પડયું હતું. માટે તેને તમે સિદ્ધપીઠ ગણી પૂજન કરજો. એ પૂજનથી તમારું તથા જગતનું કલ્યાણ થશે. 'હું ત્યાં નિરંતર વાસ કરીશ અને તમારી મનોકામનાઓ પૂર્ણ કરીશ.' આમ કહીને જગદંબા અંતર્ધ્યાન થઇ ગયાં.

## શ્રી કપિલ ભગવાનના હસ્તે શ્રી બહુચરમાતાના ગોખની સ્થાપના (બીજું પ્રાગટય)

શ્રી જગદંબા અંતર્ધ્યાન થઇ ગયા પછી શ્રી કર્દમ મુનિ વગેરેએ નર્મદા અને સાબરમતીના તટમાં રહેતા અનેક ઋષિમુનિઓને ધર્મારણ્ય (ચુંવાળ) માં તેડાવી વરખડીવાળા આદ્યસ્થાનની પાસે મોટો યજ્ઞ કર્યો. એ યજ્ઞ વખતે સિદ્ધ મુનિ કપિલદેવના શુભ હસ્તે વરખડીના મૂળ પાસે શ્રી બાલા ત્રિપુરાના ગોખની સ્થાપના કરી ત્યાં મુનિઓ દ્વારા ગાયત્રી યંત્રની પૂજાનો રિવાજ ચાલુ થયો.

જે સ્થળે મહાયજ્ઞ કર્યો હતો તે જગાએ કુંડ બનાવી માતાજીનું માનસરોવર (માતું સરોવર) નિર્માણ કર્યું. શાસ્ત્રની એવી વિધિ છે કે જે કુંડમાં મોટો યજ્ઞ થયો હોય તેમાં અગ્નિ શાંત થયા પછી કુંડને પાતાળના પાણીથી ભરી દેવો જોઇએ. આ રીતે માનસરોવરનું પ્રાચીન સ્થાન પણ શ્રી બાલા બહુચરામ્બાની ઉત્પત્તિ જેટલું પ્રાચીન છે.

આ રીતે દંઢાસુરનો નાશ કરનાર શ્રી બાલા ત્રિપુરા દેવીનું સિદ્ધ પીઠસ્થાન ચુંવાળ ચોકમાં અસ્તિત્વમાં આવ્યું; વરખડીવાળા આદ્યસ્થાનના મહિમાની ગરબીઓ નવરાત્રમાં ગામેગામ આજે પણ

ગવાય છે. માતાજીનાં તે પછીનાં યુગોમાં થયેલા પુનઃ પ્રાગટયની કથાઓ હવે પછી કાલક્રમે રજૂ કરવામાં આવશે.

## શ્રી બહુચરાજી માતાજીનું ત્રીજું પ્રાગટય કુલડીમાં કટક જમાડયું.

શ્રી જગદંબા બાલા ત્રિપુરાનું વરખડીવાળું સ્થાન પ્રસિદ્ધ થયા પછી માતાજીને ગુપ્ત રહેવાની ઈચ્છા થઈ. જગતજનનીની અકળ લીલા કોણ જાણી શકે છે ! માની ઇચ્છાથી ધીમે ધીમે આ સ્થાન વિસારે પડી ગયું. પરિણામે વરખડીના એ વનમાં શ્રી બાલા બહુચરાજી માતા વાસ કરે છે એની કોઇને પણ ખબર ન રહી. યોગમાયા જાણે સમાધિના નિર્વિકાર સ્થિતિમાં લીન થઈ ગયાં.

પણ કાલક્રમે શ્રી બાલા બહુચરાને પુનઃ પ્રગટ થવાની ઈચ્છા થઈ. ભોળી બહુચરાજી માતાએ આ વખતે ભોળાં–બાળગોપાળ· સમક્ષ પ્રગટ થવાનું પસંદ કર્યું. આ પ્રાગટયની કથા બહુ રસપ્રદ છે. કુલડીમાંથી બાળકોએ કટક–રાજાના લશ્કરને માતાજીની કૃપાથી જમાડયું તે જનશ્રુતિ આ પ્રાગટયમાં ગુંથાઈ છે.

વરખડીવાળા–બોરુ વનમાં ગાયો ચારનાર ગોવાળોના છોકરા રમતા હતા. કલિયુગમાં પોતાના આદ્યસ્થાનને પુનઃ જાહેર કરવા માટે માતાજીએ થાકીને ઝાડ નાચે ઊંઘી ગયેલા એક ગોવાળ–બાળકને સ્વપ્ન આપ્યું. માતાએ તે બાળકને સ્વપ્નમાં દર્શન આપી પોતાના વરખડીવાળા સ્થાનના ત્રિશૂળ તથા જળાશયની નિશાની બતાવી. ત્યાં પોતાની સ્થાપના કરવા કહ્યું : માતાજી અંતર્ધાન થતાં બાળક ઝબકીને જાગી ઊઠયો. તેણે પોતાના સ્વપ્નની વાત બીજા છોકરાઓને કહી સંભળાવી.

ચકિત થયેલા તે ગોવાળ બાળકો માતાજીની પ્રેરણાથી ત્રિશૂળની નિશાનીવાળું સ્થાન તથા જળાશય શોધવા લાગ્યા. નજીકમાં જ તે

સ્થાન જડી આવતાં બાળકો આનંદ પામી બહુચર માતાની જય બોલાવતા ઈંટો તથા માટી લઇ આવ્યા. ત્યાં તેમણે માતાજીનો ગોખ બનાવ્યો.

આ દિવસે બાળકોએ વિચાર કર્યો :—

"તાન્દુલ બાફો કુલડી મહીં,
બાલા બહુચર જમશે ભાવ ધરી."×

બાળકો પ્રસાદ તરીકે રાંધવા તાંદળા લાવ્યા; પણ કુલડી ન હતી. એટલામાં એક બાળકને માતાજીની કૃપાથી વગડામાં કુલડી પણ મળી આવી. માટીનાં ઢેફાંનો ચૂલો કરી સળગાવીને તે ઉપર તાંદુલવાળી કુલડી બાફવા માટે મૂકી. તે દરમ્યાન બાળકોને વિચાર આવ્યો કે માતાજીને ભોગ આપવો જોઇએ. એટલામાં એક પાડો (મહિષ) તે તરફ આવતો નજરે પડ્યો બધા બાળકો ભેગા થઇ પાડાને માતાજીના ગોખ પાસે પકડી લાવ્યા. પાડાને તેમણે માતાજી સન્મુખ ભોગ ધરવા માટે ઊભો રાખ્યો.

પણ તેનું મસ્તક છેદવા કોઇ શસ્ત્ર બાળકો પાસે ન હતું. છેવટે એક બાળકે લાકડાની સોટી તે પાડાની કાંધમાં મારી અને તેજ વખતે પાડાનું મસ્તક કપાઇ ગયું. આથી નવાઇ પામી ગોવાળ બાળકો ચીસો પાડવા લાગ્યા. આ ચમત્કારથી તે બધા બાઘા જેવા બની ગયા. પણ માતાજી ઉપરની તેમની આસ્થા વધુ દૃઢ થઇ.

એટલામાં એક રાજા પોતાના લશ્કર સાથે ત્યાં આવી ચઢ્યો. ચકિત બની ઊભેલા છોકરાઓ પાસે આવીને રાજા જુએ છે તો એક નાનકડી દેરડી આગળ માથું વધેરાઇ ગયેલો પાડો પડેલો છે.

---

× આ વિષે 'શ્રી વલ્લભ ભટ્ટ' શ્રી જદુરામભાઇના ગરબાઓમાં તથા કવિ શામળ ભટ્ટની કાષ્ટના ઘોડાની વાર્તામાં હકીકતો મળે છે.

આ પાડાને અહીં કોણે માર્યો હશે. એવો પ્રશ્ન રાજાના મનમાં ઊઠયો. બાળકો પાસે તો કોઇ હથિયાર ન હતું. આવો વિચાર કરીને રાજાએ છોકરાઓને પૂછ્યું : 'છોકરાઓ, તમારી પાસે કોઇ હથિયાર નથી, તો પછી આ પાડાનો વધ તમે કેવી રીતે કર્યો ?'

આ સાંભળી બાળકોએ કહ્યું : અમે આ માટીનો ગોખ બનાવ્યો છે. તે અમારી કુલદેવીનું સ્થાન છે. તે ગોખમાં જગતની માતા બહુચરાજી રહે છે. એ માતાજીને બલીદાન આપવા માટે અમે આ પાડાને પકડી લાવ્યા હતા. અમારી પાસે હથિયાર ન હોવાથી અમે તેના ગળા ઉપર લાકડી મારી તે સાથે જ એનું માથું ધડથી જુદું થઇ પડયું છે. વળી અમે આ કુલડીમાં તાંદુલ રાંધીને માતાજીને નૈવેદ્ય ધરાવીએ છીએ.

બાળકોની આવી વાત સાંભળી રાજાને પણ આશ્ચર્ય થયું, તેના મનમાં પણ શ્રદ્ધા પેદા થઇ. આથી તે મન સાથે માતાજીના ગોખને નમન કરવા લાગ્યો. શ્રી બહુચરાજીને નમન કરીને જતાં જતાં રાજાના મનમાં નૈવેદ્યનો વિચાર આવ્યો. આથી તે પેલા ગોવાળ બાળકોને ઉદ્દેશીને કહેવા લાગ્યો : 'હે છોકરાઓ જો આ શ્રી બહુચરાજી માતાજી ખરાં હોય, સાચાં હોય તો મારા આ બધા સૈન્યને આ માતાજીને ધરાવેલ કુલડીમાંનો પ્રસાદ ખવડાવો. ત્યારે આ બાળકો કહેવા લાગ્યાં. હે રાજા, શ્રી બહુચરમાનો પ્રસાદ બધા ય ખુશીથી લ્યો.'

એમ કહી એ સેનાનાં બધાં પ્રાણીમાત્રને એક નાની કુલડીમાંથી શ્રી માતાજીનો પ્રસાદ આપવા માંડયો અને તે બધાને તેમ જ રાજાને પણ આપવામાં આવ્યો પ્રસાદ ખાઈ રાજા આશ્ચર્ય પામ્યો કે આ એક નાની સરખી કુલડીમાંથી મારા બધા સૈન્યને અને મને પણ આ ગોવાળો કેવી રીતે પ્રસાદ આપી શકયા હશે ? અથવા આપણને બધાને આટલો થોડો પ્રસાદ કેવી રીતે પહોંચાડી શકયા હશે ? અને

આટલા બધા માણસો કેવી રીતે તૃપ્ત થઈ ગયા ? 'કુલડીથી કટક કેવી રીતે જમ્યું ?'

આ રીતે તે બાળકોએ પોતાની પવિત્ર ભક્તિથી જે કર્યું તે ઉપરથી શ્રી આદ્યશક્તિ શ્રી બાળાબહુચરાજી માતાજી પ્રસન્ન થયાં અને બાળકોનું વચન સત્ય કરી બતાવ્યું રાજા માતાજીને પગે લાગી સૈન્ય સાથે શ્રી માતાજીનું નામ લઈ, શત્રુને હરાવી વિજય પામી પોતાના ગામ ગયો. અને પોતાના મનોરથની સિદ્ધિ પામ્યો. *

આ પ્રમાણે શ્રી બહુચરાજી માતાજીની સર્વ જગતમાં પુન વિખ્યાતી થઇ ગઇ. આ શનખલપુરવાળી આદ્યશક્તિ બાળા બહુ-ચરાજી માતા સર્વ ભકતોનાં કાર્ય સિદ્ધ કરવા લાગી અને આજ પણ કરે છે.

## — કુબેર કવિ —

આ બાદશાહ મરણ બાદ પુન બ્રહ્મભટ્ટ કુળમાં જન્મ્યો. તે તેર વરસ સુધી બોબડો રહ્યો. છેવટે માતાજીના ધામમાં આવી તેણે એકવીસ લાંઘણ કરી. તે ઉપરથી શ્રી માતાજી તેના ઉપર પ્રસન્ન થયાં અને તે બોબડો મટી બોલતો થયો. તે કુબેર નામે કવિ તરીકે પ્રસિદ્ધ થયો.

---

* શ્રી જદુરામભાઇના ગરબામાં રાજાને બદલે બાદશાહ કહેલો છે. તે બાદશાહ કુલડીમાં કટક જમાડયાનો પ્રસંગ જોઇ માતાજીનો ભક્ત બને છે. પણ તેના આસુરી સ્વભાવને લીધે એક વખત તે માતાજીના કૂકડાનું ભક્ષણ કરી સૂઈ ગયો. પરોઢ થતાં જ તે કૂકડો તેના પેટમાંથી અવાજ કરતો પેટ ફાડી બહાર નીકળ્યો. વળી અસંખ્ય ભમરા ઊડતાં તેનું લશ્કર પણ ત્યાંથી નાસી ગયું.

# શ્રી બહુચરાજીનું પુનઃ (ચોથું પ્રાગટય:)

## — સોલંકીનો ગરબો —

## નારીનો નર કીધો....

પુનઃ વિસ્મૃતિમાં પડેલું શ્રી બાલા ત્રિપુરા-બહુચરાજીનું પીઠસ્થાન કલિયુગમાં સોલંકી રાજવંશના સમયમાં ફરી પ્રસિદ્ધને પામ્યું. શ્રી બહુચરાજીની ઉત્પત્તિની આ કથા સાથે સોલંકી કુમારની કથા ગુંથાઇ હોવાથી તે સોલંકીના ગરબા સ્વરૂપે જનતામાં પણ પ્રસિદ્ધ છે.

સોલંકીના ગરબાવાળી માતાજીની ઉત્પત્તિની આ કથા મોઢ બ્રાહ્મણ કવિ દયારામભાઈએ વિસ્તારથી આપેલી છે. તેને જ મળતી કથા શ્રી વલ્લભ ભટ્ટે પણ પોતાના ગરબામાં ગૂંથેલી છે. અહીં શ્રી દયારામભાઇના ગરબાના આધારે શ્રીજીની ઉત્પત્તિની કથા રજૂ કરવામાં આવે છે.

આ ગરબો કવિએ ચુંવાળમાં જોડયો હતો. તે લખે છે કે :—

**" મોઢ બ્રાહ્મણે અનુભવ લીધો,**
**માના પારે આવી વાસ કીધો;**
**માને પારે મેં પ્રેમરસ પીધો,**
**ગરબો બાણુંની સાલમાં કીધો. "**

કવિએ આ ગરબો બાણુની સાલમાં લખ્યો છે. પણ કયા સૈકાની બાણુની સાલ તે સ્પષ્ટ નથી. પણ ગરબામાં ગાયકવાડનો ઉલ્લેખ છે. તે જોતાં સંવત ૧૮૩૬ માં હાલનું મંદિર શ્રીમંત માનાજીરાવ ગાયકવાડે બંધાવ્યુ તે પછી સંવત ૧૮૯૨ માં આ ગરબો રચાયાતું અનુમાન થાય છે.

# — સોલંકીના ગરબાનો સાર —

કાલરી ગામનો સોલંકી રાજા વજેસિંહ ચુંવાળા ૧૦૮ ગામનો ધણી હતો. આ રાજાનું લગ્ન વિજાપુર તાલુકાના વસાઈ ગામની વાઘેલી કુંવરી સાથે થયું હતું. વજેસિંહ સોલંકીને બીજી પણ રાણીઓ હતી. પણ વૃદ્ધાવસ્થા આવવા છતાં પુત્રનું સુખ મળ્યું ન હતું. છેવટે જુવાન વાઘેલી રાણીને મધરાત્રે એક કન્યાનો જન્મ થયો. પણ રાણીએ કન્યાના જન્મની વાત ગુપ્ત રાખી કારણ સોલંકીને વારસદાર પુત્ર ન હોવાથી તેની ગાદી તેના પીતરાઈ ફટાયાના હાથમાં જવાનો ભય હતો. આથી રાણીએ દાસી સાથે મસલત કરી સવારે રાજાને ખબર મોકલાવી કે, વાઘેલી રાણીને પુત્રનો પ્રસવ થયો છે. રાજા આ સાંભળી બહુ ખુશ થયો.

**"વાત વડારણની નગ્રમાં જાણી,**
**આખા દેશમાં તે સાકરો વહેંચાણી;**
**રે મારી બહુચરાજી મા.**

**લોક કહે છે રાજાનું રહ્યું પણ,**
**કર્યું સગપણ જઈ પાટણ. રે મારી,**
**વેવિશાળમાં વાધ્યો છે રંગભેર,**
**કન્યા સત્તર કુંવર વરસ તેર. રે મારી.**
**કોમળ લહેર પાટ અંગમાં સોહાવે,**
**તેને મરદંગી તે વસ્ત્ર પહેરાવે, રે મારી.**
**છે કન્યા ને કુંવર કહ્યો છે,**
**ઉર ઉપર તો અંબુજ રહ્યો છે. રે મારી."**

રાણીએ કન્યાને પુરુષનાં કપડાં પહેરાવી વડારણોને સાધીને વાત બરોબર ગુપ્ત રાખી સૌ કોઇ પ્રજા સોલંકીને ત્યાં પુત્ર જન્મ્યો છે એમ માને છે. કુંવરનું નામ તેજપાલ રાખવામાં આવ્યું. તેજપાલનું સગપણ પાટણના ચાવડા રાજાની કન્યા સાથે કરવામાં આવ્યું. છેવટે તેજપાલનું લગ્ન પણ ચાવડી રાજકન્યા સાથે થઇ ગયું. હવે ગુપ્ત રાખેલો ભરમ-પરપોટો ફૂટવાની ઘડી નજીક આવી. કવિ કહે છે :—

**કન્યા તેડી પાટણ થકી ઘેર,**
**રાત અડધીએ તે ઉપનીશી પેરે, રે મારી બહુચરાજી.**

**જમસ્તાહીલ સ્થિર સંજોગ,**
**માગ્યો ભામનીએ ભરથારથી ભોગ. રે મારી૦**

**આના કાની થઇ ભ્રાંતી થઇ ભારી,**
**વાત ચાવડીએ લીધી વિચારી. રે મારી૦**

ચાવડી રાજકન્યા જ્યારે ઉમંગભેર પતિ પાસે ગઇ ત્યારે તેનો ભરમ ભાંગી ગયો. પોતાના જેવી જ એક કન્યા સાથે પોતાનું લગ્ન થયું છે, એમ જાણી તેણે હતાશાથી કપાળ ફૂટયું. ચાવડીની આશા અને અરમાનોના ચૂરેચૂરા થઇ ગયા. જગતમાં કોઇ નવોઢાને ન સાંપડી હોય તેવી ઘેરી નિરાશા તેને સાંપડી. ચિંતાતુર બનેલી ચાવડી દુઃખી મને પોતાના પિયર ચાલી ગઇ. તેના દુઃખની વાત તે કોઇને કહી શકતી ન હતી મનમાં જ મૂંઝાતી હતી.

દીકરી સાસરેથી પોતાને પિયર પાછી આવી એટલે તેની મા તેને મળી. અને પુત્રીના મુખ ઉપર અત્યંત ગ્લાની જોઇ તેને પૂછ્યું કે, તું કેમ આટલી દુઃખી દેખાય છે ?

રડતાં રડતાં ચાવડી કન્યાએ બધા **ભરમની વાત પોતાની માની** પાસે ખુલ્લી કરી અને કહ્યું કે તમે મને પુરુષ સાથે નથી પરણાવી પણ કન્યા સાથે પરણાવી છે. તમારો જમાઇ સોલંકી રાજાનો કુમાર પુરુષ નથી પણ પુરુષના ખોટા લૂગડાં પહેરે છે. તે કન્યા છે. આ ઉપરથી આખા રાણીવાસમાં તે વાત જાહેર થઇ અને તે વાતની પાટણના જુના રાજા ચાવડાને પણ ખબર પડી. પરંતુ તે બધુ જાણી મનમાં સમસમી રહી. પોતાના જમાઇ વિષે સાચી હકીકત શું છે તે જાણવા માટે પાટણના ચાવડા રાજાએ પોતાના જમાઇ સોલંકીને પોતાના ઘેર રમવા જમવા બોલાવવાનો પત્ર લખી એક સાંઢણી કાલરી તરફ હલકારી મોકલી.

પત્રમાં લખ્યું હતું કે શ્રી જમાઇરાજ સાથે તમો બધા સોલંકીઓ બે દિવસ આનંદ માટે અમારે ત્યાં પાટણ આવો.

આ સંદેશો સોલંકી રાજાને મળતાં ચારસો સોલંકી આવી ઘરેણાં વગેરે પહેરી, બખ્તર વગેરે ચઢાવી, ગોરખના ચેલા જેવા થઇ અને પાટણના વેવાઇ ચાવડા રાજાને ત્યાં, પોતાના કુંવર સાથે ગયા. ત્યાં જમવાની તૈયારી થવા લાગી પછી તે વખતે પાટણનો ચાવડો રાજા પોતાના જમાઇ સોલંકીને તેજપાલને કહેવા લાગ્યો. ‘ચાલો તમે સ્નાન કરી લો, સૌ સાથે જમવા બેસીએ.’

આ વાત સાંભળતાં સોલંકીનો પુત્ર **તેજપાલ** મનમાં ઘણો વિચારમાં પડયો. કાંઇ જ બોલ્યો નહિ એટલે ફરી સસરો કહેવા લાગ્યો ‘જમાઇ તમે થાકી ગયા હશો માટે તમને ચોળીને નવરાવીએ.’ તે વખતે તેજપાલ વિચાર કરવા લાગ્યો કે: **‘હું લાયક ઉમ્મરની કન્યા છું, પુરૂષ નથી અને વસ્ત્ર ઉતારીશ તો સૌના વચ્ચે મારો ભરમ ભાગશે.’**

તે વખતે તેના વડસસરાએ તેનો હાથ પકડવા પ્રયાસ કર્યો. તે જોઇ તેજપાલે પોતાની પાસે કટારી હતી તે વડે તેને મારી નાખ્યો.

અને નાશી જવાનું એક નિમિત્ત ઊભું કર્યું. આખા પાટણમાં બૂમ ઊઠી. ચાવડાના સેવકો ગભરાટમાં પડી ગયા તે તકનો લાભ લઇ તેજપાલે નાસવા માટે પોતાની લાલ ઘોડી, ચાકર પાસે મગાવી. તેટલામાં રાજાના નોકરો તેને પકડવા આવ્યા. અને તેને મારી નાખવાનું મન કર્યું. પણ ગૌહત્યા સ્ત્રી હત્યાનું પાપ લાગે તેથી મરાય નહિ તેવી ક્ષત્રિઓની બૂમ ઊઠી. તેટલામાં તો તેજપાલે લાલ ઘોડી ઉપર બેસી આંચકો માર્યો અને પાછું હઠાવ્યું વધારે બૂમાટો થવાથી હવે તેજપાલ નાસી જશે તેમ જાણી પાટણના બારે દરવાજાઓ બંધ કરી દીધા અને તેની પછવાડે ચાવડો રાજા સૈન્ય લઇ ધપ્યો. તે વખતે પોતાના સોલંકી કુમાર તેજપાલની રક્ષા માટે સાથે આવેલા ચારસો સોલંકી યુવાનો હતા તે બધાએ તે પોતાના ચાવડા રાજા જોડે લઢવા માંડયા, આખરે ચાવડાએ ચારસો સોલંકીને માર્યા અને તેજપાલને ઘેર્યો. તે વખતે તેજપાલ બધાને જોઇને પોતાની ઘોડી પાછી ફેરવી તેના શરીરમાં ક્ષત્રિય ઝનૂનનું શૂરાતન ચઢ્યું અને તેણે પોતાની પાસે રાખેલાં શસ્ત્રથી પોતાને રોકનાર સાતસો ચાવડાને મારીને ઠાર કર્યા.

પછી ઘોડીને એડી મારીને પાટણનો દરવાજો કૂદીને તે બહાર નીકળી ગયો તે વખતે તેજપાલ સોલંકીની સાથે એક કૂતરી પણ ઘોડીની સાથે ચાલવા લાગી. ઘોડી દક્ષિણ દિશા તરફ એકદમ ભર જંગલની ઝાડીમાં દોડવા લાગી. તે વખતે જેને શૂરાતન ચઢેલું છે, તથા છૂટો અંબોડો મૂકી દીધો છે તેવો તે તેજપાલ શ્રીના સ્થાનક પાસેના બોરૂવન પાસે આવ્યો તેટલામાં સાંજ પડી ગઇ. ઉનાળાનો દિવસ—ચૈત્ર માસ હોવાથી તાપને લીધે અકળાઈ ગયો હતો.

તે સમયે હાલ જ્યાં શ્રી બહુચરાજી માતાજીનું સ્થાન છે અને માનસરોવર છે, ત્યાં આવી તેજપાલે વિશ્રાંતી લીધી તેની સાથે આવેલી કુતરી અત્યંત તરસી થઇ.

ત્યાં એક પાણીનું નાનું સરખું તલાવડા જેવું ખાબોચીયું હતું અને પાસે વરખડીનું ઝાડ હતું. તે જળાશયમાં કૂતરી પાણી પીવા પડી અને નહાઇને આળોટવા લાગી. તે બધું તેજપાલ નજરે જોઇ રહ્યો. આફતમાં ઠેઠ પાટણથી સાથે આવેલી કૂતરી પ્રત્યે તેને સદ્ભાવ થયો હતો આ જળાશયમાં ન્હાવાથી શ્રી જગદંબા બાળા બહુચરમાની ઇચ્છાથી કૂતરીનો કૂતરો બની ગયો તે તેજપાલે નજરે જોયું અને આશ્ચર્ય પામ્યો. સમીસાંજ હતી તેથી વરખડીના ઝાડ ઉપર ચઢી જોયું તો તે વનમાં પોતે કોઇને જોયું નહીં. પછી તેજપાલે પોતાની લાલ ઘોડીને પણ એ ચમત્કારીક જળાશયમાં નવરાવી તો તે પણ શ્રી જગદંબાની કૃપાથી ઘોડી મટી ઘોડો બની ગઇ. તેજપાલ બહુ જ નવાઇ પામ્યો.

હવે તેજપાલના મનમાં ઘણો વિશ્વાસ પેદા થયો. તેણે વિચાર કર્યો કે લાવને મારું શરીર પણ આ તળાવમાં બોળું, તેમ નિશ્ચય કરી કોઇ પુરુષ ન દેખે તેમ તે તેજપાલરૂપી કન્યા તે શ્રી માજીના તળાવમાં ન્હાવા પડી અને માની કૃપાથી જુવે છે તો પોતાના શરીરમાં રહેલાં બધાં સ્ત્રીનાં ચિહ્નો જતાં રહ્યાં અને પુરુષનાં ચિહ્નો પ્રગટ થયેલાં દેખાયાં. શ્રીની ઇચ્છા તથા કૃપાથી તેને મૂછો સુદ્ધાંત આવી અને **તેજપાલ નારી મટી નર થયો.** આ બધો ચમત્કાર ભક્તને સહાય કરવાની શ્રીજીની ઇચ્છાથી તથા બહુચરમાના ચમત્કારી જળાશયમાં ન્હાવાથી થયો.

પ્રાત:કાળ થયો તે વખતે તે પુરુષ બનેલા તેજપાલ સોલંકીએ તે જગ્યા પોતાને પુન: ઝટ જડે તે માટે તે જગ્યાએ આવેલા વરખડીના ઝાડ આગળ ત્રિશૂળનું ચિહ્ન કરી મૂક્યું અને પછી કાલરી તરફ ચાલ્યો. કાલરી ગામ પાસે આવીને તે સોલંકી રાજપુત્રે પોતાને ઘેર વધામણી મોકલી. સૌ હર્ષ પામી સામાં તેડવા ગયાં અને માન પૂર્વક ઘેર તેડી લાવ્યાં. તેજપાલને પુરુષ થયેલો જોઇ બધા આશ્ચર્ય

પામ્યા તે પછી સોલંકી રાજપુત્રે પાટણમાં પોતાના સસરા ચાવડાને ત્યાં પોતાની સ્ત્રીને આણુ વળાવવા માટે માંગણું કર્યું. પાટણમાં પણ આ સમાચાર પહોંચી ગયા હતા. આથી તે કન્યા પણ ઘણી હર્ષ પામી ફરી સાસરે આવી.

પાટણના ચાવડા રાજાએ શ્રી બહુચરાજી માતાજીની કૃપાથી તથા ચમત્કારથી પોતાનો જમાઈ પુરુષરૂપ થઈ જવાની વાત સાંભળી હતી પણ તેના મનમાં તે વાત સાચી લાગી નહીં. પણ શ્રી બહુચરાજી માતાજીએ તે ચાવડા રાજાને સ્વપ્ન આપ્યું અને તે વાત સાચી છે એમ કહ્યું એટલે તેને બહુ જ આનંદ થયો અને પોતે જાતે સોલંકી રાજાને મળી પાયે પડયો તેણે શ્રી જગદંબાની પાસે પણ ઘણી ઘણી માફી માંગી કે હે ! આદ્યશક્તિ જગદંબા—મેં તારા સેવકનો ઘણો અપરાધ કર્યો છે તે ક્ષમા કર અને પ્રસન્ન થા. તેની પ્રાર્થનાથી દયાળુ એવા શ્રી જગદંબાએ તેને અભય વરદાન આપ્યું. ત્યાર પછી પોતાની સ્ત્રી તથા સસરાને લઇને તે સોલંકી રાજા તેજપાલ પોતે જે જગ્યા ઉપર સ્ત્રીનો પુરુષ બન્યો હતો તે શ્રી બહુચરમાના પ્રગટ-વાળી જગ્યાએ આવ્યો. વરખડીના ઝાડ ઉપર પોતે શ્રી ત્રિશૂળનું ચિહ્ન કરી ગયો હતો તે નિશાનીથી જગા જટ જડી આવી.

વનમાં તે જ જગ્યાએ શ્રી બાલા ત્રિપુરા શ્રી બહુચરામ્બા શ્રી જગદંબાનું ( હાલના મોટા દહેરાની પાછળ જે **નાનું વરખડી પાસે દહેરૂં છે તે ) દહેરૂં સોલંકીએ બંધાવ્યુ** અને ત્યાં જે નાનું જળાશય હતું તે કે જેમાં પહેલા પોતે ન્હાવાથી પુરુષ થયો હતો તે શ્રી જગદંબાની ઈચ્છાથી પુરાવી નાં યુ. વરખડીનું ઝાડ પણ અંદર રહે તેવી રીતે દહેરું સંવત ૭૮૭માં બંધાવ્યું. અત્યારનું શ્રી માતાજીનું 'માનસરોવર' છે તે પણ તેવા જ ચમત્કારવાળું મનાય છે. આ દહેરું સોલંકીએ ઉત્તરાભિમુખનો શ્રી માતાજીનો ગોખ બનાવી તેમાં

ચાર હાથવાળી **શ્રી માતાજીની મૂર્તિ પણ પધરાવી પ્રતિષ્ઠા કરાવી.** આ પ્રમાણે શ્રી જગદંબા પ્રકટ થવાથી દેશ દેશમાં તેમનો ચમત્કાર ફેલાયો. શ્રી બહુચરાજી માતાજી ચમત્કારી છે તેવું પ્રસિદ્ધ થવાથી ઘણા ગામોમાં શ્રી બાળા બહુચરાજી માતાના દેવળો ભકતોએ પ્રેમથી બંધાવ્યા છે.

**શ્રી બાળા બહુચરાજી ત્રિપુરાસુંદરી માતાજીનું આ પ્રાગટ્ય અષાડ માસના શુકલ પક્ષમાં થયું છે એવું ભક્તરાજ કવિ દયારામભાઇ લખે છે. ***

## — ગુજરાતનાં ત્રણ શક્તિપીઠો —

ગુજરાતમાં પાવાગઢમાં શ્રી મહાકાલી, ચુંવાળમાં શ્રી બાલા બહુચરાજી તથા આરાસુરમાં શ્રી અંબાભવાની તથા ખેડબ્રહ્માના અંબાજી પીઠસ્થાનો વિખ્યાત છે આ ત્રણ પીઠસ્થાનોમાં યંત્રરૂપ ગોખમાં દેવીના સ્થાપના કરવામાં આવી છે તેને 'આંગી' કરીને વસ્ત્રો તથા અલંકાર ધરાવવામાં આવે છે મતલબ કે આ પીઠસ્થાનોમાં મૂર્તિ નહિ પણ યંત્રની પ્રતિષ્ઠા છે.

પરામ્બા જગદંબા—આદ્યા શકિતનાં ત્રણ સ્વરૂપોનું રહસ્ય જાણવા જેવું છે નિરાકાર જગદંબા આ શકિતઓનાં સ્વરૂપ ધરીને સાકાર બને છે અને ભકતોનુ રક્ષણ કરે છે.

**પાવાગઢના શ્રી મહાકાલી** – મહાકાલી અથવા કાલિકાદેવી એ કાલ એટલે સમયની શકિત છે. જેમ કાલને આપણે જોઇ

---

* શ્રી માતાજીના પ્રાગટ્યને લગતો શ્રી વલ્લભ ભટ્ટજીને આને મળતી જ હકીકતનો ગરબો રચ્યો છે. તે આ પુસ્તકના પરિશિષ્ટમાં આપ્યો છે.

# श्री महाकाली मंदीर (पावागढ)



| | | |
|---|---|---|
| बहुचराजीनो गोख तथा महालक्ष्मी | महाकालीनो गोख | महाकालीनी मूर्ति तथा नवदुर्गा अने सरस्वती |

શકતા નથી તેમ કાલીમાતાની શકિત પણ અદશ્ય છે. તે અછેદ્ય અને અભેદ–અપૂર્વ શક્તિ છે. કાલી શક્તિમાત્રના બીજરૂપ છે. ભીષણ છે તેવી જ રીતે કાલીનું રૂપ પણ ભીષણ છે. દુષ્ટોનો સંહાર કરવો, અધર્મનો નાશ કરવો, ભકતોનાં પાપ બાળી નાખવાં અને તેમનો ઉદ્ધાર કરવો એ કાલીકા માતાનું અહોરાગનું કર્તવ્ય–વ્રત છે. અસૂર–દળને દળનારી કાલી ભકતોને અભય વરદાન આપનારી છે.

**શલખનપુરના શ્રી બાલા ત્રિપુરા સુંદરી બહુચરાજી :–** જે શક્તિ બહુરૂપે ચરાચરમાં વ્યાપી રહી છે. જેનો સર્વંગ વાસ છે તે શકિતનું નામ શ્રી બહુચરા છે. શ્રી બાલા સ્વરૂપ બહુચરા કૂકડાના વાહન ઉપર બિરાજે છે. એના ભકતો એને જ્યાં યાદ કરે ત્યાં એ હાજર હોય છે. શ્રી બહુચરાજીનો વાહન કૂકડો જેમ ઊંઘતાને જગાડે છે, તેમ શ્રી બાલા દેવી પણ ભકતોને અજ્ઞાનરૂપી નિંદ્રામાંથી જાગૃત કરે છે અને સાચો માર્ગ બતાવે છે.

કૌમારી રૂપ બહુચરા અનેક દાનવોનો સંહાર પણ કરનારી છે. એ પુરુષાતન આપનારી શક્તિ વિશ્વના પરાક્રમ, તેજ અને વીર્યના બીજરૂપે ગણાય છે.

**આરાસુરના શ્રી અંબા ભવાની** :– અંબા એટલે માતા-જનની. મા એ સંસારમાં વાત્સલ્યની મૂર્તિ છે. સંતાનો પ્રત્યેનો તેનો પ્રેમ બીજે ક્યાં ય જોવા મળતો નથી. માતા અનેક કષ્ટ વેઠીને બાળકને સાચવે છે. પોતે ભીનામાં સૂઈ બાળકને સારી જગામાં સુવાડે છે. આ માતાનો પ્રેમ અસીમ છે. સંતાનનું દુઃખ જાણતાં જ તે અંબા દોડી આવે છે. શ્રી અંબા ભવાની તરીકે પણ વિખ્યાત છે. ભવાની એટલે શંકર પત્ની પાર્વતીનું રૂદ્ર સ્વરૂપ. ભવાની શિવાજી જેવા અનેક વીરોની પ્રેરણા શકિત છે. સિંહવાહિની અંબા ભવાની બ્રહ્માંડના શૌર્યનું પ્રતીક છે. ભવાની દેવીનો સિંહ પણ દુષ્ટોનો સંહાર કરનારો છે.

સ્ત્રીને પૂજામાં ત્રણ વિવિધ સ્વરૂપે પૂજ્ય ભાવે પૂજવામાં આવે છે.

પ્રથમ ભાવ બાલા કે કૌમારીનો, બીજો ભાવ સુંદરી કે સૌભાગ્યવતીનો અને ત્રીજો ભાવ પ્રૌઢા કે જનનીનો.

પ્રથમ ભાવમાં કોઇ પણ જાતીની સ્નાનથી પવિત્ર થયેલી કુમારીકાનુ પૂજન થાય છે.

વીર અધિકારવાળા શક્તિ યુગ્મ પૂજા કરે છે અર્થાત દંપતીનો શિવશક્તિ રૂપે સત્કાર કરે છે.

શક્તિના જનની સ્વરૂપે ત્રીજા ભાવમાં સ્ત્રીનું પૂજન થાય છે.

**બહુચરાજી-અંબીકા અને કાલિકા :** આ ત્રણ ભિન્ન ભિન્ન ભાવોની દેવીઓ-શક્તિઓ ગણાય છે.

બહુચરાજીમાં બાલાનો અંબીકામાં યુવતીનો અને કાલિકામાં પ્રૌઢા જનનીનો ભાવ છે

**આદ્યા શક્તિનાં વિવિધ સ્વરૂપો :** બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર અથવા શિવ એ ત્રણ મુખ્ય દેવતાઓની ત્રણ મુખ્ય શકિતઓ સરસ્વતી, લક્ષ્મી અને પાર્વતી સગુણ રૂપે પ્રગટ થઇ છે. પ્રસંગ પ્રમાણે એ શક્તિઓનાં બીજાં પણ અનેક રૂપ પ્રગટ થયા છે. વસ્તુતઃ એ બધાં સ્વરૂપ નિર્ગુણ જગદંબાના અંશરૂપે છે. મણિદ્વિપમાં વસનારી પરામ્બા બાલા ત્રિપુરા જ એ સૌના અહી કારણ રૂપ છે. એની ઇચ્છાથી જ આ જગતનો લીલા વિલાસ ચાલે છે.

તંત્રશાસ્ત્રી કહે છે કે, મૂળભૂત નિષ્ક્રિય ચૈતન્ય શવરૂપ છે. પણ જ્યારે તેમાં જગદંબાના શક્તિ પ્રવેશ કરે છે ત્યારે સ્પંદન પ્રગટે છે, સ્ફુરણ થાય છે અને ત્યારે જ શવ મટી શિવ રૂપ બને છે.

જડસ્વરૂપ ચૈતન્ય–શિવના દેહ ઉપર શક્તિ નૃત્ય કરે છે. એ રૂપકનું રહસ્ય પણ આ રીતે સમજી શકાય છે.

ચિદ્ શકિતના સ્વરૂપ બોધક અનેક મંત્રો વેદમાં મળે છે. ઘણે સ્થળે શકિતને અદિતી નામે વર્ણવી છે આ શક્તિ દેવ પ્રસુતા અથવા દેવમયી છે. તેના પ્રકાશવાન પુત્ર આદિત્ય કહેવાય છે. વિરોધ સ્વભાવની શકિત દિતી કહેવાય છે. તેના સંતાનો મલીન વાસનાવાળા અને દુષ્ટ કર્મો કરનારા દૈત્યો તરીકે ઓળખાય છે.

બ્રહ્મ ચૈતન્યની શુદ્ધ શિકત **ગાયત્રી–સાવિત્રી અને સરસ્વતી** છે. **ગાયત્રી** દેવી ભર્ગ એટલે તેજ સ્વરૂપ હોવાથી ભર્ગમયી, તેજોમયી, જ્યોતિર્મયી નામોથી ઓળખાય છે. વિશ્વ પ્રસુતા હોવાના કારણે તે **સાવિત્રી** કહેવાય છે. વહન કરનાર હોવાથી **સરસ્વતી** કહેવાય છે.

## પુરુષાતન આપનારી શક્તિ શ્રી બાલા ત્રિપુરા સુંદરી બહુચરાજી

બ્રહ્મા, વિષ્ણુ અને શંકરને દર્શન આપનારી જગદંબા બાલા ત્રિપુરાની કથા આપણે પ્રારંભમાં જોઇ ગયા. એ કથામાં ઉલ્લેખ છે કે શ્રી જગદંબાની સમીપ જતાં જ ત્રણે દેવો સ્ત્રી રૂપ બની ગયા. પછી જગદંબાની પાસેથી બહાર આવતાં જ તે પુનઃ પુરુષરૂપ બન્યા. આ બતાવે છે કે શ્રી બાલા ત્રિપુરાદેવી પુરુષાતન આપનારી મહાશકિત છે. તે ઇચ્છે તેને સ્ત્રી રૂપ અને સ્ત્રીને પુરુષ રૂપ કરી શકે છે.

ધર્મારણ્ય પુરાણ પણ શ્રી બાલા બહુચરાજીને **નરાણાંવીર્યદાયિની** તરીકે વર્ણવે છે. એટલે પુરુષત્વ આપનારી શકિત તરીકે તે પ્રસિદ્ધ છે. સોલંકીના ગરબાવાળી હકીકત પણ શ્રી બાલા બહુચરાજીને પુરુષત્વ આપનારી પરમ શકિત તરીકે રજુ કરે છે. શ્રી બાલા બહુચરાજીની આ એક વિશેષતા છે.

# — શીખંડીની વાર્તા —

દ્વાપરયુગમાં પૂર્વ જન્મની કાશીરાજની રાજકન્યા અંબા બીજા જન્મમાં દ્રુપદ રાજાને ત્યાં શીખંડી નામે જન્મ ધારણ કરે છે પણ તે વ્યંઢળ હતો. આથી શીખંડી પુરુષત્વ મેળવવા ભ્રમણ કરવા લાગ્યો. પણ તેની કામના કોઇ સ્થળે સિદ્ધ થઇ નહિ. ભ્રમણ કરતાં તે બાલા બહુચરાજીના સ્થાને આવી પહોંચ્યો.

આ સ્થાને કુબેર ભંડારીનો એક યક્ષ યંગળ નામે રહેતો હતો. તે શીખંડીને જોઇને પૂછવા લાગ્યો : 'ભાઈ, તું કોણ છે ? આ સ્થળે શા માટે આવ્યો છે ?'

શીખંડીએ કહ્યું ' હું પાંચાલ દેશના રાજા દ્રુપદનો પુત્ર છું. પણ વ્યંઢળ હોવાથી હું ભીષ્મની સાથે લડવા લાયક ગણાતો નથી. ભીષ્મને મારવા માટે મેં જન્મ ધારણ કર્યો છે પણ મારા વ્યંઢળપણાને લીધે મારું કાર્ય મુશ્કેલ બન્યું છે. આથી હું ઘર છોડી પુરુષાતન પ્રાપ્ત કરવા બધે ફરું છું.'

યક્ષને આ સાંભળી દયા આવી આથી તેણે તે સ્થળે આવેલા સજીવન જળમાં શીખંડીને સ્નાન કરાવ્યું અને તે રીતે શીખંડીને પુરુષાતન પ્રાપ્ત થયું. ખુશ થઈ શીખંડી પોતાને ઘેર ચાલ્યો ગયો.

પણ આ યક્ષના ગુરુના જાણવામાં આ વાત આવતાં તે ગુસ્સે થઇ ગયા. તેણે ક્રોધના આવેશમાં યંગળને શાપ આપ્યો કે મને પૂછ્યા વગર અજાણ્યા માણસને તેં સજીવન જળમાં સ્થાન કરાવી પુરુષાતન આપ્યું માટે તુ વ્યંઢળ થજે. બિચારા યંગળ યક્ષને તો ધર્મ કરતાં ધાડ આવી. તેણે ગુરુની કરગરીને માફી માગી. ત્યારે ગુરુએ કહ્યું : મારું વચન મિથ્યા નહિ થાય. પણ તારા વ્યંઢળ તરીકેના ભેખની આ સ્થાનમાં ગાદી સ્થપાશે અને શ્રી બહુચરાનું સ્થાન ભેખ તરીકે પૂજાશે.

# બહુચરાજી વ્યંઢળ-ફાતડા-પાવૈયાઓનું કેન્દ્ર

ઉપરના યક્ષના શાપ અનુસાર શ્રી બહુચરાજી માતાનું સ્થાન ફાતડા-પાવૈયાનું કેન્દ્ર બન્યું. તેઓ હીજડાના નામે પણ ઓળખાય છે. તેઓ બહુચરાજીના ભકત ગણાય છે. વિરાટનગરમાં ગુપ્ત વેશ ધરીને રહેવા જતા પાંડવો અહીં આવેલા અને અર્જુનને અહીંથી જ વ્યંઢળનો વેશ ધારણ કરેલો એવી દંતકથા પણ પ્રચલિત છે.

**વિક્રમ રાજા પરદુઃખ ભંજન હતો.** એક વ્યંઢળ બ્રાહ્મણને પુરુષાતન અપાવવા વિક્રમે પોતાની ઇષ્ટદેવી હરસિદ્ધ માતાની ઉપાસના કરી. પ્રસન્ન થયેલાં હરસિદ્ધ માતાએ વિક્રમને કહ્યું : 'તું શ્રી બાલા ત્રિપુરા-બહુચરાજીના સ્થાનમાં જા. ત્યાં તારી મનોકામના પૂરી થશે.'

પછી વિક્રમે શ્રી બહુચરાજીના સ્થાનમાં આવી શ્રી માતાજીને પ્રસન્ન કરી દુખી બ્રાહ્મણને પુરુષાતન અપાવ્યું.

શ્રી વલ્લભ ભટ્ટે આ વિષે કહ્યું છે....

"વ્યંઢળને વળી નાર પુરુષપણે રાખ્યાં મા,
એ અચરજ સંસાર શ્રુતિ સ્મૃતિએ ભાખ્યાં મા.
જાણી વ્યંઢળ કાય, જગમાં અણજુક્તિ મા,
મા મહિમાય, ઇન્દ્ર કથે મુક્તિ મા."

પાવૈયો શબ્દ સંસ્કૃત **प्रकृति** શબ્દ ઉપરથી પ્રાકૃત **पव्वइ** અને તે ઉપરથી પાવઇ—પાવૈયો એ રીતે ઉતરી આવ્યાનું સ્વ. કેશવલાલ હ. ધ્રૂવ માને છે. આપણામાં કહેવત પણ છે કે, 'પાવૈયાને પાનો ન ચઢે' પુરુષાતન પરાક્રમ વગરના માણસોને તિરસ્કારમાં 'ફાતડાની ફોજ' પણ કહેવામાં આવે છે.

# — હીજડા–ફાતડા–પાવૈયા —

૧. અર્જુન વિરાટ રાજાને ત્યાં બૃહન્નલા બનીને વ્યંઢળપણે રહ્યા હતા.

૨. શિખંડી પૂર્વ જન્મમાં સ્ત્રી હોવાથી બીજા અવતારમાં વ્યંઢળ ગણાયા તેથી બહુચરાજીમાં આવી યક્ષ પાસેથી પુરુષત્વ મેળવ્યું અને યુદ્ધમાં તેના નિમિત્તે ભીષ્મ પિતામહનું મૃત્યુ નિર્માયું.

૩ હીજડાઓએ રક્ષક તરીકે ફરજ બજાવી નામના મેળવી છે :

(અ) અસલ રજવાડાના રાણીવાસમાં હીજડાઓ અંગરક્ષક તરીકે કામગીરી બજાવતા હતા.

(બ) ચીનમાં હીજડાઓએ મહાન કાર્ય કર્યાના દાખલા છે.

(ક) અલાઉદ્દીન ખીલજીના સરસેનાપતિ મલિક કાફરે દક્ષિણ ભારત ઉપર વિજય મેળવ્યો હતો આ મલિક હીજડો હતો. તેનું અસલ નામ માણેક હતું. તે હિંદુ હતા અને રૂપાળા હતા. તેની બાલ્યાવસ્થામાં એક મુસ્લીમ સોદાગરે ખરીદ કર્યો હતો. આ મલિકનું નામ સાંભળતાં સેના નાયકો પણ તેનાથી ધ્રુજતા–બીતા હતા.

(ડ લખનૌના નવાબ વાજીદઅલ્લી શાહના રાજ્યમાં હીજડાઓ અગત્યના હોદ્દા ધરાવતા હતા.

(ઇ) ઔરંગઝેબે પોતાના ભાઇઓને મારી નાંખી પોતે સ્વતંત્ર રાજા થયો ત્યારે તેના પિતા શાહજહાંનને આગ્રાના કિલ્લામાં કેદ કર્યા ત્યારે તેમના ઉપર દેખરેખ રાખનાર ભુત્તમાદ નામે હીજડો હતો.

(એફ) શહેનશાહ અકબર ઉપર એક વાર એક શત્રુ ખુલ્લી તલવારે ધસી આવ્યો ત્યારે દ્વાર રક્ષક હીજડાએ પોતાના પ્રાણના

ભોગે રક્ષણ કર્યું હતું.

આ હીજડાઓ પુરુષત્વહીન ગણાતા પરંતુ માનવ જાતમાં ધૃણાનું પાત્ર બનેલાઓ નકામા નથી. તેઓએ વખતો વખત ઘણી સાચી સેવાઓ કરી છે. આ લોકો શ્રી બહુચરાજી માતાના પ્યારા છે અને બીજાં જન્મમાં પુરુષાતન મેળવવા અહીં આવી દર્શન કરી આશીર્વાદ મેળવે છે.

## — ખંભાળિયાની ઉત્પત્તિ —

શ્રી બહુચરમાના કંપાઉન્ડમાં બાદશાહને ચમત્કાર બતાવવા સિદ્ધપુરથી ૨૭૨ બ્રાહ્મણો બાદશાહના સૈન્ય સાથે આવ્યા. અને અહીં વરખડીવાળા સ્થાન આગળ આવી મુકામ કર્યો. અહીં બાદશાહના માણસોએ રમતા કૂકડાઓ માર્યા અને ભક્ષણ કરી રાત્રિએ બધા સૂઇ ગયા. પરોઢ થતાં ત્યાં બચી ગએલો કૂકડો કૂકડે કૂક બોલ્યો એટલે શબ્દ સાંભળી ખાધેલાં કૂકડાંને સૂતેલા યવનોના પેટ ચીરીને કૂકડે કૂક કરતાં બહાર જીવતાં નીકળ્યાં. આ જોઇ યવનો તથા અલ્લાઉદ્દીન બાદશાહનો ગર્વ ઊતરી ગયો અને શ્રી બહુચરમાનો ચમત્કાર જોઇ આશ્ચર્ય પામ્યો અને બહુચરમાને પગે પડયો અન શ્રી બહુચરમાનું સત્ય તો પ્રત્યક્ષ જોયું અન જાણ્યું.

સોલંકી ગરબાની કડીઓ ૧૨૩ થી ૧૨૮ બાદશાહ નીચે પ્રમાણે કહે છે :—

ઘણાં જોયા મંદિર બધાં ન્યાળી, નવખંડમાં તું બહુચર બાળી;
માને પારે આવ્યો પાછો ના જાઉં, મુસલમાન મટી હિંદુ હું થાઉં.
ત્યારે માજીએ કોપ કીધો, તેના લશ્કરમાં મરણ ભય પેઠો;

પ્રાર્થના :-

માજી માફ કરો જાય મારું નામ, તારા સોલંકીનો હું છું ગુલામ;
ત્યારે કરુણાથી માએ જોયું ન્યાળી, મારા સોલંકીને મળ કાલરી.
વંશ રાખવાને કાલરી ગયો છે, તે દેશી મુસલમાન થયો છે;
યાદ રહ્યું બહુચરાનું એ કામ, ત્યારથી ધર્યું ખંભાળિયા નામ.

૧. અલ્લાઉદીન બાદશાહ જ્યારે આ સ્થાને આવ્યો ત્યારે શ્રી માતાજીના ચમત્કારથી પ્રેરાઇને તેની સાથે સૈન્યમાં આવેલા મુસ્લિમો બચ્યા હતા તેઓ હિન્દુ બન્યા તે ખંભાળિયા કહેવાયા.

૨. કમાલી નામના મોટા સંત પુરુષ હતા. તેમના શિષ્યો હિંદુ અને મુસ્લીમ એ કોમના હતા. આ શિષ્યો ખંભાળિયા નામથી ઓળખાયા આ કમાલી સંતનો અંતકાળ નજીક આવ્યો ત્યારે હિન્દુઓ અગ્નિદાહ કરવા અને મુસ્લીમો કબર કરવા વિચારવા લાગ્યા. આ તકરારનો અંત લાવવા માટે ગુરુએ બન્ને કોમના શિષ્યોને બોલાવી કહ્યું કે :- હિન્દુઓએ ચિત્તા અને મુસ્લીમોએ કબર તૈયાર રાખવી. મારો પ્રાણ ગયા પછી મારા શરીર ઉપરનું કફન ઉડીને ચિત્તા ઉપર પડે કે કબર ઉપર પડે તે પ્રમાણે મારા શબની ક્રિયા કરવી.

ગુરુના અવસાન પછી કફન ઉડીને કબર ઉપર પડયું. આથી તેમની ક્રિયા ઇસ્લામ ધર્મ પ્રમાણે કરવામાં આવી. આ કોમ હિન્દુથી અલગ ગણાય અને તેમના રિવાજ, નામ, પહેરવેશ વિગેરે હિન્દુ પ્રમાણે છે પણ શબની અંતિમ ક્રિયા તો શબને દાટીને કફન ઓઢાડીને કરવામાં આવે છે.

**વિભાગ ૧ લો સમાપ્ત**



# વિભાગ - ૨ જો

## — શ્રી બાલાયંત્રની પૂજાવિધિ —

દેવતાઓની પૂજાની સંપૂર્ણ વિધિ તથા તેનું રહસ્ય વગેરે વર્ણવતાં તો ગ્રંથ થાય. એટલે અહીં સંક્ષેપમાં શ્રી બાલા ત્રિપુરા-સુંદરી બહુચરાની પૂજાવિધિ સરળ આપેલી છે.

દેવતાની પૂજન વિધિ, જપ, સ્તુતિ વગેરેનું સૂક્ષ્મ રહસ્ય તથા વિધાન તંત્રશાસ્ત્રમાં મળે છે. એટલે તંત્રશાસ્ત્ર એ શું છે તેનો સામાન્ય ખ્યાલ વાંચકોને આપવો જરૂરી છે.

## — તંત્રશાસ્ત્રની સમજૂતી —

ભગવતી જગદંબાની ઉપાસનાની સાથે વિવિધ યંત્રો અને મંત્રોને બતાવનાર તંત્રમાર્ગ સહજ ભાવે જોડાઇ ગયો છે. તંત્રશાસ્ત્રની ભાષા પ્રમાણે યંત્ર એ જગદંબાનું શરીર અને મંત્ર એ તેનો આત્મા છે. યંત્ર અને મંત્ર બન્ને ભેગાં થાય એટલે એક તંત્ર સિદ્ધ થાય.

પુરાણ વગેરેમાં સામાન્ય રીતે નિગમ એ શબ્દનો અર્થ વેદ એવો થાય છે. તેવી જ રીતે આગમ એટલે તંત્ર. કુલાર્ણવ તંત્ર આગમ શબ્દ સમજાવતાં દિવ્યગતિની પ્રાપ્તિ કરાવનાર આચારને વિધાનપૂર્વક કહે તથા આત્મ તત્ત્વને કહે તે આગમ એમ કહે છે. આ તંત્રશાસ્ત્રના કર્તા ભગવાન શંકરને માનવામાં આવે છે.

વૈદિક વિધિની ઉપાસના પૂજનાદિમાં પણ અમુક ક્રિયાઓ (મુદ્રા, કુંડ વગેરે) તંત્રશાસ્ત્ર મુજબ થાય છે. મતલબ કે યજ્ઞ પૂજન વગેરેમાં જૂના સમયથી વૈદિક તથા તાંત્રિક વિધિનું મિશ્રણ થયેલું જણાય છે. કાલયુગમાં તત્રમાં કરેલા મંત્રો જ જલદી ફળ આપે છે એવું શ્રી શંકર ભગવાનનું વચન છે.

આ રીતે 'તંત્ર' નો અર્થ ધર્મના રહસ્યભૂત મંત્રને ક્રિયા દ્વારા સિદ્ધ કરવાની રીત એવો કરી શકાય. તંત્રમાં તત્ત્વજ્ઞાન અને યોગ-શાસ્ત્રનુ મિશ્રણ થયેલું છે દેવીપૂજામાં ખાસ કરીને યંત્ર પૂજા આવે છે. શ્રી બાલા બહુચરાનાં પીઠસ્થાનમાં યંત્રનું જ પૂજન થાય છે; અને યંત્રપૂજા તંત્રશાસ્ત્રમાં જ અંતર્ગત થયેલી છે. તેથી તંત્રશાસ્ત્રનાં વિધાનો શ્રી જગદંબાની પૂજનવિધિમાં સવિશેષ ગ્રાહ્ય બને એ દેખીતું છે. ધર્મના વિષયમાં .- મંત્ર. યંત્ર અને તંત્ર આ ત્રણ વિષયો જગતમાં પ્રસિદ્ધ છે

શ્રી મહાદેવજીએ તંત્રશાસ્ત્ર બનાવ્યું છે જેને મંત્રશાસ્ત્ર પણ કહે છે. દેવતાઓના મનને હર્ષ પમાડે તથા તાંત્રીક કર્મ કરવાવાળાને તારે તેનું નામ તંત્ર.

---

દેવં ચ યંત્ર રૂપં ચ મંત્ર વ્યાપ્તિમ જાનતામ્ ।
કૃતાર્ચં નાદિકં સર્વં વ્યર્થં ભવતિ શામ્ભવી ॥
યંત્ર મંત્રમયં પ્રોક્તં, દેવતા મંત્ર રૂપિણી ।
મંત્ર વત્પૂજીતા દેવી, સહસેવ પ્રસીદતિ ॥
કામ ક્રોધાદિ દોષસ્ય સર્વદુઃખ નિયંત્રણાત્ ।
યંત્ર મિત્થા હુરે તસ્મિન્દેવ: પ્રીણાતિ પૂજીત: ॥

---

૧. યંત્ર એટલે સર્વને નિયમમાં રાખનાર અથવા યંત્ર એટલે જેમાંથી નીકળી શકાય જ નહિ તથા ચારે તરફથી બંધન દેખાય તે.

૨. શ્રી યંત્ર એટલે સમષ્ટિ એવી સર્વ દેવતાઓમાં શ્રેષ્ટ સમષ્ટિ શ્રી જગદંબા રાજરાજેશ્વરી શ્રી વિદ્યા ભગવતી તેનો યંત્ર અથવા તેમ જ શ્રી વિદ્યા ભગવતીના અપર સ્વરૂપ શ્રી બાલાનો યંત્ર તે. શ્રી નવયોન્યાત્મક શ્રી બાલા ત્રિપુરા સુંદરીનો યંત્ર મધ્યબિન્દુ સાથે અથવા કેવળ ૧ બિન્દુ, ૨ ત્રિકોણ, ૩ ષટ્કોણ, ૪ વર્તુલ, ૫ અષ્ટદલ, ૬ ચતુરસ્ત્ર એવો શ્રી બાલાનો યંત્ર સર્વ દેવના યંત્ર માટે એક સરખી રીતે લખી શકાય છે.

---

## — પ્રાતઃકર્મ —

**कराग्रे वसति लक्ष्मीः करमध्ये सरस्वती ।**
**करमूलेस्थितो ब्रह्मा प्रभाते करदर्शनम् ॥**

ધર્મશાસ્ત્રને અનુસરીને દેવીપૂજન કરવા ઇચ્છનાર પ્રાતઃકાલથી શરૂ થતું શાસ્ત્રોએ કરેલું પ્રાતઃકર્મ જાણવું જોઇએ. વહેલી સવારે પથારીમાંથી જાગૃત થતાં જ ઉપરનો શ્લોક બોલી કરદર્શન કરવું જોઇએ :—

હાથના આગળના ભાગમાં લક્ષ્મીદેવી મૂળ ભાગમાં સરસ્વતી અને વચલા ભાગમાં ગોવિંદ ( વિષ્ણુ ) ભગવાન વસે છે. તેમ સમજી હાથનું દર્શન કરવું.

પછી પથારીમાંથી જમીન ઉપર પગ મૂકતાં પૃથ્વી માતાની ક્ષમા માગતો નીચેનો મંત્ર બોલવો :—

समुद्रवसने देवि पर्वत स्तनमण्डले ।
विष्णुपत्नि नमस्तुभ्यं पादस्पर्शं क्षमस्व मे ॥

સમુદ્ર જેનાં ચીર છે, પર્વતો જેના સ્તન છે એવાં વિષ્ણુ ભગવાનની પત્નીરૂપ હે પૃથ્વીદેવી ! તમને નમસ્કાર કરું છું. મારા પગ તમને સ્પર્શ કરવાનો અવિવેક કરવા બદલ મને ક્ષમા કરો.

સવારમાં પ્રાત સ્મરણના ઇષ્ટદેવને લગતા સ્તુતિ મંત્રો તે પછી મધુર સ્વરે બોલવા જોઇએ, અથવા નીચેનો શ્લોક બોલવો.

प्रातस्त्रिपुरसुन्दर्या नमामि चरणाम्बुजम् ।
यत्पाद्यमंबु भाति गंगामहेशितुः ॥

જે શ્રી જગદંબાના ચરણારવિંદનું જળ ગંગાજીરૂપે શ્રી મહાદેવજીના મસ્તકમાં શોભે છે તે જગદંબા ત્રિપુરા સુંદરીના ચરણ કમલને હું નમસ્કાર કરું છું.

પછી પ્રાતઃકાળથી આરંભીને સાયંકાલ પર્યંત તથા સાયંકાલથી બીજા દિવસના પ્રભાત સુધીમાં હું જે જે કર્મ કરું તે તમામ હે જગદંબા તમારા પૂજનરૂપે નીવડો અને જે કાંઇ ભૂલ થાય તે અપરાધ ક્ષમા કરો એવું માતાજીને ભાવપૂર્વક નિવેદન કરવું.

દંતધાવન, શૌચ વિધિ વગેરે પતાવીને શુદ્ધ જળથી સ્નાન કરવું. મહાપૂજા કરનારે વિદ્વાન બ્રાહ્મણને સાથે રાખી તીર્થ હોય તો ત્યાં વિધિપૂર્વક સ્નાન કરવું. સ્નાન પછી રેશમી વસ્ત્ર અગર ધોયેલું સ્વચ્છ ધોતિયું ચારે છેડે પાટલી વાળીને પહેરવું. તથા બીજું એક સ્વચ્છ ઉપવસ્ત્ર પાસે રાખવું. પછી પૂર્વાભિમુખ કે ઉત્તરાભિમુખ અગર દેવની સામે આસન ઉપર પૂજન માટે બેસવું.

## — તિલક —

પછી ત્રાબાલાને નીચેના મૂળ મંત્ર બોલી જમણા હાથ વડે ડાબા હાથમાં ગોપીચંદન, ચંદન કે ભસ્મ લઈ તે વડે પોતાના સંપ્રદાય અનુસાર તિલક કરવું. ભસ્મ વડે લલાટ, હૃદય, નાભિ, ગળા પર હાથના કાંડા ઉપર, કોણી ઉપર અને ઉપરના સાંધા ઉપર, પોતાના પાછળના ભાગ ઉપર અને મસ્તક ઉપર તિલક કરવું.

**મૂળ મંત્ર :- ॐ ऐं क्लीं सौः (ॐ गं) त्रिपुरायै देव्यै विद्महेक्लीं कामेश्वर्यै धीमहि । तन्नः क्लिन्ना प्रचोदयात् ॥**

તિલકની આવશ્યકતા ન સ્વીકારનારે નીચેનું પ્રમાણ ધ્યાનમાં રાખવા જેવું છે :-

**स्नानं दानं तथा होमो देवार्चा पितृकर्म च ।**
**तत्सर्वं निष्फलं याति ललाटे तिलकं विना ॥**

ભાવાર્થ :– સ્નાન, દાન, જપ, હોમ, દેવસેવા તથા પિતૃકર્મ એ બધું જ કપાળમાં તિલક કર્યા વગર કરે તો નિષ્ફળ જાય છે.

**ભસ્મ મર્દન :-**

ૐ અગ્નિરિતિ ભસ્મ, વાયુરિતિ ભસ્મ, જલમિતિ ભસ્મઃ સ્થલમિતિભસ્મ વ્યોમેત્તિ ભસ્મ, સર્વં હવાઇદં ભસ્મ, મનએતાનિ ચક્ષુંષ ભસ્માનિ ॥

**ભસ્મ અભિમંત્રણ :-**

ૐ ત્ર્યંમ્બકં યજામહે સુગંધિંપુષ્ટિ વર્ધનમ્ ।
ઉર્વારૂક મિવ બન્ધનાન્ મૃત્યો ર્મુક્ષીય મામૃતાત્ ॥

ૐ પ્રસદ્ય ભસ્મના યોનિમપશ્ચ પૃથિવી મગ્ને ।
સંસૃજ્ય માતૃ ભિષ્ટવં જ્યોતિષ્માન્ પુનરાસદઃ ॥

**ભસ્મધારણ મંત્ર :-**

ૐ ત્ર્યાયુષં જમદગ્ને: — લલાટમાં
ૐ કસ્યપસ્ય ત્ર્યાયુષં — ગળા ઉપર
ૐ યદ્દેવેષુ ત્ર્યાયુષં — બન્ને બાહુ ઉપર
ૐ તન્નો અસ્તુ ત્ર્યાયુષં — હૃદય ઉપર

## — પ્રાતઃ સંધ્યા કર્મ —

વેદના અધિકારી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યે તાંત્રિક સંધ્યા કરતા પહેલાં વૈદિક સંધ્યા કરવી જોઇએ વૈદિક અથવા પૌરાણિક રીતે અધિકાર અનુસાર આચમનથી શરૂ કરી પ્રાતઃસંધ્યાની સમાપ્તિ પર્યંતનું સંધ્યાકર્મ પ્રથમ સમાપ્ત કરવું. *

પછી તાંત્રિક સંધ્યા પ્રયોગનો પ્રારંભ કરવો પ્રથમ ડાબા હાથ વતી જમણા હાથમાં એક માસો સોનું ડૂબે એટલું જળ લઇ તેને ડાબો હાથ અડકાડતા જવું અને ચાર આચમન કરવાં જોઇએ. એ આચમનના મંત્રો નીચે પ્રમાણે છે – (૧) ૐ **ऐं आत्मतत्त्वाय स्वाहा** (૨) ૐ **क्लीं विद्यातत्त्वाय स्वाहा** (૩ ૐ **सौः शिवतत्त्वाय स्वाहा** (૪) ૐ **ऐं क्लीं सौः सर्वतत्त्वाय स्वाहा** ।

પછી મૂળમંત્ર બોલીને શિખા બાંધવી અને હાથ ધોઇ નાંખવા તે પછી પ્રાણાયામની ક્રિયા કરવી. બાલાદેવીનો મૂળ મંત્ર બોલીને

---

* વૈદિક સંધ્યાકર્મ કરનાર આ કર્મથી જ્ઞાત ન હોય તો વિદ્વાન બ્રાહ્મણ પાસેથી વિધિ જાણી લેવી જોઇએ.

ત્રણ ત્રણ વાર ડાબી નાસિકાથી શ્વાસ ચઢાવી પુરક કરવાની પુન: તેજ મંત્ર બોલીને કુંભક કરી (શ્વાસ રોકીને) દક્ષિણ નાસિકાથી રેચક કરવા શ્વાસ છોડી દેવો. એ રીતે કુલ નવ વાર પ્રાણાયામ કરવો અને પછી હાથ ધોઇ નીચે ફરી જળ લઈ નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

**તાંત્રિક પ્રાત: સંધ્યાનો સંકલ્પ :–** ૐ અદ્યેત્યાદી અમુક માસે અમુક પક્ષે અમુક તિથૌ અમુક વાસરે મમ કાયાવાઙ્ગ્મન કૃતપાપક્ષયાર્થં શ્રી બાલાત્રિપુરા સુંદરી દેવતા પ્રીતયે તાંત્રિક પ્રાત સંધ્યોપાસનમહં કરિષ્યે ! એમ બોલી હાથમાં રાખેલું જળ તરભાણામાં મૂકી દેવું પછી ગુરુવંદના ન્યાસ કરવા.

**ગુરુવંદના :–** ૐ શ્રી ગુરુ પરમગુરુ, પરમેષ્ટિગુરુ, પરાત્પરગુરુભ્યો નમ: એમ બોલી નમસ્કાર કરવા.

॥ ૐ ॥

**। श्री गायत्री देव्यै नमः ।।**

# गायत्री वेदजननी गायत्री पाप नाशिनी ।।
# गायत्र्यास्तु परं नास्ति देवि चेह च पावनम् ।।

**ગાયત્રી મંત્ર :—**

ॐ **भूर्भुवः स्वः** ॐ **तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो** યાન. **प्रचोदयात्** ॐ ॥

**અર્થ** – ૐ શબ્દ ઇશ્વરનો વાચક છે. પ્રત્યેક વૈદિક મંત્રના આરંભમાં તેની આવશ્યકતા છે. **भूः भुवः स्वः** આ ત્રણ વ્યાહૃતિઓ

છે. વેદમાંથી સારરૂપે ગ્રહણ કરેલ તે વ્યાહ્રતી છે. આ વ્યાહ્રતીઓ અહીં સૂર્યના તેજના વિશેષણરૂપે વપરાયેલી છે સૂર્યનું તેજ–પૃથ્વી, અંતરીક્ષ અને સ્વર્ગ આ ત્રણલોકમાં વ્યાપ્ત છે આ તેનો ભાવાર્થ છે.

**तत्सवितुर्वरेण्यं-भर्गोदेवस्य धीमहि-धियो योनः प्रचोदयात् ॥**

આઠ–આઠ અક્ષરનું એક ચરણ એવા આ ત્રણ ચરણ મળીને ગાયત્રી થાય છે આથી તેને ત્રિપદા કહે છે.

**શબ્દાર્થ :–** સઘળા પદાર્થોને ઉત્પન્ન કરનાર પ્રકાશવાળા એવા જે–સૂર્યનારાયણ તેના ઉત્તમ તેજનું અમે ધ્યાન કરીએ છીએ; જે તેજ અમારી બુદ્ધિને (ધર્મ–અર્થ–કામ અને મોક્ષમાં) પ્રેરે છે, જે અમારી બુદ્ધિને આ ચારે પુરુષાર્થોમાં યથાયોગ્ય વિજય મેળવી શકાય એવું સામર્થ્ય આપે છે.

હે પ્રણવ વ્યાહૃતિ અને ભર્ગ આ ત્રણ પદના સારથી વ્યક્ત થતા પરમાત્મા ! તમે શ્રી સૂર્યનારાયણના બિંબમાંથી પંચભૂત લોકમાં, તે લોકમાં અંતર્ગત થયેલી પૃથ્વીના ગોલોકમાં, તેમાંથી શરીરમાં, તેમાંથી હૃદયમાં અને તેમાંથી પ્રાણમાં આવો. અને અમારા પ્રાણમાં પ્રવેશ પામી બુદ્ધિને પ્રેરનારા થાઓ.

**શ્રી સૂર્યનારાયણને ઊભા થઇ ગંધ-પુષ્પ-જલ વડે નીચેના મંત્રથી ચાર અર્ઘ્ય આપવા :—**

**ॐ भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो योनः प्रचोदयात् ॥** બ્રહ્મ સ્વરૂપિણે શ્રી સૂર્યનારાયણ નમઃ ઇદમર્ઘ્યં દત્તંન મમ ॥

## ન્યાસવિધિ (ઋષિ છંદ વગેરે)

ૐ અસ્ય શ્રી રાજરાજેશ્વરી બાલા ત્રિપુરા સુંદરી દેવતા મૂલમંત્ર દક્ષિણ મૂર્તિઋષિ પંક્તિશ્છંદઃ શ્રી રાજરાજેશ્વરી બાલાત્રિપુરા

સુંદરી દેવતા, ઐં બીજં સૌઃ શક્તિ: ક્લીં કીલકમ્ ! મમ શ્રી રાજરાજેશ્વરી બાલાત્રિપુરા સુંદરી દેવતા મૂલમંત્ર જપે વિનિયોગ: ।

આ પ્રમાણે બોલી તરભાણામાં આચમની ભરી જળ મૂકવું અને પછી નીચે પ્રમાણે ન્યાસ કરવા.

**— ઋષ્યાદિ ષડંગ ન્યાસ —**

૧. **ૐ શ્રી દક્ષિણામૂર્તિઋષયે નમ: શિરસિ ॥** (એમ બોલી મસ્તક ઉપર હાથ મૂકવો ને પછી હાથ ધોઇ નાંખવો.)

૨ **ૐ પંક્તિછંદસે નમ: મુખે ॥** (એમ બોલી મુખે હાથ અડકાડીને હાથ ધોઇ નાંખવો.)

૩. **ૐ શ્રી રાજરાજેશ્વરી બાલાત્રિપુરાસુંદરી દેવતાયૈ નમ: હૃદય ॥** (એમ બોલી હૃદય ઉપર જમણો હાથ અડકાડવો અને પછી હાથ ધોઇ નાંખવો.)

૪. **ૐ ઐં બીજાય નમ: ગુહ્ય ॥** (એમ બોલી પોતાના ગુપ્ત ભાગ ઉપર જમણા હાથ અડકાડવો અને પછી ધોઇ નાંખવો)

૫. **ૐ સૌ શક્તયે નમ: પાદયો: ॥** (એમ બોલી જમણો હાથ ધોઇ નાંખવો)

૬. **ૐ ક્લીં કીલકાય નમ: નાભૌ ॥** (એમ બોલી પોતાનો જમણો હાથ નાભીને અડકાડવો.)

ૐ ઐં ક્લીં સૌઃ મમ શ્રી રાજરાજેશ્વરી બાલાત્રિપુરા સુંદરી દેવતા પ્રસાદસિદ્ધ્યર્થં જપે વિનિયોગાય **નમ. સર્વાંગે ॥** એમ બોલી માથાથી પગ સુધી બેઉ હાથવતી વ્યાપક કરવો. પછી બાલાના મૂલમંત્રથી કરષડંગ ન્યાસ કરવો.

## — કરષડંગન્યાસ —

૧. ૐ **ઐં અંગુષ્ટાભ્યાં નમઃ** ॥ (એમ બોલી બેઉ તર્જની-ઓને અંગુઠાની બહાર મૂલથી આરંભી નખપર્યંત અડકાડવી.)

૨. ૐ **ક્લીં તર્જનીભ્યાં નમઃ** ॥ (એમ બોલી બેઉ હાથની તર્જની એટલે અંગુઠાની પાસેની જ આંગળી ઉપર પછવાડે મૂળથી આરંભ નખપર્યંત બેઉ અંગુઠા એક સાથે ફેરવવા.)

૩. ૐ **સૌઃ મધ્યમાભ્યાં નમઃ** ॥ (એમ બોલી અંગુઠાથી ત્રીજી, સૌથી લાંબી આંગળીની પછવાડે ઉપર પ્રમાણે બેઉ અંગુઠા ફેરવવા.)

૪. ૐ **ઐં અનામિકાભ્યાં નમઃ** ॥ (એમ બોલી અંગુઠાથી ચોથી આંગળી ઉપર પ્રમાણે ન્યાસ–સ્પર્શ કરવો)

૫. ૐ **ક્લીં કનિષ્ઠિકાભ્યાં નમઃ** ॥ (એમ બોલી બેઉ હાથની છેલ્લી આંગળીની બહારથી ઉપર પ્રમાણે ન્યાસક્રિયા કરવી.)

૬. ૐ **સૌઃ કરતલકરપૃષ્ઠાભ્યાં નમઃ** ॥ (એમ બોલી જમણો હાથ ચત્તો કરી ડાબા હાથની હથેળીમાં અંગુઠાના મૂળ પાસે જમણા હાથમાં આંગળાં આવે તેવી રીતે જમણો હાથ ડાબા હાથની હથેળીમાં મૂકવો અને તેજ રીતે ડાબો હાથ જમણા હાથમાં પણ મૂકવો.)

પછી ઉપર પ્રમાણે શ્રી બાલાત્રિપુરાના હૃદયાદિ ષડંગન્યાસ વિધિપૂર્વક કરવા.

## — હૃદયદિ ન્યાસ —

૧. ૐ **ઐં હૃદયાય નમઃ** ॥ (એમ બોલી જમણો હાથ હૃદય ઉપર અડકાડવો. પછી હાથ ધોઇ નાંખવો.)

૨. **ઐં ક્લીં શિરસે સ્વાહા ॥** (એમ બોલી પોતાનો જમણો હાથ મસ્તક ઉપર મૂકવો પછી ધોઇ નાંખવો.)

૩. **સૌ શિખાયૈ વષટ્ ॥** (એમ બોલી જમણો હાથ શિખા ઉપર અડકાડી પછી ધોઇ નાંખવો.)

૪ **ઐં કવચાય હુમ્ ॥** (એમ બોલી ચતા કરેલા ડાબા હાથ ઉપર જમણો હાથ ચતો રાખી તે બેઉ હાથનાં અગ્ર ભાગ બેઉ ખભા ઉપર અડકાડવાં હાથ ધોઇ નાંખવા.)

૫. **ૐ ક્લીં નેત્રત્રયાય વૌષટ્ ॥** (એમ બોલી જમણા હાથનો અંગુઠો અને અંગુઠાની પાસેની આંગળી તથા જમણા હાથની છેલ્લી આંગળી એ ત્રણ ઊભી રાખી જમણો અંગુઠો, જમણો નેત્ર અને છેલ્લી આંગળી ડાબા નેત્રે તથા અગુઠાની પાસેની તર્જની આંગળી કપાળે એ રીતે ત્રણેનો સ્પર્શ એક સાથે બે નેત્ર ઉપર તથા કપાળે કરવો પછી હાથ ધોઈ નાંખવા)

૬. **ૐ સૌ: અસ્ત્રાય ફટ્ ॥** (એમ બોલી જમણા હાથના અંગુઠાના પાસેની બેઉ આંગળી ઊંચી કરી તે બે આંગળીઓ પોતાના જમણા કાન પાસે થઇને પોતાના માથાની ચારે બાજુ એક વાર ફેરવીને ડાબા હાથની હથેલીમાં તે બે આંગળી બે વખત ઠોકવી અથવા વગાડવી)

એ પ્રમાણે હૃદયાદિ ષડંગન્યાસ મળી ૐ ઐં ક્લીં સૌ: વાળો શ્રી બાલાનો મૂળમંત્ર આઠ વખત બોલતાં બેઉ હાથ વડે પોતાના માથાથી પગ સુધી વ્યાપક કરવું. (બેઉ હાથ શરીરને ન અડકે તે રીતે એક સાથે માથાથી પગ સુધી ફેરવવા)

## — વરુણ આવાહન વગેરે —

પછી પૂજામાં વાપરવા માટે જે શુદ્ધ જળ ભરેલું પાત્ર હોય

તેમાં ૐ ક્રોં નમઃ । એમ બોલીને સૂર્યનારાયણ પાસેથી બધાં તીર્થો એ જળપાત્રમાં આવ્યાં છે એવી ભાવના કરવી તથા ચંદનવાળુ પુષ્પ હાથમાં લઇ, અસ્મિન કલશે ૐ સતીર્થ શ્રી વરુણં પૂજ્યામિ । એમ બોલી જળપાત્ર (કલશ) માં તે પુષ્પ નાંખવું ૐ શ્રી વરુણાય નમઃ । એમ બોલી લોટાની બહાર પણ ગંધ પુષ્પ નૈવેદ સાથે પૂજા કરવી પછી વરુણદેવને નમસ્કાર કરી આવડતી હોય તો ધેનુમુદ્રા તથા મત્સ્યમુદ્રા બતાવવી અને લોટા ઉપર હાથ રાખી ૐ વં એમ આઠ વખત બોલી આવડે તો અપગુંઠન મુદ્રા તથા ચક્રમુદ્રા બતાવીને પગે લાગવું

## — પાપ નાશની ક્રિયાની વિધિ —

ૐ અસ્ત્રાય ફટ્ ! એમ બોલી લોટાની ચારે બાજુએ ચપટી વગાડી દિગ્બંધન કરવું અને લોટામાંથી પવાલામાં જળ કાઢી આચમની વડે જરા જળ ડાબા હાથમાં લઈ તેના ઉપર જમણો હાથ રાખી શ્રી બાલાનો મૂળમંત્ર સાત વાર બોલવો પછી જમણો હાથ તત્ત્વમુદ્રા વડે તે જળથી પોતાના માથા ઉપર પુન શ્રી બાલાના મૂળમંત્ર વડે સાત વાર માર્જન કરવું. ફરી જળ લઇ તે જળમાં પોતાના દેહમાં રહેલું પાપ શ્વાસ વડે ખેંચી ( ડાબુ નસકોરું ડાબી જમણી નાસિકાનો શ્વાસ તેમાં નાંખી એમ કરી પશુહંફટ્સ્વાહા ૐ બોલી પોતાની ડાબી તરફ એક વજ્ર શિલા કલ્પી તેના ઉપર તે જળ પછાડવું. એ રીતે પોતાના શરીરમાં રહેલા પાપનું ચૂર્ણ થઇ ગયું એમ માનવું.

પછી અગાઉ લખેલી તાંત્રિક આચમનની વિધિથી ચાર આચમન કરવાં પછી ઊભા થઇ સૂર્યનારાયણના બિંબમાં શ્રી બાલા ત્રિપુરા સુંદરીનું ધ્યાન કરવું.

— ધ્યાન —

१ ॐ अरुणकिरणजालै रंजिताशावकाशा
विधृतजपवटीका पुस्तकाभीति हस्ता ॥
इतरकरवराढया फुल्लकल्हार संस्था
निवसतु हृदिबाला नित्य कल्याणशीला ॥

卐

— ધ્યાન —

૨ સુધા સિન્ધોર્મધ્યે સુરષિટપવાટી પરિવૃતે ।
મણિ દ્વીપે નીપોપવનવતિ ચિન્તામણિ ગૃહે ॥
શિવાકારેમંચે પરમશિવ પર્યંકં નિલયાં ।
ભજન્તિ ત્વાં ધન્યાઃ કતિચન ચિદાનન્દલહરીમ્ ॥

૩ ૐ રક્તાંબરાં ચન્દ્રકલાવતં સાં સમુદ્યદાદિત્યનિભાં ત્રિનેત્રામ્ ।
વિદ્યાક્ષમાલા વરદાન હસ્તાં, નમામિ બાલામરુણામ્બુજસ્થામ્ ॥

આ રીતે પુનઃ ધ્યાન કરી ૐ શ્રી બાલાત્રિપુરા સુંદરી દેવતાયૈ નમ: એટલું બોલી આવડે તો માનસોપચાર માતાજીને કરવા.

જેની લાલ કાન્તિ વડે સર્વ દિશાઓ લાલ થઇ ગઇ છે તથા જેના હાથમાં રુદ્રાક્ષની માળા, પુસ્તક, અભયદાન તથા વરદાન એમ ચાર વસ્તુઓ રહેલી છે. જે ખીલેલા લાલ કમળમાં બિરાજી છે, જેનું અતિ લાલ સ્વરૂપ છે તથા નિત્ય ભક્તોનું કલ્યાણ કરવામાં જ જેનું

મન છે એવી બાલા સ્વરૂપ જગદંબા શ્રી બાલા બહુચરા હૃદયમાં વાસ કરો. એ રીતે સૂર્ય બિંબમાં ધ્યાન કરી પગે લાગવું.

## — અર્ઘ્યદાન —

ચાંદી કે તાંબાના શુદ્ધ પાત્રમાં જળ લઇ તે જળમાં ગંધ, અક્ષત, પુષ્પ, ફળ અને યથાશક્તિ દ્રવ્ય નાંખી તે અર્ઘપાત્ર ખોબામાં લઇ (અર્ઘ પાત્ર ન મળે તો ખોબામાં જ ઉપર પ્રમાણેનું જળ લઇ) શ્રી બાલાના મૂળમંત્રવાળી ગાયત્રી બોલવી. પછી ૐ શ્રી સૂર્ય મંડલવર્તિ શ્રી બાલાત્રિપુરાસુંદરી પાદુકાયં નમઃ ઇદમર્ઘ્યં સમર્પયામિ ॥ આ રીતે ત્રણ અર્ઘ્ય આપવા.

ત્યારબાદ "ૐ હ્રાં હ્રીં હંસ શ્રી માર્તંડભૈરવાય ઇદમર્ઘ્યં સમર્પયામિ ॥" એમ બોલી અગાઉની જેમ શ્રી સૂર્યનારાયણના બિંબમાં શ્રી માર્તંડ ભૈરવ શ્રી મહાલસા (પાર્વતી) ને પણ ત્રણ અર્ઘ્ય આપવા.

પછી "ૐ સોહમસ્મિ" એટલે આદિત્યમાં છે તે મારામાં છે અથવા "તે હું છું" એમ સ્તુતિ કરી પગે લાગવું. પછી નીચે બેસી ચાર આચમન તથા મૂળમંત્રથી પ્રાણાયામ કરી શ્રી બાલાત્રિપુરા સુંદરીના મૂળમંત્રપૂર્વક તાંત્રિક ગાયત્રીના ઋષિછંદ, ન્યાસ ધ્યાન પૂર્વક ૧૦૮ અથવા યથાશક્તિ (છેવટે દશ વાર) જપ કરવા.

શ્રી બાલાત્રિપુરા સુંદરીના મૂળમંત્રના ઋષિછંદપૂર્વકનો વિનિયોગ ન્યાસ, ધ્યાન વગેરે ઉપર બતાવ્યાં છે તે રીતે કરવાં.

## — બ્રહ્માર્પણમ —

છેવટે શ્રી બાલા જગદંબાના જપની સિદ્ધિનું ફળ મળે તે માટે પ્રાર્થના કરવી. પછી નીચે પ્રમાણે અર્પણ કરવું.— ૐ અદ્ય:

— શ્રી બાલા ત્રિપુરાસુંદરી રાજરાજેશ્વરી —



ચુંવાળના શ્રી બહુચરાજી માતાજી

॥ समूलमन्त्राक्षरोद्धारंनवयोन्यात्मकं श्रीबालात्रिपुरासुन्दरी पूजन यन्त्रचित्रम् ॥




॥ श्री बालायंत्र ॥

પૂર્વોક્ત–તિથૌ–મયા શ્રી પરામ્બા પ્રીતયે કરિષ્યમાણ પૂજાદિ કર્મણિ અધિકાર સિદ્ધર્થં યથા જ્ઞાનેન મૂલમંત્ર જપસહિત તાંત્રિક પ્રાત: સંધ્યોપાસનાખ્યેન કર્મણા શ્રી રાજરાજેશ્વરી બાલા બહિચરામ્બા દેવતા પ્રીયતાં નમમ ॥ ૐ તત્સદ્બ્રહ્માર્પણ મસ્તુ ॥

એમ બોલી તરભાણામાં જળ મૂકવું અને તાંત્રિક પ્રાત : સંધ્યાની દેવી પોતાના હૃદયમાં બિરાજી છે. એમ ભાવના કરવી તાંત્રિક સંધ્યાને લગતી તર્પણવિધિ પણ સાક્ષર બ્રાહ્મણની મદદથી શક્ય હોય તો કરવી જોઇએ.

શ્રી શકર ભગવાન કહે છે કે, જે માણસ પ્રાત: સંધ્યા કર્યા વગર કોઇ પણ દેવનું પૂજન કરે છે તો તે નારકી થાય છે પ્રાત : સંધ્યા કર્યા વગર દેવપૂજા કરવી નહિ. એવું શાસ્ત્રનું વિધાન છે. માટે અહીં પ્રાત સંધ્યા પહેલાં આપી છે.

## મંદિરમાં થતી બાલાયંત્રની પૂજા પદ્ધતિ

શ્રી બહુચરાજી માતાજીના મંદિરમાં શ્રીજીના સિંહાસનમાં ગોખ છે. જેની અંદર નીચે વચમાં સ્ફટીકનો બાલા યત્ર છે. ઉપર સુવર્ણનો યંત્ર છે. તેની પૂજા થાય છે. આ પણ બ્રહ્મ પરમાત્મા છે તથા પ્રકૃતિ છે એ બે સગુણ છે તેમ જ નિર્ગુણ છે અહીં ગોખ છે. મૂર્તિ નથી તેથી આંગી ચઢાવવામાં આવે છે. આ આંગી અબરખ વગેરેના પતરાંની ચકચકીત બનાવેલી હોય છે. તેની પૂજા થાય છે. અહીં નવકોણાત્મક શ્રી બાલા ત્રિપુરા સુંદરીનો મેરૂ શિખર આકૃતિવાળો યંત્ર છે જે પણ નિરાકાર છે. યંત્રમાં મૂર્તિનો આકાર હોતો જ નથી

કામ ક્રોધાદિ દોષસ્ય સર્વ દુ:ખનિયંત્રણાત્ ।
યંત્ર મિત્યા હુરે તસ્મિન્ દેવઃ પ્રીણાતિ પૂજીત: ॥

**અર્થ** — કામ, ક્રોધ, લોભ, મોહ, ઇર્ષા તથા રાગદ્વેષનું નિયમન

કરે એટલે તેને ઉત્પન્ન ન થવા દે તેનું નામ યંત્ર. યંત્રમાં દેવની પૂજા કરવાથી તેના દેવ જલદી પ્રસન્ન થાય છે. બીજો અર્થ યંત્ર એટલે સર્વેને નિયમમાં રાખનાર.

## — માનસ પૂજા —

### * સ્તુતી *

ઉષસિ માગધ મંગલ ગાયનૈ ર્ઝટિતિ જાગૃહિ જાગૃહિ જાગૃહિ. ।
અતિકૃપાર્દ્ર કટાક્ષ નિરીક્ષણૈ ર્જગદિદં જગદંબ સુખી કુરૂ ॥ ૧

કનકમય વિતર્દિ શોભમાનં દિશિ દિશિ પૂર્ણ સુવર્ણ કુંભ યુકતમ્ ।
મણિમય મંડપ મધ્યે મેહિ માતર્મયિ કૃપયેતિ સમર્ચનં ગૃહીતું ॥ ૨

કનક કલશ શોભમાનશીર્ષં જલધર ચુંબીત મુલ્લસત્ પતાકમ્ ।
ભગવતિ તવ સંનિવાસ હેતોર્મણિમય મંદિર મેતદર્પયામિ ॥ ૩

ૐ શ્રી બાલા બહિંચરામ્બા દેવતાયૈ નમઃ ।
. પૃથિવ્યાત્મકંગંધં પરિકલ્પયામિ ॥ ૧ ॥

અર્થ—હે જગદંબા આખી પૃથ્વીમાં જેટલા સુગંધીત પદાર્થો છે તે બધા હું તમને ચંદનરૂપે મનથી અર્પણ કરું છું.

ૐ શ્રી બાલા બહિંચરામ્બા દેવતાયૈ નમઃ ।
હું આકાશાત્મં પુષ્પં પરિકલ્પયામિ ॥ ૨ ॥

અર્થ — હે જગદંબા આકાશાત્મક પુષ્પ હું તમને અર્પણ કરું છું એટલે આકાશમાં રહેલા એટલે સ્વર્ગાદિ લોકમાં રહેલા દેવ ઉદ્યાનમાં તથા કલ્પવૃક્ષના પુષ્પો વગેરે પુષ્પો હે જગદંબા મારા અંતઃકરણથી હું તમને અર્પણ કરું છું.

ૐ શ્રી બાલા બહિંચરામ્બા દેવતાયૈ નમઃ
યે હું વાટવાત્મકં ધૂપં પરિકલ્પયામિ ॥ ૩

અથ — હે જગદંબા જે ઉત્તમોત્તમ સુંગધીવાળો વાયુ વાય છે તે રૂપી ધૂપ તમને અર્પણ કરુ છું સુઘાડું છું.

ૐ શ્રી બાલા બહિંચરામ્બા દેવતાયૈ નમઃ
હું વહ્ન્યાત્મકં (તેજ આત્મકં) દીપંપરિકલ્પયામિ ॥ ૪

અર્થ — હે જગદંબા જે આ બ્રહ્માંડને અગ્નિના જેવા તેજસ્વી એટલે અત્યંત તેજ આપનાર એવા ચંદ્ર-સૂર્યથી તેજવાળા જેટલા પદાર્થો છે તે રૂપ પ્રકાશવાન દીપને હું મારા મન વડે તમને અર્પણ કરું છું.

ૐ શ્રી બાલા બહિંચરામ્બા દેવતાયૈ નમઃ
વં અમૃતાત્મકં નૈવેદ્યં પરિકલ્પયામિ ॥ ૫

અર્થ — હે જગદંબા જે ઉત્તમમાં ઉત્તમ સ્વાદવાળો પદાર્થ જે અમૃત છે. અથવા અમૃતના જેવી સ્વાદિષ્ટ દુનિયામાં જેટલી વસ્તુઓ છે. તે બધી હે જગદંબા હું તમને મારા મન વડે નૈવેધરૂપે અર્પણ કરું છું.

ૐ શ્રી બાલા બહિંચરામ્બા દેવતાયૈ નમઃ સં સર્વાત્મકં
તાંબૂલાદિ સકલ ઉપચારમ્ પરિકલ્પયામિ ॥ ૬

અર્થ — હે જગદંબા ચંદ્રમાના જેવા જેટલા આલ્હાદક તથા શીતલતાકારક તથા સ્વચ્છ તથા આનંદ આપનારા જેટલા પદાર્થો છે. તે રૂપી તાંબુલથી આરંભી બધા ઉપચારો હું તમને મારા મન વડે નવેધરૂપે અર્પણ કરું છું.

ૐ શ્રી બાલા બહુચરામ્બા દેવતાયૈ નમઃ
નં ભક્ત્યાત્મકં નમસ્કારં પરિકલ્પયામિ ॥ ૭ ॥

**અર્થ** :– હે બાલા ત્રિપુરા સુંદરી બહુચરામ્બા ઉપર પ્રમાણે માનસ ઉપચાર પૂજા કર્યા પછી છેવટે હું મારા મનથી ભક્તિપૂર્વક તમને નમસ્કાર કરું છું.

## — શ્રી જગદંબાનો પૂજન વિધિ —

**ધ્યાન** : પ્રાત ર્ભજામિ ભજતામભિલાષા દાત્રીમ્ ।
ધાત્રીમ્ સમસ્ત જગતાં દુરિતાપ હન્ત્રીમ્ ॥
સંસાર બંધન વિમોચન હેતુ ભૂતાં ।
માયાં પરાં સમધિ ગમ્ય પરસ્ય વિષ્ણોઃ ॥

**આવાહન** : આગચ્છ વરદે દેવિ દૈત્યદર્પ નિષુદિનિ ।
પૂજાં ગૃહાણ સુમુખિ નમસ્તે શંકર પ્રિયે ॥

**પ્રતિષ્ટા** : અસ્યૈ પ્રાણાઃ પ્રતિષ્ટન્તુ અસ્યૈ પ્રાણા ક્ષરન્તુમ્ ।
યાવત્પૂજાં કરિષ્યામિ તાવત્ત્વં સન્નિધૌ ભવ ॥

**આસન** : અનેક રત્ન સંયુકતં નાના મણિ ગણાન્વિતમ્ ।
કાર્તં સ્વર મયં દિવ્ય માસનં પ્રતિગૃહ્યતામ્ ॥

**પાદ્ય** : ગંગાદિ સર્વ તીર્થેભ્યો મયા પ્રાર્થનાયાહતમ્ ।
તોય મેતત્સુખ સ્પર્શં પાદ્યાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥

**અર્ઘ્ય** : ગંધ પુષ્પા ક્ષતૈર્યુકતં અર્ઘ્યં સમ્પાદિતં મયા ।
ગૃહાણ ત્વં મહાદેવિ પ્રસન્ના ભવ સર્વદા ॥

**આચમનમ્** : આચમ્યતાં ત્વયા દેવિ ભકિતંમેહ્યચલાં કુરું ।
ઈપ્સિતં મે વરં દેહિ પરત્ર ચ પરાં ગતિમ્ ॥



**સ્નાન** : જાન્હવી તોય માનીતં શુભં કર્પૂર સંયુતમ્ ।
સ્નાપયામિ સુરશ્રેષ્ઠે ત્વાં પુત્રાદિ ફલ પ્રદામ્ ॥

**પંચામૃત સ્નાન** : પયો દધિ ઘૃતં ક્ષૌદ્રં સિતયા ચ સમન્વિતમ્ ।
પંચામૃત મયા દત્તં કુરુ સ્નાનં દયાનિધે ॥

**શુદ્ધોદક સ્નાન** : ૐ પરમાનંદ બોધાબ્ધિ નિગમાનંદ મૂર્તયે ।
સાંગો પાંગ મિદં સ્નાન કલ્પયામિ મહેશ્વરિ ॥

**વસ્ત્ર** : વસ્ત્રં ચ સોમ દૈવત્યં લજ્જાયાસ્તુ નિવારણમ્ ।
મયા નિવેદિતં ભકત્યા ગૃહાણ પરમેશ્વરિ ॥

**ઉપવસ્ત્ર** : ૐ યામાશ્રિત્ય મહામાયા જગત્સંમોહિની સદા ।
તસ્યૈ તે પરમેશાયૈ કલ્પયા મ્યુત્તરીયકમ્ ॥

**મધુપર્ક** : દધિ મધ્વાજ્ય સંયુક્તં પાત્ર યુગ્મ સમન્વિતમ્ ।
મધુપર્કં ગૃહાણત્વં વરદા ભવ શોભને ॥

**ગન્ધ** : પરમાનન્દ સૌભાગ્ય પરિપૂર્ણં દિગન્તરે ।
ગૃહાણ પરમં ગન્ધં કૃપયા પરમેશ્વરિ ॥

**આભૂષણ** : સ્વભાવ સુંદરાંગિ ત્વં નાના શકત્યા શ્રિતે શિવે ।
ભૂષણાની વિચિત્રાણિ કલ્પયામ્યમરાર્ચિતે ॥

**સિંદૂર** : સિન્દૂર મરુણાભાસં જપા કુસુમ સંતિભમ્ ।
પૂજીતાસિ મયા દેવી પ્રસીદ પરમેશ્વરી ॥

**કજ્જલ** : ચક્ષુર્ભ્યાં કજ્જલ રમ્યં સુભગે શાન્તિ કારિકે ।
કર્પૂર જ્યોતિ રુત્પન્ન ગૃહાણ પરમેશ્વરી ॥

**સૌભાગ્ય સૂત્ર** : સૌભાગ્ય સૂત્રં વરદે સુવર્ણ મણિ સંયુતે ।
કંઠે બધનામિ દેવેશિ સૌભાગ્યં દેહિમે સદા ॥

**પરિમલ દ્રવ્ય** . ચંદનાગુરૂ કપૂર કુંકુંમ રોચનં તથા ।
કસ્તૂર્યાદિ સુગન્ધાંશ્ચ સર્વાંગેષુ વિલેપયે ॥

**અક્ષત રંજીતા** : કુંકુંમૌધેન અક્ષતાશ્ચાતિ શોભના : ।
મમૈષાં દેવિ દાનેન પ્રસન્ના ભવ શોભને ॥

**પુષ્પ** : મન્દાર પારિજાતાદિ પાટલી કેતકાની ચ ।
જાતી ચંપક પુષ્પાણિ ગૃહાણેમાનિ શોભને ॥

**પુષ્પમાલા** : સુરભિ પુષ્પ નિચયૈ ગ્રંથિતાં શુભ માલિકામ્ ।
દદામિ તવ શોભાર્થં ગૃહાણ પરમેશ્વરી ॥

**બિલ્વપત્ર** : અમૃતોદ્‌ભવ : શ્રી વૃક્ષો મહાદેવિ પ્રિય : સદા ।
બિલ્વ પત્રં પ્રયચ્છામિ પવિત્રં તે સુરેશ્વરી ॥

**ધૂપ** : દશાંગ ગુગ્ગુલં ધૂપં ચંદનાગુરૂ સંયુતમ્ ।
સમર્પિતં મયા ભકત્યા મહાદેવિ પ્રતિ ગૃહ્યતામ્ ॥

**નવેદ્ય** અન્નં ચતુર્વિધં સ્વાદુ રસૈ ષડભિ: સમન્વિતમ્ ।
નૈવેધં ગૃહ્યતાં દેવિ ભકિતં મે હ્યચલાં કુરૂ ॥

**ઋતુફલ** દ્રાક્ષા ખર્જૂર કદલી પન સામ્રક પિત્થકમ્ ।
નારિકેલેક્ષુ જમ્બ્વાદિ ફલાનિ પ્રતિ ગૃહ્યતામ્ ॥

**આચમન** : કામારિ વલ્લભે દેવી કુર્વાચમન મમ્બિકે ।
નિરંતર મહં વન્દે ચરણો તવ ચંડિકે ॥

**અખંડ ઋતુફળ** : નારિકેલં ચ નારંગલિંગ મજીરં તથા ।
ઉર્વારૂકં ચ દેવેશિ ફલાન્યેતાનિ ગૃહ્યતામ્ ॥

**તાંબૂલ પૂગીફળ** : એલા લવંગ કસ્તૂરી કર્પૂરૈ : સુષ્ઠુ વાસિતામ્ ।
વીટિકાં મુખવાસાર્થં મર્પયામિ સુરેશ્વરી ॥



। ૐ ।

## શ્રી માતાજીનો થાળ

આરોગો બહુચરાજી મોરી માય,
જેમ જન તારાં સુખીયાં થાય મા. ૧

કનક કળશ ગંગાજળ ભરી,
બહુચરાજી આગળ થાળ જ ધરી મા. ૨

દ્રાક્ષ ચારોળી બદામ અખરોટ,
પીરતાં લીંબુ ને ફાલસાં બોર મા. ૩

સીંગોડા સાકર શેલડી,
ખડબુચાં આંબા કાકડી મા. ૪

કેળાં ખાંડ ઘૃત પોળી સાર,
આરોગો બહુચરાજી કંસાર મા. ૫

પછે પેંડા જન લાવે રે સાર,
જલેબી લાડુ ને શેવનો ભાર મા. ૬

માંડી મરકી લઇ આગળ ધરી,
અનેક સુખડાં બીજા વળી મા. ૭

મગના લાડુ ને ઘેબર સાર,
પેંડા ારી ને દૂધપાક મા. ૮

ખારાં તીખાં ને તમ તમાં,
આદુ લીંબુ ને કરમદ ઘણાં મા. ૯

લેંચી લાવશી ને ચૂરમાં,
વડાં વેઢમી ને શાક જ ઘણા મા. ૧૦

શાક દાળ ગ્રથ વુરાણ કરી
આરોગો બહુચરાજી ચીત્ત ધરી મા. ૧૧

કેશરી કરમઝ માંહી ભરપૂર
જીરા રસ માજી જમીએ કુર મા. ૧૨

દૂધ કઢાં લેઈ આગળ ધર્યા.
ઘૂંટ ભરીને માએ આચમન કર્યાં મા. ૧૩

શ્રીફળ આઈજી લેજો રે ભોગ
અનેક અનેકના સરવ સંજોગ મા. ૧૪

આરોગીને ઉઠયાં મોરી માય
જૂઠ રહ્યા તે જન માગી માગી ખાય મા. ૧૫

સિંહાસન ઉપર સુંદરી
બેઠાં માત સકળ પરવારી મા. ૧૬

બહેક બરાસે બીડી કરી,
આનંદ બહુચર માએ મુખમાં ધરી મા. ૧૭

એક આઇ આગળ ઢોળે વાય
એક આઇ આગળ નૃત્ય જ થાય મા ૧૮

વાજે પંચ શબ્દ નીશાન
ભેર ભૂંગળ વાજે પરીમાણ મા. ૧૯

સકળ મનોરથ પૂરો મોરી માય
બેઉ કર જોડીને કહે તારો દાસ મા. ૨૦

---



## — આરતી ઉતારવાનો ક્રમ —

શ્લોક :– આદૌ ચતુઃપાદ તલૈકદેશે દ્વૌનાભિ દેશે સકૃદાસ્ય મંડલે ।
સર્વાંગ દેશેષુ ચ સપ્તવારં, રામાતિકં ભક્તાજનઃ પ્રકુર્યાત્ ॥

અર્થ :– પ્રથમ શ્રી જગદંબાના ચરણોનું ધ્યાન કરીને ચાર વાર ચરણોની આરતી ઉતારવી, પછી નાભિ કમલનું ધ્યાન કરી નાભિ કમલની બે વાર, પછી મુખકમળનું ધ્યાન કરી મુખકમળની એક વાર, અને છેવટે આખા સ્વરૂપનું ધ્યાન કરી સ્વરૂપની સાત વાર એમ કુલ આરતીના ચૌદ વાર શ્રી જગદંબાના અભિમુખની આરતી ઉતારવી.

## — આદ્ય શક્તિની આરતી —

જય આદ્યા શક્તિ મા, જય આદ્યા શક્તિ;
અખંડ બ્રહ્માંડ નિપાવ્યા (૨) પડવે પંડે થયાં
જયો જયો મા જગદંબે૦ ૧

દ્વિતીયા બે સ્વરૂપ, શિવ શકિત જાણું મા શિવ૦ (૨)
બ્રહ્મા ગણપતિ ગાએ, (૨) હર ગાએ હર મા જયો૦ ૨

તૃતીયા ત્રણ સ્વરૂપ, ત્રિભુવનમાં બેઠાં મા; ત્રિભુવન (૨)
ત્રયસ્થકી ત્રીવેણી, (૨) તું ગીવેણી મા. જયો૦ ૩

ચોથે ચતુરા મહાલક્ષ્મી મા, સચરાચર વ્યાપ્યાં મા, સચ૦ (૨)
ચાર ભુજા ચોદિશા, (૨) પ્રગટયાં દક્ષિણમાં. જયો૦ ૪

પંચમી પંચ ઋષિ, પંચમી ગુણપદ્મા મા. પંચમી૦ (૨)
પંચ તત્વ ત્યાં સોહીએ (૨) પંચે તત્વો મા. જયો૦ જય. ૭

પષ્ઠી તું નારાયણી, મહિષાસુર માર્યો; મા મહિષાસુર (૨)
નરનારીના રૂપે (૨) વ્યાપ્યાં સઘળે મા. જયો૦ ૬

સપ્તમી સપ્ત પાતાળ, સંધ્યા સાવિત્રી મા. (૨)
ગૌગંગા ગાયત્રી (૨) ગૌરી ગીતા મા. જયો૦ ૭

અષ્ટમી અષ્ટ ભૂજા, આઇ આનંદા મા. આઇ૦ (૨)
સુરનર મુનિવર જન્મ્યા (૨) દેવ દૈત્યો મા. જયો૦ ૮

નવમી નવકુલ નાગ, સેવે નવદુર્ગા મા. સેવે૦ (૨)
નવરાત્રિના પૂજન (૨) શિવરાત્રિના અર્ચન.
કીધા હર બ્રહ્મા જયો૦ ૯

દશમી દશ અવતાર, જય વિજયા દશમી મા. જય૦ (૨)
*રામે રામ રમાડયા (૨) રાવણ રોળ્યો મા. જયો૦ ૧૦

એકાદશી અગીયારસ, કાત્યાયની કામા, મા કાત્યાયની૦ (૨)
કામદુર્ગા કાળિકા (૨) શ્યામાને રામા. જયો૦ ૧૧

બારસ બાળારૂપ, બહુચરી અંબા મા. બહુચરી૦ (૨)
બટુક ભૈરવ સોહીયે, કાળભૈરવ સોહીએ, તારા ચાચરમાં. જયો૦ ૧૨

તેરસે તુલજારૂપ, તું તારૂણી માતા મા. તું તારૂણી૦ (૨)
બ્રહ્મા, વિષ્ણુ સદાશિવ (૨) ગુણ તારા ગાતા. જયો૦ ૧૩

ચૌદશે ચૌદારૂપ, ચંડી ચામુંડા મા. ચંડી૦ (૨)
ભાવ ભક્તિ કાંઇ આપો, ચતુરાઇ કંઇ આપો,
સિંહવાહિની માતા. જયો૦ ૧૪

પુનમે કુંભ ભર્યો, સાંભળજો કરૂણા મા. સાંભળજો૦ (૨)
વસિષ્ઠ ગુરૂએ વખાણ્યા. માર્કંડ ઋષિએ વખાણ્યા,
ગાઇ શુભ કવિતા. જયો૦ ૧૫

* અહીં "રમાએ રામ રમાડયા" એવો પાઠ વધુ યોગ્ય લાગે છે.
— સંપાદક



સંવત સોળ સત્તાવન, **સોળસે બાવીસ મા.** સોળસે૦ (૨)
સંવત સોળે પ્રગટયાં (૨) રેવાને તીરે મા. જયો૦ ૧૬

ત્રંબાવટી નગરી મા રૂપાવતી નગરી મા મંછાવતી નગરી,૦ (૨)
સોળ સહસ્ત્ર ત્યાં સોહીએ (૨) ક્ષમા કરો ગૌરી મા.
દયા કરો ગૌરી. જયો૦ ૧૭

શિવ શક્તિની આરતી, જે કોઇ ગાશે, જે ભાવે ગાશે૦ મા જે (૨)
ભણે શિવાનંદ સ્વામી (૨) સુખ સંપતી થાશે, અંબા દુઃખ
હરશે. જયો૦ ૧૮

## — મોટી આરતી —

જે જે બહુચર માત, જે જે અંબે માત,
જે જગપટરાણી મા જે જુગ...

આરતી અમરાવતી મા રતી મન મોદાણી જય જય. ૧

સ્ફટીક જડીત મણી નંગ કુંજ કરે ત્યાલી મા. (૨)
કર્પૂરાક્ત જવાલા, જળહળ અજવાળી જય જય. ૨

પંચમુખી અતી અદભુત, પુષ્પાક્ષત અરચી મા. (૨)
પરીમળ વીમળ પરમ રૂચી, સુચી ચંદન ચરચી જય જય. ૩

જળહળ નીરમળ જોત અકળ સકળ વ્યાપી મા. ૨)
ત્રિભુવન તીમીર નીવારણ, તારણ પશુ પાપી જય જય. ૪

ચંગ મૃદંગ ઉમંગ સુવંસ વિણા વાજે, મા. (૨)
તાલ રસાલ વિશાલ શું શબ્દ ગગન ગાજે જય જય. ૫

ગાન કરે કિન્નર નીત્ય, ઉરવશી ઉરમેના મા (૨)
ગુણ ગાંધર્વ સમરે મા, પુનર સુમર પેણા જય જય. ૬

વ્યોમ વિમાન વિરાજીત, સુર સુંદરી સંગે મા, (૨)
ઊદો ઊદો જય કહે છે, હૈયામાં રંગે જય જય. ૭

સુમન સુમન કીત વરસી તે હરખીત હૈયે મા, (૨)
અંતર અતી આનંદે, નીજ અંતર હરખે. જય જય. ૮
ચતુરાનન પંચાનન, ષડાનન ખાંતે મા, (૨)
સનમુખ મુખ નીત્ય હરખીત, ભગ્ત ભલી ભાતે. જય જય. ૯
પતંગ પશુ પક્ષી નીત્ય, પશુપતી પ્રેમ ભર્યાં મા, (૨)
આરતી વંદન કારણ, વાયુ વિધ વિધ વિચર્યાં. જય જય. ૧૦
મહાત્મ મહોત્મ મહાત્મ, બળ કૃત કીધાં મા, (૨)
ભગ્ત અભય પદ નીરભે, ભોમશુ ભવ કીધાં. જય જય. ૧૧
નીજ જન તન મન રંજન, ગંજન પદ પોતે મા, ૨)
ભૂતળ ભુપતી ભુર ભલા કીધા જોતે. જય જય. ૧૨
લક્ષ ચોરાશી જંતુ, અનંત અલ્પ મતિના મા, (૨)
આરતી શબ્દ શ્રવણે સુણી, સરવે સુલભ ગતીના. જય જય. ૧૩
ભાવ કુભાવ સુભાવશુ નીત્ય આરતી ગાશે મા, (૨)
નરનારી અવતારી, સુકૃત સફળ થાશે. જય જય. ૧૪
ચાદભુવન પતી તું ધણી, ચાદભુવન માંહી મા, (૨)
વલ્લભભટ વરણવે મા, પત સાહો બાંહે. જય જય. ૧૫

## — માતાજીની આરતી —

મોતીડે વધાવું ને મંગલ ગાઉં,
મારી બહુચર માજીને વારણે જાઉં.
આરતી કીજે બહુચર માત રીઝે,
મા તાલ મરદંગ વેણારસ વાજે.
આ શોભા બહુચર માજીને છાજે,
આરતી કીજે બહુચર માત રીઝે.
મા નૃત્ય કરે ને ઉદ્દો ઉદ્દો થાય,
માને ધોળો ભટ્ટ બલીહારણ જાય;
આરતી કીજે બહુચર માત રીઝે.



## — સ્તુતી —

મોતીડે વધાવું રે મા તમને, બહુચર દયો દરશન હમને.
અરે માજી દયો દરશન હમને, મોતીડે વધાવું રે મા તમને.
સોના રૂપાના ફુલડે ચંદન ચોખા કુંકુમને મોતીડે૦
આવ્યા દેવ દેવાંગના શરણે. થાળ લઇ કર જમણે મોતીડે૦
હું તો પુંજું પાય પદ્મને, કહે સેવક ઉદ્ધારો હમને મોતીડે૦

## — સ્તુતી —

મૈં ગુલામ મૈં ગુલામ મૈં ગુલામ તેરા,
ખુબ તેરી ચાકરી, અજબ તેરા ડેરા.
મૈં ગુલામ મૈં ગુલામ મૈં ગુલામ તેરા.
તું તો મેરી મૈયા લાગે, મૈં ગુલામ તેરા.
મૈં ગુલામ મૈં ગુલામ મૈં ગુલામ તેરા.

## — પ્રાર્થના —

મા જેવો તેવો છું તમારો, શ્રી બહુચર બાઇ રે મા જેવો૦
શ્રી અંબે આઇ રે, મા જેવો છું તમારો,
મા કામી ક્રોધી માયા લોભી, જગમાં છું ધુતારો.
એક નામનો આશરો તમારો મા (૨) તેને કહેવાયો સારો.
શ્રી બહુચર બાઇ રે શ્રી અંબે આઇ રે મા જેવો૦
વાત કરી મેં સર્વે ખોયું, અવગુણ મનમાં ન આણો.
પેલા ભવની વાત શું જાણું મા (૨) આ ભવ પાર ઉતારો.
શ્રી બહુચર બાઇ રે શ્રી અંબે આઇ રે મા જેવો૦
પરદ્રોહી ને પરહત્યારો, પરધનને હરનારો.
પરનારી શું રંગ રમતો (૨) અવળા આચરણ આચરતો.
શ્રી બહુચર બાઇ રે શ્રી અંબે આઇ રે મા જેવો૦

અવર ન રાચું તમને જાચું, પાલવ સાહ્યો તમારો.
ભવસાગરમાં બુડી રહ્યો છું (૨) મુને બતાવોને આરો.
શ્રી બહુચર બાઇ રે શ્રી અંબે આઇ રે મા જેવો૦

અડસઠ તીરથ સર્વે જોયાં, માજીનો પ્રત્યક્ષ પારો.
અમ રંકને આધાર આપો (૨) આવ્યાં વીઘ્નને વારો
શ્રી બહુચર બાઇ રે શ્રી અંબે આઈ રે મા જેવો૦

અવગુણમાં હું સર્વે ભૂલ્યો, જીવ પડ્યો છે ન્યારો
ભટ વલ્લભની વિનંતી રે મા (૨) આવ્યા ગમનને ટાળો
શ્રી બહુચર બાઇ રે શ્રી અંબે આઇ રે મા જેવો૦

---

## -- દક્ષિણા --

પૂજાફલ સમૃદ્ધ્યર્થં તવાગ્રે સ્વર્ણમીશ્વરિ ।
સ્થાપિતં તેન મે પ્રીતા પૂર્ણાન્ કુરૂ મનોરથાન્ ॥

## -- નીરાજન --

નીરાજનં સુમંગલ્યં કર્પૂરેણ સમન્વિતમ્ ।
ચન્દ્રાર્ક વહ્નિ સદૃશં મહાદેવી નમોસ્તુ તે ॥

## -- મંત્રપુષ્પાંજલી --

યજ્ઞેન યજ્ઞ મયજંત દેવાસ્તાનિ ધર્માણી પ્રથમા ન્યાસન્ તેહનાકમ્ મહિમાન સચન્ત યત્ર પૂર્વે સાધ્યાઃ સાન્તિ દેવા ૐ રાજાધિ રાજાય પ્રસહ્ય સાહિને ! નમો વયં વૈશ્રવણાય કુર્મહે સમે કામાન્કામ કામાય મહ્યં ! કામેશ્વરો વૈશ્રવણો દદાતુ.



કુબેરાય વૈષ્ણવાય મહારાજાય નમઃ ૐ સ્વસ્તિ સામ્રાજ્યં ભૌજ્યં સ્વરાજ્યં વૈરાજ્ય પારમેષ્ઠયં રાજ્યં માહારાજ્ય માધિપત્ય મયં સમંત પર્યાયીસ્યાત્ સાર્વભૌમઃ સાર્વાયુષ આન્તાદા પરાર્ધાત્ પૃથિવ્યૈ સમુદ્ર પર્યન્તાયા એકરાડિતિ તદપ્યેષ: શ્લોકોઽભિગીતો મરૂતઃ પરિવેષ્ટારો મરૂતસ્યા વસન્ગૃહે આવિક્ષિત્વસ્ય કામપ્ર વિશ્વેદેવા: સભાસદ ઇતિ.
ૐ વિશ્વ તશ્ચક્ષુરૂત વિશ્વતોમુખો વિશ્વતો બાહુ રૂત વિશ્વતસ્યાત્ સમ્બાહુભ્યાન્ ધમતિ સમ્પતત્રૈ દ્યાંવા ભૂમિ જનયન્ દેવ એક:

---

## — પ્રદક્ષિણા —

યાનિ કાનિ ચ પાપાનિ જ્ઞાના જ્ઞાનકૃતાનિ ચ ।
તાનિ સર્વાણી નશ્યન્તિ પ્રદક્ષિણે પદે પદે ॥

## — ક્ષમા પ્રાર્થના —

જયન્તી મંગલા કાલી ભદ્રકાલી કપાલિની ।
દુર્ગા શિવા ક્ષમા ધાત્રી સ્વાહા સ્વધા નમોસ્તુ તે ॥

## — દંડવત્ પ્રણામ —

નમ: સર્વ હિતાર્થાય જગદાધાર હેતવે ।
સાષ્ટાંગોયં પ્રણામસ્તુપ્રયત્નેન મયા કૃતઃ ॥

---

## — શ્રી માતાજીની શયન આરતી —

ખમ્મા ! રાજેશ્વરી બહુચર તમને, કેવાં સાચવતાં અમને, ખમ્મા૦
આનન્દમયી આનન્દમાં રાખો, ભાવ ભક્તિ ભજને,
પ્રેમ ભરેલાં પૂજન અર્ચન, અર્પણ "મા" તમને,
બહુચર ! અર્પણ મા તમને. ખમ્મા૦ ૧

સ્નેહભરી શેજલડી બિછાવી, પોઢાડવા તમને,
ભાવે ગુંથેલી ફૂલની માળા, અર્પણ મા તમને:
બહુચર ! અર્પણ મા તમને ખમ્મા૦ ૨

આપ સુવાડો, આપ જગાડો, આપ જીવાડો અમને,
જાગતી જ્યોતિ જીવન જગમૈયા કોણ પોઢાડે તમને;
બહુચર ! કોણ પોઢાડે તમને. ખમ્મા૦ ૩

બાળ પોઢાડે આપ પોઢો છો, ભાવને વશ થઇને,
બાળ જગાડે જાગો છો મૈયા, સુણી સુણી સાદને;
બહુચર ! સુણી સુણી સાદને. ખમ્મા૦ ૪

આરતિ ગાતાં ભાવે ભીંજાતા, આશિષ એ સહીએ
માઇનગર મંગલ મહારાણી ! મંગલ કરો મંગલે;
બહુચર ! મંગલ કરો મંગલે. ખમ્મા૦ ૫

માઇ કૃપાપી નમન નમન મા ! આપ ચરણ કમલે,
મંગલ સમયે મંગલ વર્ત્યાં, અભય કીધાં અમને;
બહુચર ! અભય કીધાં અમને. ખમ્મા૦ ૬

જળ સિંચ્યુ છે સ્નેહથી, હેમ હીરાને પાત્ર,
શયન સમય હવે થઇ ગયો, પોઢો મારાં માત;
માઇ કલાપી વિનવતો, જોડી અંજલી હાથ. ખમ્મા૦ ૭

**વિભાગ ૨ જો સમાપ્ત**



# વિભાગ-૩ જો

## — માતાજીના મહિના —

### (વલ્લભ ભટ્ટ કૃત)

કારતક માસે માત કાલિકા પાવાગઢ પર બિરાજતી.
કૃષ્ણ સ્વરૂપે કાળી કહીએ મધુરસ મોરલી બજાવતી. ૧

માગસર માસે માત માતંગી નવખંડમેં તુમ વ્યાપી.
દેશ દેશમાં ગોખ બનાવ્યા મહોર છાપ તેરી લાગી. ૨

પોષ માસે પાર્વતી કહીએ શંકર પર છાયા ધરતી.
વૃષભ વાહનની સદા કલ્યાણી શીર પર ગંગા બિરાજતી. ૩

માહા માસે મમમાયા કહીએ માયા જગતમેં તુંમ વ્યાપી.
નવ દિન નવરાત્રી ખેલે મહોર છાપ તેરી લાગી. ૪

ફાગણ માસે ફગવા ખેલો ભરભર ઝોળી ગુલાલકી.
ચુવા ચંદન ઓર અરગજા ભરેલા મટકી કેશરકી. ૫

ચૈત્ર માસે માત ચંડીકા ચામુંડા નામ ધરાવતી.
ચંડ મુંડકો માર ચલી મા ચોસઠ ખપ્પર ધરાવતી. ૬

વૈશાખ માસે માત સિંધવાઇ હાથ લીયા મધુકા પ્યાલા.
સબ દૈત્યકો માર ચલી મા કીયા દેવકા રખવાળા. ૭

જેઠ માસે જુગત અંબા કહીએ જે જનેતા જુગતનકી.
ગરીબ ગરબા યાદ કરતા વારે ચઢજો ભક્તનકી. ૮

અસાડ માસે આદ્ય ઇશ્વરી આરાસુરમાં બીરાજતી.
દેશ દેશના સંઘ જ આવે શીર પર છત્ર ધરાવતી. ૯

શ્રાવણ માસે માત ભટ્ટારિકા ધર્મારણ્યમાં વિરાજતી.
ધન્ય ભાગ્ય ભક્તનકો કહીએ શ્રીમાતા નજરે નીરખી. ૧૦
ભાદરવા માસે માત ભદ્રકાળી વારે ચઢજે ભક્તનકી.
ખીર ખાંડ ઓર ખાજાં જલેબી મા નૈવેધ કરેલા જુગતી. ૧૧
આસો માસે આઇ બહુચરા મા કીયા ભક્તનકા રખવાળા.
કાલીરાતના સાધન કરેલા દીવાળીકા દીન થોડા. ૧૨
પુરણ માસ પુરૂષોત્તમ કહીએ સંત ઉદરશે હે જ્ઞાની.
સન્મુખ હોકે વલ્લભ બોલે બહુચર મા નજરે ભાળી. ૧૩
બહુચરવાળી તુમ રખવાળી બારમાસ તેરી છબી ન્યારી.
સદા મગન રક્તન ભક્તનકો આચરશે લાગે તાળી. ૧૪

## — માતાજીના સાત વાર —

### (યદુરામ કૃત)

આદીતવારે આદ્યા શક્તિને આરાધ્યું રે — અલબેલી
જેણે દયા દષ્ટિએ વિશ્વ ઘડયું છે બધુ રે — અલબેલી
ઇચ્છા રૂપે રંગે ઝાઝુ શામની માતા રે — અલબેલી
જીને અંગ થકી ઉપજ્યા હરીહર પદ્મ વિધાતા રે — અલબેલી ૧

સોમ સ્વભાવે સૌને અમૃત પોખે રે — અલબેલી
મા સૌના થઇને ધરમંડળને જોખે રે — અલબેલી
પૃથ્વી અપ વાયુ તેજ આકાશ રે — અલબેલી
તમ ટાળે એ જધમધ જોત વિલાસ રે — અલબેલી ૨

ભોમ વારે ભુમીના ભાર ઉતાર્યા રે — અલબેલી
બહુ દુષ્ટ હણીને ભકતોને ઉદ્ધાર્યા રે — અલબેલી
જુદ્ધ કરીને ત્રીશૂલે નાંખ્યા કાપી રે — અલબેલી
મા સુરીનર મુનીવરને અવિચલ પદવી આપી રે — અલબેલી ૩



બુધવારે બહુ સ્વરૂપા બાળી રે — અલબેલી
માતા કવિ કરીયા દાસ કુંબેરને કાળી રે — અલબેલી
વૈશ્ય સુરથને ભટ વલ્લભે જાચી રે — અલબેલી
મા માર્કંડ ઋષીએ જુગ જુગ જન્મે રાચી રે — અલબેલી ૪

ગુરુવારે ગુણનિધી ગોખે બિરાજે રે — અલબેલી
માને નવ વસ્ત્ર અંગે નવ વસ્ત્ર આભ્રણ છાજે રે — અલબેલી
નખ શિખ સુધી નજર કરીને ન્યાળુ રે — અલબેલી
છબી ઉપર કોટી રવિ શશી મન મથ વારૂં રે — અલબેલી ૫

શુક્રે શુકીત પૂર્વ જન્મનું જાગ્યું રે — અલબેલી
માને પ્રેમ ધરીને પુજી પાયે લાગુ રે — અલબેલી
ગાન તાનને ગીત નૃત્ય-રંગ રાગ રે — અલબેલી
નિત્ય અધિક ઉત્સવ બ્રહ્મ ભોજન યજ્ઞ યાગ રે — અલબેલી ૬

શનિવારે મંદ ભાગ્યના પ્રાણી રે — અલબેલી
જેણે સ્વપ્નાંતર જનુન્તરે નવ જાણી રે — અલબેલી
કામી ક્રોધી મદ મચ્છરના ભરીયા રે — અલબેલી
એતો અગણીત ફેરા લક્ષ ચોરાશી પૂરીયા રે — અલબેલી ૭

સાતવાર માના જે કોઇ થાશે રે — અલબેલી
તેને બહુચર પ્રસન્ન ગાશે સંકટ જાશે રે — અલબેલી
યદુરામ જનને કીંચીત કરૂણા કીધી રે — અલબેલી
મા વચન પ્રમાણે સમયે સુદ્ધિ લીધી રે — અલબેલી ૮

## — શ્રી માતાજીની પંદર તિથિઓ —

### (સાંકળેશ્વર કૃત)

સખી સમરૂં પ્રથમ ગણરાય રે, લાગુ બ્રહ્મ સુતાને પાય રે;
નીરમળ વાણી આપો મુન માય, બહુચરના રંગસુ રાચું રે.
રહેજો હૃદય કમળમાં એ જાચું, બહુચરના રંગસુ રાચુ રે. ૧

સખી કરૂણાથી માત તમારી રે, ગુણ ગાવા થઇ મતી મ્હારી રે,
ગાવું પંદર તીથીઓ સાચી, બહુસુરના રંગસુ રાચું રે. ૨

સખી પડવે પ્રગટ ભવાની રે, કરૂણાવંતી મહા વરદાની રે;
નવખંડમાં નહીં છાની, બહુચરના રંગસુ રાચું રે. ૩

સખી બીજે બાળા સ્વરૂપે રે, નખ શિખ શોભા છે અનુપમ રે;
જેને આરાધે સુરીનર ભૂપ, બહુચરના રંગસુ રાચું રે. ૪

સખી ત્રીજે ત્રિગુણ રૂપ ધારી રે, રચ્યો ખેલ માયા વિસ્તારી રે;
ન કળાએ અકળ ગતી તારી, બહુચરના રંગસુ રાચુ રે. ૫

સખી ચોથે ચંચળ થઇ ચાલી રે, દુષ્ટ દાનવ દ્રષ્ટિમાં ઘાલી રે;
કાળરૂપે થયાં મહાકાળી, બહુચરના રંગસુ રાચું રે. ૬

સખી પાંચમે પરાક્રમ કીધું રે, હણી દૈત્યોનું રૂધીર પીધું રે;
દેવતાને અભય દાન દીધું, બહુચરના રંગસુ રાચું રે. ૭

સખી છઠે છબીલી બિરાજે રે, ગોખે ચઢીને ગંભીર ગાજે રે;
સદા સેવકને શિર છાજે, બહુચરના રંગ સુ રાચું રે. ૮

સખી સાતમે સલખનપુરમાં રે, મળી જોગણી ચાચરમાં રે;
ગાય ગીત રસાલાં ચોકમાં, બહુચરના રંગ સુ રાચું રે. ૯

સખી આઠમે આઠ સાહેલી રે, મધ્યે નવમી રહે અલબેલી રે;
રચ્યો ખેલ વળી રંગ રેલી, બહુચરના રંગ સુ રાચું રે. ૧૦

સખી નોમે નવદુર્ગા ચાલી રે, એક એક આઠે અમ લાલી રે;
રમે રાત દિવસ રસાળી, બહુચરના રંગ સુ રાચું રે. ૧૧

સખી વિજયા દશમીના દિન રે, મહંમાયા થયા મગન રે;
ઝાલ્યાં પોતે પોતાના ભુવન, બહુચરના રંગ સુ રાચુ રે, ૧૨

સખી એકાદશીએ શંક્તએ રે, જે જે કાર કીધો છે જગતમાં રે;
નવેનિધ આપી છે ભક્તને, બહુચરના રંગ સુ રાચું રે. ૧૩



સખી બારસે બહુચર બાળી રે, રાખે પોતાના જન પ્રતિપાળી રે,
નીજ દાસની આપદા ટાળી, બહુચરના રંગ સુ રાચું રે ૧૪

સખી તેરસ તુલજા ભવાની રે, શેવો જગત તણી એ માતા રે;
ગુણ ગાતા રહો રંગ રાતા, બહુચરના રંગ સુ રાચું રે ૧૫

સખી ચૌદશે ચિત્તમાં આણી રે, શેવો સાચી તે શક્તિને જાણી રે;
તરે ભવસાગર તે પ્રાણી બહુચરના રંગ સુ રાચું રે ૧૬

સખી પુનમે પુરણ પ્રતાપ રે નવખંડમાં જેની છે છાપ રે;
સલખનપુર બીરાજે આપ, બહુચરના રંગ સુ રાચું રે ૧૭

સખી પંદર તીથીઓ ગાય જેહ રે, નરનારી ધરીને દેહ રે;
નવનિધને પામે તેહ, બહુચરના રંગ સુ રાચું રે ૧૮

સાંકલેશ્વર વંદે પાય રે, એ માગું હું બહુચર માઇ રે;
સદા રહેજો મુને તમે સહાય બહુચરના રંગ સુ રાચુ રે ૧૯

---

## — ચંદ બારોટ કૃત ભવાનીની સ્તુતી —

### — દોહા —

ચિંતા વિઘન વિનાશિની, કમલાસની શકત
વીસ હથ્થી હંસ વાહીની, માના દેહુ સુમત્ત.

### — ભુજંગી છંદ —

નમો આદિ અનાદિ તુંહીં ભવાની તુંહી જોગ માયા તુંહીં બાક બાની;
તુંહીં ધણીં આકાશ વિભૂ પ્રસારે, તુંહીં મોહ માયા વિશે શૂલ ધારે. ૧

તુંહીં ચારવેદ ષટં ભાષ ચિન્હી, તુંહીં જ્ઞાન વિજ્ઞાનમેં સર્વ ભીની;
તુંહીં વેદવિદ્યા ચઉદે પ્રકાશી, કલામંડ ચોવીસકીરૂપ રાશી. ૨

તુહી રાગની રાગ વેદં પુરાનં, તુંહીં જંત્રમેં મંત્રમેં સર્વં જાન
તુંહીં ચંદ્રમેં સૂરમેં એક ભાસં, તુંહીં તેજમેં પુંજમેં હો પ્રકાશં ૩

તુહીં શોષની પોષની તીન લોકં, તુંહીં જાગની સોવની દૂર દોષં
તુંહીં ધર્મની કર્મની યોગ માયા, તુંહીં ખેચરી ભૂચરી વજ્ર કાયા ૪

તુંહીં રિદ્ધિકી સિદ્ધિકી એક દાતા, તુંહીં યોગિની ભોગિની હો વિધાતા
તુંહીં ચાર બાની તુંહીં ચાર ખાની, તુંહીં આતમા પંચભુતં પ્રમાની. ૫

તુંહીં સાતદ્વીપં નવેખંડ મંડી, તુંહીં ઘાટ ઔઘાટ બ્રહ્માંડ ઠડી
તુંહીં ધર્ની આકાશ તું એદ બાની તુંહીં નિત્ય નૌજોબના હો ભવાની ૬

તુંહી ઉદ્રમેં લોક તીનું ઉપાવે, તુંહી છન્નમેં ખાન પાનં ખપાવે
તુંહીં એક અન્નેક માયા ઉપાવે, તુંહીં બ્રહ્મ ભૂતેશ વિષ્ણુ કહાવે. ૭

તુંહીં માત હો એક જ્યોતિ સ્વરૂપં. તુંહીં કાલ મહાકાલ માયા વિરૂપં
તુંહીં હો રરંકાર ૐકાર બાની, તુંહીં સ્થાવરં જંગમં પોષ પ્રાણી. ૮

તુંહીં તું તુંહી તું તુંહીં એકચંડી, હરિ શંકરી બ્રહ્મ ભાસે અખંડી
તુહીં કચ્છ રૂપં ઉદધી વિલોહે, તુંહીં મોહિની દેવ દૈત્ય વિમોહં. ૯

તુંહી દેહ વારાહ દેવી ઉપાઇ, તુંહી લેધરાં થંબ દાઢાં ઉઠાઇ
તુંહીં ત્રિપ્રહ્મે સુરાપાન ટાર્યો તુંહીં કાલ બાજી રચી દૈત્ય માર્યો. ૧૦

તુંહીં ભારની ઇંદ્રકો માન મોડયો, તુંહીં જાયકે ભૃગુકો ગર્વ તોડયો.
તુંહીં હો કલા કામમેં પ્રેમ ભીની. તુંહીં દેવ દૈત્યં સદાયશ દીની ૧૧

તુંહીં જાગતી જ્યોત નિદ્રા ન લેવે, તુંહીં હો અજિતા સદા દેવસેવે
અજોતી નજોતી ઉસાસી ન સાસી, ન બેઠી ન ઊભી ન પોઢી પ્રકાશી ૧૨

ન જાગે ન સોવે ન હાલે ન ડોલે, ગુપત્તી ન છત્તી કરતી કિલોલે
ભુજાલં વિશાલં ઉજાલં ભવાની. કૃપાલં ત્રિકાલં કરાલં દિવાની ૧૩

ઉદાનં અપાનં અછેહી ન છેહી ન માતા ન તાતા ન ભ્રાતા સ્નેહી.
નિદ્રેહા ન દેહા ન રૂપા ન રેખી, ન માયા ન કાયા ન છાયા વિશેષી ૧૪



ઉદાસી ન આસી નિવાસી ન મંડી, સરૂપા વિરૂપા ન રૂપા સુચંડી
કમંખા ન સંખા અસંખા કહાની, હ્રીંકાર શબ્દં નિરંકાર બાની ૧૫

નવોઢા ન પ્રોઢા ન મુગ્ધા ન બાલી, કુરોધા વિરોધા નિરોધા કૃપાલી
શિખપેં કુહારો અસો રૂપ તારો, અજોની સુપાવો કટે ફૂદ મારો ૧૬

પઢે ચંદ છંદ અભેદાન પાઉં, નિશા વાશરં માત દુર્ગંસુધ્યાઉં ૧૭

સુની સાધકી ટેર ધાઓ ભવાની, ગજ ડૂબતેહી વ્રજરાજ જાની
ભજે ખેચરી ભૂચરી ભૂત પ્રેતં, ભજે ડાકની શાકની છોડ ખેતં ૧૮

પઢે જીત દેની સબે દૈત્ય નાશ, ભજે કિંકરી શંકરી કાલ પાશં
ભજે તોતલા જંત્ર મંત્ર બિરોલે, ભજે નારસીંગી બલી બીર ડોલે ૧૯

નિશા વાસરં શક્તિકો ધ્યાન ધારે સુનેનં કરી નિત્ય દોષ નિવારે
કદી વિનતી પ્રેમેસા ભાટ ચંદં, પઢતે સુનંતે મીટે કાલ ફંદં ૨૦

તુંહીં આદિ અનાદિકી એક માયા, સબે પિંડ બ્રહ્માંડ તુહીં ઉપાયા
તુંહીં વીરઆવન્ન વદે સુભારી, તુંહીં વાહની હંસ દેવી હમારી ૨૧

તુંહીં પંચ તત્વં ધરી દેહ તારી, તુંહીં ગેહ ગેહં ભયી શીલ વારી
તુંહીં શૈલજા શ્રી સાવિત્રી સ્વરૂપા, તુહીં શિવ વિષ્ણુ અજ ધીર થપ્પી ૨૨

તુંહીં પાન કુંભં મધુપાન કર્ની, તુંહીં દુષ્ટ ધાતીનકે પ્રાત હર્ની,
તુંહીં તું શિવ તું રીત ભર્તી, તુંહીં અંતરીખ્ખ તુંહી ધીર ધર્ની. ૨૩

તુંહીં વેદમેં જીવ રૂપં કહાવે, નિરાધાર આધાર સંસાર ગાવે
તુંહીં ત્રિગુની તેજ માયા લુંભાની, તુંહીં પંચભૂતં નમસ્તે ભવાની ૨૪

નમોંકાર રૂપે કલ્યાણી કમલ્લા, કલરૂપં તું કામદા તું વિમલ્લા
કુમારી કરૂના કમંખા કરાલી, જયા વિજ્યા ભદ્રકાલી કિંકાલી ૨૫

શિવા શંકરી વિશ્વ વિમોહનીયં, વારાહી ચામુંડા દુર્ગા જોગનીયં
મહા લચ્છમી મંગલા રત અંનપૂર્ણી મહા તેજ અંબાર જાલંદ્રમખ્ખી ૨૬

તુંહીં ગંગા ગોદાવરી ગોમતીયં, તુંહીં નર્મદા જમ્મના સર્સતીય
તુંહી કોટી સૂરજ્જ તેજં પ્રકાશી, તુંહીં કોટિ ચંદ્રાનનં જોત ભાસી ૨૭
તુંહીં કોટિધા વિશ્વ આકાશ ધારે, તુંહીં કોટિ સુમેરૂ છાયા અપારે
તુંહીં કોટિ દાવાનલં જ્વાલ માલા, તુંહી કોટિ ભેભીત રૂપં કરાલા ૨૮
તુંહીં કોટિ શૃંગાર લાવણ્ય કારી, તુંહીં રાધિકા રૂપ રીઝ મુરારી
તુંહીં વિશ્વકર્તા તુહીં વિશ્વ હર્તા, તુંહીં સ્થાવરં જંગમમેં પ્રવર્તા ૨૯
દુર્ગામા દુરીજન્ન વદે ન આયં, જપે જાપ જાલંદરી તો સહાયં
નમસ્તે નમસ્તે સુ જાલેન્દ્ર રાની, સુરં આસુરં નાગપૂજંત પ્રાની ૩૦
નમોકાર રૂપે સુ આપેં બિરાજે, કલીંકાર હીંકાર ઔંકાર છાજે
એ હ કાર દેવી સોહંકાર ભાસ, શ્રિયંકાર હૂંકાર ત્રીંકાર વાસં ૩૧
તુંહીં પાતકી નાશિની નારસીંગી, તુંહીં જોગેમાયા અનેક સુરંગી
તુંહીં તુંજ જાને સુ તોરે ચરીતં, કહા મેં લખોં ચંદ તે રે સુકીતં ૩૨
અપારં અનંતં જુગં રૂપ જાની, નમસ્તે નમસ્તે ભવાની
નમો જવાલ જ્વાળામુખી તોહિ ધ્યાવે, અંએ શીઘ્ર વરદાનકો ચંદપાવે ૩૩
કહાંલો બખાનું લગુ બુદ્ધિ મેરી, પતંગી કહાસૂર સામો ઉજેરી,
રતિ હે તુમ્હારી મતિ હે તુમ્હારી, ચિતિ હૈ તુમ્હારી ગતિ હે તુમ્હારી ૩૪
જુગં હાથ જોરી કહે ચંદ છંદ, હરો ભક્તકે દુઃખ આનંદ કંદ
હિયેમેં બિરાજી કરો આપ બાની, નમસ્તે નમસ્તે ભવાની ૩૫

કરી વિનંતી યોં બંદીજન, સનમુખ રહ્યો સુજાન;
પ્રગટ અંબિકા મુખ કહ્યો, માગ ચંદ વરદાન. ૧

જયતિ જયતિ જગ માત, જયતિ કારન સબ કરની;
જયતિ ભરન ભંડાર, જયતિ તારન અરુ તરની. ૨

જયતિ બુદ્ધિ ગુરુ દેવ દત્ત વાપક વરદાઇ;
જયતિ આદિ અનાદિ પિંડ બ્રહ્માંડ ઉપાઈ. ૩



અવલોક લોક સાધત અખિલ, કરનિ અસુર વધ કાલિકા,
રહો મોહિ સહાય સબ ઠોર પર, જય જગચંડી જવાલિકા. ૪

આદિ અગમ અવતાર, દૈત મહિષાસુર દરની;
આદિ અગમ અવતાર, કીટ મધુ ભચ્છન કરની. ૫

આદિ અગમ અવતાર, રકત શિર ગ્રહે રગ્ગદાર;
આદિ અગમ અવતાર, ખલન દલ દલ્યે ખગ્ગધર. ૬

સુરનર અસુર સાધત નિત, કરનિ દુષ્ટ વધ કાલિકા;
રહો મોહ સહાયરનક્ષેત્રપર, જય જગચંડી જવાલિકા. ૭

શેષનાગ સાધંત જપો ઉર આઠો જામ હી;
અરક ચંદ્ર ઊડુમાલ, નિત્યં સુમિરે ગુન ગ્રામહી. ૮

બ્રહ્મા વિષ્ણુ મહેશ, સિદ્ધ ચારણુ સુરરાઇ,
અહરનિશા સુર અસુર, આપકી કરત બડાઇ ૯

બ્રહ્માંડ અખિલ વ્યાપક શકિત, કરનિ હરનિ પ્રતિપાલિકા
કરજોડ ચંદ કવિ ઉચ્ચરે, જય જગચંડી જવાલિકા. ૧૦

— દોહા —

કવિ ચંદ રન ખેતમેં, જબહી લરન કોં જાય,
તબ આરાધે શકિત કો, મંડે તત્વ ઉપાય. ॥ ૧ ॥

— નાગણી છંદ —

રિદ્ધિ દે સિદ્ધ દે અષ્ટ નવ નિદ્ધિ દે, બંશમેં વૃદ્ધિ દે બાકબાની
હૃદયમેં જ્ઞાન દે, ચિત્તમેં ધ્યાન દે અભય વરદાન દે શંભુરાની. ૧
દુઃખકો દૂર કર, સુખ ભરપૂર કર, આશા સંપૂર કર દાસ જાની
સજનસોં હિત દે, કુટુંબસોં પ્રીત દે, જગમેં જીત દે શ્રી ભવાની. ૨

———

## — શક્રાદય સ્તુતી —

[મહીષાસુરના વધ પછી દેવોએ કરેલી દેવીની સ્તુતિ]

શ્રી દુર્ગાસપ્તશતી અધ્યાય ૪ થો

ઋષિઃ ઉવાચ :—

શક્રાદયઃ સુરગણા નિહતેઽતિવીર્યે
તસ્મિન્દુરાત્મનિ સુરારિબલે ચ દેવ્યા ।
તાં તુષ્ટુવુઃ પ્રણતિનમ્ર શિરોધરાંસા
વાગ્ભિઃપ્રહર્ષપુલકોદ્‌ગમચારૂદેહાઃ ॥ ૧ ॥

જ્યારે દેવીએ તે અતિ વીર્યવાળા દુષ્ટ મહિષાસુરને તથા તેના સૈન્યને મારી નાખ્યું ત્યારે પ્રણામ વડે જેમનાં માથા, ડોક તથા ખભા નમેલાં છે તથા હર્ષથી જેમનું શરીર પુલકિત બન્યું છે એવા પ્રસન્ન થયેલા ઇન્દ્રાદિક દેવોએ વાણી વડે દેવીની સ્તુતિ કરી. ૧

દેવ્યા યયા તતમિદં જગદાત્મશકત્યા
નિઃશેષદેવગણશક્તિસમૂહમૂર્ત્યા ।
તામમ્બિકામખિલદેવમહર્ષિપૂજ્યાં
ભકત્યા નતાઃ સ્મ વિદધાતુ શુભાનિ સા નઃ ॥ ૨ ॥

સમસ્ત દેવગણની સમૂહ શકિતની મૂર્તિરૂપ જે દેવીએ આત્મશક્તિથી આ જગતને વ્યાપ્ત કર્યું છે. તથા અખિલ દેવ મહર્ષિઓથી જે પૂજ્ય છે તે અમ્બિકાને અમે ભકિતપૂર્વક નમીએ છીએ. તે રૂ શુભ કરો. ૨



યસ્યઃપ્રભાવમતુલં ભગવાનનન્તો
બ્રહ્મા હરશ્ચ નહિવકતુમલં બલં ચ ।
સા ચણ્ડિકાખિલજગત્પરિપાલનાય
નાશાય ચાશુભભયસ્ય મતિ કરોતુ ॥ ૩ ॥

જેના અતુલ પ્રભાવને વર્ણવવા ભગવાન અનંત, બ્રહ્મા તથા મહાદેવ પણ સમર્થ નથી તે ચણ્ડિકા આખા જગતનું પરિપાલન કરવા માટે અને અશુભ ભયના નાશ માટે મતિ કરો. ૩

યા શ્રીઃસ્વયં સુકૃતિનાં ભવનેષ્વલક્ષ્મીઃ
પાપાત્મનાં કૃતધિયાં હૃદયેષુ બુદ્ધિઃ ।
શ્રદ્ધા સતાં કુલજનપ્રભવસ્ય લજ્જા
તાં ત્વાં નતાઃસ્મ પરિપાલય દેવિ વિશ્વમ્ ॥ ૪ ॥

જે સુકર્મીન ઘરોમાં પોતે લક્ષ્મી રૂપે રહે છે. પાપાત્માઓના ઘરમાં અલક્ષ્મીરૂપે રહે છે. શુદ્ધ બુદ્ધિવાળાના હૃદયમાં શુદ્ધ રૂપે રહે છે. જે સંત પુરુષોમાં શ્રદ્ધા રૂપે રહે છે. અને કુલીન વંશીઓમાં લજ્જા રૂપે રહે છે, દેવી રૂપ આપને અમે નમીએ છીએ. હે દેવી ! આપ વિશ્વનું પરિપાલન કરો. ૪

કિં વર્ણયામ તવ રૂપમચિન્ત્યમેતત્
કિં ચાતિવીર્યમસુરક્ષયકારિ ભૂરિ ।
કિં ચાહવેષુ ચરિતાનિતવાદ્‌ભુતાનિ
સર્વેષુ દેવ્યસુરદેવગણાદિકેષુ ॥ ૫ ॥

તમારા રૂપનું અમે શું વર્ણન કરીએ ? એ રૂપ અચિન્ત્ય છે. વળી તે બહુ પરાક્રમી અસુરોનો નાશ કરનાર અને મહાન છે. તમે

અસુર અને દેવગણ આદિ સર્વેના સમુહોમાં સગ્રામમાં જે ઘણાં ચરિત્રો કર્યાં છે તેનાં અમે શાં વર્ણન કરીએ ? ૫

હેતુઃ સમસ્તજગતાં ત્રિગુણાપિ દોષૈઃ
ન જ્ઞાયસે હરિહરાદિભિરપ્યપારા ।
સર્વાશ્રયાખિલમિદં જગદંશભૂત
મવ્યાકૃતા હિ પરમા પ્રકૃતિસ્ત્વમાદ્યા ॥ ૬ ॥

તમે આદિ પરમ અવ્યાકૃત પ્રકૃતિ છો. ત્રણ ગુણુવાળાં સમસ્ત જગતોના હેતુ રૂપ છો. વિષ્ણુ તથા શંકર આદિ દેવતાઓ પણ તમારો પાર પામી શકતા નથી. તમે સર્વના આશ્રય રૂપ છો આ આખું જગત તમારા અંશ રૂપ છે ૬

યસ્યાઃસમસ્તસુરતા સમુદીરણેન
તૃપ્તિં પ્રયાંતિ સકલેષુ મુખેષુ દેવિ ।
સ્વાહાસિ વૈ પિતૃગણસ્ય ચ તૃપ્તિહેતુ
રુચ્ચાર્યસે ત્વમત એવ જનૈઃસ્વધા ચ ॥ ૭ ॥

હે દેવી ! સર્વ યજ્ઞોમાં જેનું ઉચ્ચારણ કરવાથી સર્વ દેવતાઓ તૃપ્તિ પામે છે, તે સ્વાહા તમે છો; અને પિતૃગણની તૃપ્તિ કારણ રૂપ તમને મનુષ્યો સ્વધા કહે છે. ૭

યા મુક્તિહેતુરવિચિન્ત્યમહાવ્રતા ત્વમ્
અભ્યસ્યસે સુનિયતેન્દ્રિયતત્ત્વસારૈઃ ।
મોક્ષાર્થિભિર્મુનિભિરસ્તસમસ્તદોષૈઃ
વિદ્યાસિ સા ભગવતી પરમા હિ દેવી ॥ ૮ ॥



જે મુક્તિના હેતુરૂપ છે, અને અચિન્ત્ય મહાવ્રતવાળા છે અને જેણે ઇન્દ્રિયો જીતી છે એવા મોક્ષાર્થિ સમસ્ત દોષ રહિત મુનિઓ જેનો અભ્યાસ કરે છે તે પરા વિદ્યા ભગવતી તુંજ છે. ૮

શબ્દાત્મિકા સુવિમલર્ગ્યજુષાં નિધાન
મુદ્ગીથરમ્યપદપાઠવતાં ચ સામ્નામ્ ।
દેવિ ત્રયી ભગવતી ભવભાવનાય
વાર્તાઽસિ સર્વજગતાં પરમાર્તિહન્ત્રી ॥ ૯ ॥

હે દેવી ! તું શબ્દરૂપ છે : તું સુવિમતિ ઋક અને યજુર્વેદનું તથા પ્રણવથી રમ્ય પદ–પાઠવાળાં સામવેદનું નિધાન છે. હે ભગવતી ! જે સંસારની જીવન રક્ષા માટે ત્રણ વેદ રૂપ છે અને સર્વ જગતના દુઃખને હરનારી વાર્તા સ્વરૂપ છે. ૯

મેધાઽસિ દેવિ વિદિતાખિલશાસ્ત્રસારા
દુર્ગાસિ દુર્ગભવસાગર નૌરસઙ્ગા ।
શ્રીઃ કૈટભારિહૃદયૈકકૃતાધિવાસા
ગૌરીત્વમેવ શશિમૌલીકૃતપ્રતિષ્ઠા ॥ ૧૦ ॥

હે દેવી ! તું સર્વ શાસ્ત્રના સારને જાણનારી બુદ્ધિરૂપ છે. તું દુર્ગમ ભવસાગરનો પાર ઉતારનાર નૌકા સ્વરૂપે દુર્ગા છે. કૈટભાસુરને મારનાર વિષ્ણુના હૃદયમાં નિવાસ કરનારી લક્ષ્મી તું છે તેમ જ શિવથી પ્રતિષ્ઠિત ગૌરી પણ તું છે. ૧૦

ઈષત્સહાસમમલં પરિપૂર્ણચન્દ્ર
બિમ્બાનુકારિ કનકોત્તમકાન્તિકાન્તમ્ ।
અત્યદ્ભુતં પ્રહૃતમાત્તરૂષા તથાપિ
વક્ત્રં વિલોક્ય સહસા મહિષાસુરેણ ॥ ૧૧ ॥

તારું મન્દ હાસ્યવાળુ નિર્મળ, પરિપૂર્ણ ચન્દ્ર બિમ્બને અનુસરતું અને કનકની ઉત્તમ કાન્તિના જેવું સુન્દર, અતિ અદ્‌ભુત છતાં ક્રોધ પામેલું મુખ જોઇને મહિષાસુરને રોષ ચઢયો અને તેણે પ્રહાર કર્યો એ નવાઇભર્યું છે ૧૧

દૃષ્ટ્વા તુ દેવિ કુપિતં ભ્રુકુટીકરાલ
મુદ્યચ્છશાંકસદશચ્છવિ યન્ન સદ્યઃ ।
પ્રાણાન્મુમોચ મહિષસ્તદતીવચિત્રં
કૈર્જીવ્યતે હિ કુપિતાન્તકદર્શનેન ॥ ૧૨ ॥

હે દેવી! તારી ઉગેલા ચંદ્રમાના જેવી લાલ પ્રભાયુક્ત ક્રોધાવિષ્ટ કરેલ ભ્રકૂટિ જોઇને મહિષાસુરના પ્રાણ તુરત ન ગયા તે ઘણું જ નવાઇભર્યું છે. કેમકે કોપેલા કાળનું દર્શન થતાં કોણ જીવી શકે ? ૧૨

દેવી પ્રસીદ પરમા ભવતી ભવાય
સદ્યો વિનાશયસિ કોપવતી કુલાનિ
વિજ્ઞાતમેતદધુનૈવ યદસ્તમેત
ન્નીતં બલં સુપુવિલં મહિષાસુરસ્ય ॥ ૧૩ ॥

હે દેવી ! તું પ્રસન્ન થાય છે તો સંસારનું સદા મંગલ કરે છે. તું કોપ પામતાં કુળનો નાશ કરે છે. તેં હમણાં જ મહિષાસુરના મહાન લશ્કરને નાશ કર્યું તે પરથી સમજાય છે. ૧૩

તે સંમતા જનપદેષુ ધનાનિ તેષાં
તેષાં યશાંસિ ન ચ સીદતિ ધર્મ વર્ગઃ
ધન્યાસ્ત એવ નિભૃતાત્મજભૃત્યદારા
યેષાં સદાભ્યુદયદા ભવતી પ્રસન્ના ॥ ૧૪ ॥



સદા અભ્યુદય આપનારી તું જેના ઉપર પ્રસન્ન થાય છે તે આ લોકમાં માન પામે છે. તેમનું ધન, તેમનો યશ અને બંધુ વગેરે નાશ પામતો નથી. તેઓ નીરોગી પુત્રો, નોકરો અને સ્ત્રીઓ સહિત ધન્ય જીવન જીવે છે. ૧૪

ધર્મ્યાણિ દેવિ સકલાનિ સદૈવ કર્મા–
ણ્યત્યાદતઃ પ્રતિદિનં સુકૃતી કરોતિ ।
સ્વર્ગં પ્રયાતિ ચ તતો ભવતી પ્રસાદા–
લ્લોકત્રયેડપિ ફલદા નનુ દેવિ તેન ॥ ૧૫ ॥

હે દેવી ! તારા પ્રસાદથા પુણ્યવાન પુરુષ અતિ આદરથી રોજ સકળ ધર્મ, કર્મ કરે છે અને તેથી તે સ્વર્ગમાં જાય છે. હે દેવી ! તું ત્રણે લોકમાં ફલદાતા છે. ૧૫

દુર્ગે સ્મૃતા હરસિ ભીતીમશેષજંતો
સ્વસ્થૈઃ સ્મૃતા મતિમતીવ શુભાં દદાસિ ।
દારિદ્રય દુઃખભયહારિણિ કા ત્વદન્યા
સર્વોપકારકરણાય સદાર્દ્રચિત્તા ॥ ૧૬ ॥

હે દુર્ગે ! તારું સ્મરણ થતાં તું સર્વ જીવોના ભયને હરે છે. સ્વરૂપજનો તારું સ્મરણ કરે છે તેમને અતિ સદ્‌બુદ્ધિ આપે છે. તું દારિદ્રય, દુઃખ અને ભયને હરણ કરનારી છે. તારા વિના સદા સર્વના ઉપર ઉપકાર કરવાને માટે સદા દયાયુકય ચિત્તવાળું બીજું કોણ હોય ? ૧૬

એભિર્હતૈર્જગદુપૈતિ સુખં તથૈ તે
કુર્વન્તુ નામ નરકાય ચિરાય પાપમ્ ।
સંગ્રામમૃત્યુમધિગમ્ય દિવં પ્રયાન્તુ
મત્વેતિ નૂનમહિતાન્વિનિહંસિ દેવિ ॥ ૧૭ ॥

હે દેવી ! આ અસુરો હણાતાં જગત સુખ પામશે. તથા તેઓ નર્કમાં જવાને માટે ચિરકાળ સુધી પાપ ભલે કરે પણ રણ સગ્રામમાં તારા હાથે મૃત્યુ પામીને તેઓ સ્વર્ગમાં જશે એમ માનીને તું અસુરોને હણે છે. ૧૭

દૃષ્ટ્વૈવ કિં ન ભવતિ પ્રકરોતિ ભસ્મ
સર્વાસુરાનરિષુ યત્પ્રહિણોષિ શસ્ત્રમ્ ।
લોકાન્પ્રયાન્તુ રિપવોઽપિ હિ શસ્ત્રપૂતા
ઇત્થં મતિર્ભવતિ તેષ્વપિ તેઽતિસાધ્વી ॥ ૧૮ ॥

તું સર્વ અસુરોને દૃષ્ટિ માત્રથી બાળીને ભસ્મ કેમ કરતી નથી ? તું શત્રુઓના ઉપર જે શસ્ત્રો ફેંકે છે તે શસ્ત્રોથી પવિત્ર થઈને શત્રુઓ પણ સ્વર્ગલોકમાં જાય એવી તારી શત્રુઓને વિષે શુદ્ધ મતિ (ભાવના) છે ૧૮

ખડ્ગપ્રભાનિકરવિસ્ફુરણૈસ્તથોગ્રૈ
શૂલાગ્રકાન્તિનિવહેન દૃશોઽસુરાણામ્ ।
યન્નાગતા વિલયમંશુમદિન્દુખણ્ડ-
યોગ્યાનનં તવ વિલોકયતાં તદેતત્ ॥ ૧૯ ॥

તારા ખડગની કાંતિના ઉગ્ર ચમકારથી તથા ત્રિશુળનાં અગ્ર-ભાગના તેજના સમૂહથી અસુરોની દૃષ્ટિ નાશ ન પામી, તેનું કારણ એ કે ચન્દ્રના કટકા જેવા તારા મુખની કાંતિને એ જોઇ શકે. ૧૯

દુર્વૃત્તવૃત્તશમનં તવદેવિ શીલં
રૂપં તથૈતદવિચિન્ત્યમતુલ્યમન્યૈઃ ।
વિર્યંચ હન્તૃ હૃતદેવપરાક્રમાણાં
વૈરિષ્વપિ પ્રકટિતૈવ દયા ત્વયેત્થમ્ ॥ ૨૦ ॥



હે દેવી ! તારો દુષ્ટ પુરુષોને દમન કરવાનો સ્વભાવ છે. તથા તારું આ રૂપ અવિચિન્ત્ય અને અતુલ્ય છે. દેવોના પરાક્રમને હરનારું અસુરોનો નાશ કરવાવાળું તારું પરાક્રમ છે. એ રીતે શત્રુ ઉપર પણ તેં દયા પ્રકટ કરી છે.

કેનોપમા ભવતુ તેઽસ્ય પરાક્રમસ્ય
રૂપં ચ શત્રુ ભયકાર્યતિહારિકુત્ર ।
ચિત્તે કૃપા સમરનિષ્ઠુરતા ચ દૃષ્ટા
ત્વય્યેવ દેવિ વરદે ભુવનત્રયેઽપિ ॥ ૨૨ ॥

તારા એ પરાક્રમને શી ઉપમા આપવી ! તારા શત્રુને પણ ભયકારી છતાં મનને હરણ કરવાવાળું સ્વરૂપ જે ક્યાં હોય ? હે વરદે ! હે દેવિ ! ત્રિભુવનમાં ચિત્તમાં કૃપા અને રણસંગ્રામમાં નિષ્ઠુરતા તો તારામાં જ જોવાં ૨૨

ત્રૈલોક્યમેતદખિલં રિપુનાશનેન
ત્રાતં ત્વયા સમરમૂર્ધનિ તેપિ હત્વા ।
નીતા દિવં રિપુગણા ભયમપ્યપાસ્ત
મસ્માકમુંમદસુરાભિવં નમસ્તે ॥ ૨૩ ॥

શત્રુનો નાશ કરીને તેં આ અખિલ ત્રણલોકનું રક્ષણ કર્યું. રણસંગ્રામમાં પણ તેં શત્રુઓને મારીને સ્વર્ગે પહોંચાડયા છે. ઉન્મત્ત અસુરોથી એમને જે ભય ઉત્પન્ન થયો હતો તે દૂર કર્યો છે. માટે હે દેવી ! તને નમસ્કાર. ૨૩

શુલેન પાહિ નો દેવિ પાહિખડ્ગેન ચામ્બિકે ।
ઘણ્ટાસ્વનેન નઃપાહિ ચાપજ્યાનિઃસ્વનેન ચ ॥ ૨૪ ॥

હે દેવી ત્રિશૂલ વડે અમારું રક્ષણ કર. ખડગ વડે, ઘણ્ટાના નાદ વડે અને ધનુષ્યના ટંકાર વડે અમારું રક્ષણ કર. ૨૪

પ્રાચ્યાં રક્ષ પ્રતિચ્યાં ચ ચણ્ડિકે રક્ષ દક્ષિણે ।
ભ્રામણેનાત્મશૂલસ્ય ઉત્તરસ્યાં તથેશ્વરી ॥ ૨૫ ॥

હે ચણ્ડિ ! તારું ત્રિશૂલ ફેરવીને પૂર્વમાં રક્ષ, પશ્ચિમમાં રક્ષ અને દક્ષિણમાં રક્ષ તથા હે ઇશ્વરી ! તારું ત્રિશૂલ ભમાવી અમને ઉત્તરમાં રક્ષ. ૨૫

સૌમ્યાનિ યાનિ રૂપાણિ ત્રૈલોક્યે વિચરન્તિ તે ।
યાનિ ચાત્યંતઘોરાણિ તૈ રક્ષાસ્માંસ્તથા ભુવમ્ ॥ ૨૬ ॥

ત્રણ લોકમાં તારા સૌમ્ય અને જે અતિ ઘોર ગંભીર સ્વરૂપો વિચરે છે તે વડે અમારું તથા પૃથ્વીનું રક્ષણ કર. ૨૬

ખડ્ગશુલગદાદીનિ યાનિ ચા સ્રાણિ તેઽમ્બિકે ।
કરપલ્લવસંગીનિ તૈરસ્માન્ રક્ષ સર્વતઃ ॥ ૨૭ ॥

હે અમ્બિકે ! તમારા હાથમાં રહેલા ખડગ ત્રિશૂલ અને ગદા વગેરે અસ્રો વડે અમારું સર્વ બાજુથી રક્ષણ કર. ૨૭

ઋષિ ઉવાચ ॥ ૨૮ ॥

ઋષિ બોલ્યા. ૨૮

એવં સ્તુતા સુરૈર્દિવ્યૈઃ કુસુમૈર્નન્દનોદ્ભવૈઃ ।
અર્ચિતા જગતાં ધાત્રી તથા ગન્ધાનુલેપનૈઃ ॥ ૨૯ ॥



એ પ્રમાણે દેવોએ જગન્માતાની સ્તુતિ કરી અને નન્દન વનમાં ઉત્પન્ન થનારાં દિવ્ય પુષ્પો વડે તથા ગન્ધાનુલેપનથી દેવીનું પૂજન કર્યું. ૨૯

ભકત્યાસમસ્તૈસ્ત્રિદશૈર્દિવ્યૈર્ધૂપૈસ્તુધૂપિતા ।
પ્રાહપ્રસાદસુમુખી સમસ્તાન્ પ્રણતાન્સુરાન્ ॥ ૩૦ ॥

સમસ્ત દેવતાઓએ ભક્તિપૂર્વક દિવ્ય ધૂપથી જેનું પૂજન કર્યું છે એવાં પ્રસન્ન મુખવાળાં દેવીએ નમસ્કાર કરનારા તમામ દેવોને આ પ્રમાણે કહ્યું ૩૦

દેવ્યુવાચ ૩૧

દેવિ બોલ્યા. ૩૧

વ્રિયતાં ત્રિદશાઃ સર્વે યદસ્મત્તોઽભિવાન્છિતમ્ ॥ ૩૨ ॥

સર્વ દેવો, મારી પાસે તમો જે ઇચ્છા હોય તે માગો. ૩૨

દેવાઉચુઃ ॥ ૩૩ ॥

દેવો બોલ્યા ૩૩

ભગવત્યા કૃતં સર્વં ન કિન્ચિદવશિષ્યતે ॥ ૩૪ ॥

ભગવતી દેવીએ બધું કર્યું છે. કંઇ પણ કરવાનું બાકી નથી. ૩૪

યદયંનિહતઃશત્રુરસ્માકં મહિસાસુરઃ ।
યદિ ચાપિ વરો દેયસ્ત્વયાસ્માકં મહેશ્વરિ ॥ ૩૫ ॥

અમારો એ મહિષાસુર શત્રુ હતો તેને માર્યો છે. છતાં હે મહેશ્વરિ ! જો આપ અમને વરદાન આપવા ઇચ્છતા હો તો. ૩૫

સંસ્મૃતાસંસ્મૃતા ત્વન્નો હિંસેથાઃ પરમાપદઃ ।
યશ્ચ મર્ત્યસ્તવૈરોભિરત્ત્વાં સ્તોષ્યત્યમલાનને ॥ ૩૬ ॥

અમે જ્યારે જ્યારે સ્મરણ કરીએ ત્યારે ત્યારે અમારી મહાન આપદાઓને દૂર કરજો અને હે અમલાનને (હે અમ્બિકે) જે માણસ આ સ્તોત્ર વડે તમારી સ્તુતિ કરશે તેની. ૩૬

તસ્યવિત્તર્દ્ધિવિભવૈર્ધ નદારાદિમંપ્પદામ્ ।
વૃદ્ધયેઽસ્મત્પ્રસન્ના ત્વં ભવેથાઃ સર્વદામ્બિકે ॥ ૩૭ ॥

હે અમ્બિકે ! અમારા ઉપર પ્રસન્ન થયેલાં તમે તેના ધન, રિદ્ધિ, વૈભવ, ધાન્ય, સ્ત્રી વગેરે સંપત્તિની વૃદ્ધિ કરજો. ૩૭

ઋષિ ઉવાચ ॥ ૩૮ ॥

ઋષિ બોલ્યા. ૩૮

ઇતિ પ્રસાદિતા દેવૈર્જગતોઽર્થે તથાત્મનઃ ।
તથેત્યુકત્વા ભદ્રકાલી બભૂવાન્તર્હિતા નૃપઃ ॥ ૩૯ ॥

હે રાજા ! દેવતાઓએ જગત્ અર્થે તથા પોતાના માટે પ્રસન્ન કરેલાં ભદ્રકાળી તથાસ્તુ એમ કહીને અંતરધ્યાન થઇ ગયાં. ૩૯

ઇત્યેતત્કથિતં ભૂપ સંભૂતા સા યથા પુરા ।
દેવી દેવશરીરેભ્યો જગત્ત્રયહિતૈષિણી ॥ ૪૦ ॥

હે રાજા ! એ રીતે પૂર્વે ત્રણે લોકનું હિત કરનાર દેવી જે રીતે દેવતાઓનાં શરીરમાંથી ઉત્પન્ન થયાં હતાં તે મેં તમને કહ્યું. ૪૦

પુનશ્ચ ગૌરીદેહાત્સા સમુદ્દ્ભૂતા યથા ભવત્ ।
વધાય દુષ્ટદૈત્યાનાં તથા શુમ્ભનિશુમ્ભયેઃ ॥ ૪૧ ॥



રક્ષણાય ચ લોકાનાં દેવાનામુપકારિણી ।
તચ્છૃણુષ્વ મયાખ્યાતં યથાવત્ કથયામિતે ॥ ૪૨ ॥

ફરી શુભ અને નિશુભ એ બે દૈત્યોનો નાશ કરવા તથા લોકોનું રક્ષણ કરવા માટે દેવોનો ઉપકાર કરનારાં એ દેવી ગૌરીના દેહથી પ્રગટ થયાં હતાં. તે કથા તને હવે વિસ્તારથી કહું છું તે સાંભળ.

હ્રીં શ્રી માર્કંણ્ડેયપુરાણે સાવર્ણિકે મન્વન્તરે ।
દેવીમહાત્મ્યે શક્રાદિસ્તુતિર્નામ ચતુર્થોઽધ્યાયઃ ॥

ઇતિ શ્રી માર્કંણ્ડેય પુરાણમાં સાવર્ણિકે મન્વન્તરે દેવી-મહાત્મ્યે શક્રાદિસ્તુ નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ:

---

ॐ

## — सप्तश्लोकी दुर्गा —

**शिव उवाचः —**

**देवि त्वं भक्तसुलभे सर्वकार्यविधायिनी ।**
**कलौ हि कार्यं सिद्धयर्थमुपायं ब्रूहि यत्नतः ॥**

**देव्युवाचः —**

**श्रृणु देव प्रवक्ष्यामि कलौ सर्वेष्टसाधनम् ।**
**मया तवैव स्नेहेनाप्यम्बास्तुतिः प्रकाश्यते ॥**

**ॐ अस्य श्री दुर्गासप्तश्लोकीस्तोत्रमंत्रस्य नारायण ऋषिः**

अनुष्टुप छन्दः श्रीमहाकालीमहालक्ष्मीमहासरस्वत्यो देवताः ।
श्री दुर्गाप्रीत्यर्थं सप्तश्लोकी दुर्गापाठे विनियोगः ॥

---

ॐ ज्ञानिनामपि चेतांसि देवी भगवती हि सा ।
बलादाकृष्य मोहाय महामाया प्रयच्छति ॥ १ ॥

दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः ।
स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि ।
दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या ।
सर्वोपकारकरणाय सदार्द्रचित्ता ॥ २ ॥

सर्वमङ्गलमाङ्गल्ये शिवे सर्वार्थ साधिके ।
शरण्ये त्र्यम्बके गौरि नारायणि नमोऽस्तुते ॥ ३ ॥

शरणागतदीनार्त परित्राणपरायणे ।
सर्वस्यार्ति हरे देवि नारायणि नमोऽस्तुते ॥ ४ ॥

सर्वस्वरुपे सर्वेशे सर्वशक्तिसमन्विते ।
भयेभ्यस्त्राहि नो देवि दुर्गे देवि नमोऽस्तुते ॥ ५ ॥

रोगानशेषानपहंसि तुष्टा
रुष्टा तु कामान् सकलानभीष्टान् ।
त्वामाश्रितानां न विपन्नराणां
त्वामाश्रिता ह्याश्रयतां प्रयान्ति ॥ ६ ॥

सर्वाबाधाप्रशमनं त्रैलोक्यस्याखिलेश्वरि ।
एवमेव त्वया कार्यमस्मद्वैरिविनाशनम् ॥ ७ ॥

इति सप्तश्लोकी दुर्गा सम्पूर्णा ॥

---

॥ ॐ ॥

॥ શ્રી દુર્ગાય નમઃ ॥

## — શ્રી દુર્ગાષ્ટોત્તર શતનામ સ્તોત્રમ્ —

ઇશ્વર ઉવાચ :—

શતનામ પ્રવક્ષ્યામિશ્રુણુષ્વ કમલાનને ।
યસ્ય પ્રસાદમાત્રેણ દુર્ગા પ્રીતા ભવેત સતી ॥ ૧ ॥

ૐ સતી સાધ્વી ભવપ્રીતા ભવાની ભવ મોચિની ।
આર્યા દુર્ગા જયા આદ્યા ત્રિનેત્રા શૂલધારિણી ॥ ૨ ॥

પિનાકધારિણી ચિત્રા ચંડ ઘંટા મહાતપા: ।
મનોબુદ્ધિરહંકારા ચિત્તરૂપા ચિતા ચિતિ: ॥ ૩ ॥

સર્વમંત્રમયી સત્તા સત્યાનંદસ્વરૂપિણી ।
અનંતા ભાવિની ભવ્યા ભવ્યાભવ્યા સદાગતિ: ॥ ૪ ॥

શાંભવી દેવમાતા ચ ચિંતા રત્નપ્રિયા સદા ।
સર્વવિદ્યા દક્ષકન્યા દક્ષયજ્ઞવિનાશિની ॥ ૫ ॥

અપર્ણાનેકવર્ણા ચ પાટલા પાટલાવતી ।
પટ્ટામ્બરપરીધાના કલમંજીરરંજીની ॥ ૬ ॥

અમેયવિક્રમા ક્રૂરા સુંદરી સુરસુંદરી ।
વનદુર્ગા ચ માતંગી મતંગમુનિ પૂજીતા ॥ ૭ ॥

બ્રાહ્મી માહેશ્વરી ચૈન્દ્રી કૌમારી વૈષ્ણવી તથા ।
ચામુંડા ચૈવ વારાહી લક્ષ્મીશ્ચ પુરુષા કૃતિ: ॥ ૮ ॥

અ- નિર્મલોત્કર્ષિણી જ્ઞાન ક્રિયા નિત્યા ચ બુદ્ધિદા ।
બહુલા બહુલપ્રેમા સર્વ વાહનવાહના ॥ ૯ ॥

નિશુંભશુંભહનની મહિષાસુર માર્દિની ।
મધુકૈટભહંત્રી ચ ચંડમુંડવિનાશિની ॥ ૧૦ ॥

સર્વાસુરવિનાશા ચ સર્વદા નવઘાતિની ।
સર્વશાસ્ત્રમયી સત્યા સર્વાસ્ત્ર ધારિણી તથા ॥ ૧૧ ॥

અનેકશસ્ત્રહસ્તા ચ અનેકાસ્ત્રસ્ય ધારિણી ॥
કુમારી ચૈકકન્યા ચ કૈશોરી યુવતી યતિઃ ॥ ૧૨ ॥

અપ્રૌઢા ચૈવ પ્રૌઢા ચ વૃદ્ધમાતા બલ પ્રદા ।
મહોદરી મુક્તકેશી ઘોરરૂપા મહાબલા ॥ ૧૩ ॥

અગ્નિજ્વાલા રૌદ્રમુખી કાલરાત્રિસ્તપસ્વિની ।
નારાયણી ભદ્રકાલી વિષ્ણુમાયા જલોદરી ॥ ૧૪ ॥

શિવદૂતી કરાલી ચ અનંતા પરમેશ્વરી ।
કાત્યાયની ચ સાવિત્રી પ્રત્યક્ષા બ્રહ્મવાદિની ॥ ૧૫ ॥

ય ઇદં પ્રપઠેન્નિત્યં દુર્ગાનામ શતાષ્ટકમ્ ।
નાસાધ્યં વિદ્યતે દેવી ત્રિષુ લોકેષુ પાર્વતી ॥ ૧૬ ॥

ધનં ધાન્યં સુતં જાયાં હયં હસ્તિનમેવ ચ ।
ચતુર્વર્ગં તથા ચાન્તે લભેન્મુર્તિં ચ શાશ્વતમ ॥ ૧૭ ॥

કુમારીં પૂજયિત્વા તુ ધ્યાત્વા દેવીં સુરેશ્વરીમ ।
પૂજયેત્ પરયા ભક્ત્યા પઠેન્નામશતાષ્ટકમ ॥ ૧૮ ॥

તસ્ય સિદ્ધિર્ભવેદ્ દેવી સર્વૈઃ સુરવૈરરાપ ॥
રાજાનો દાસતાં યાન્તિ રાજ્ય શ્રિયમવાપ્નુયાત્ ॥ ૧૯ ॥



ગોરોચનાલક્તકકુંકુમેન સિન્દૂરકર્પૂરમધુત્રયેણ ।
વિલિખ્ય યંત્રં વિધિના વિધિજ્ઞો ભવેત્ સદા ધારયતે પુરારિઃ ॥ ૨૦ ॥

ભૌમાવાસ્યાનિશામગ્રે ચંદ્રે શતભિષાં ગતે ।
વિલિખ્ય પ્રપઠેત્ સ્તોત્રં સ ભવેત્ સંપદાં પદમ્ ॥ ૨૧ ॥

॥ ઇતિ **શ્રીવિશ્વસાર તંત્રે દુર્ગાષ્ટોત્તર** શતનામ સ્તોત્રં સમાપ્તમ્ ॥

---

॥ ૐ ॥

## — તંત્રોક્ત રાત્રિસૂક્ત —

ૐ વિશ્વેશ્વરીં જગદ્ધાત્રીં સ્થિતિસંહારકારિણીમ્ ।
નિદ્રાં ભગવતી વિષ્ણોરતુલાંતેજસઃ પ્રભુઃ ॥ ૧ ॥

બ્રહ્મોવાચ ॥

ત્વં સ્વાહા ત્વં સ્વધા ત્વં હિ વષટ્કારઃ સ્વરાત્મિકા ।
સુધા ત્વમક્ષરે નિત્યે ત્રિધા માત્રાત્મિકા સ્થિતા ॥ ૨ ॥

અર્ધમાત્રાસ્થિતા નિત્યા યાનુચ્ચાર્યા વિશેષતઃ ।
ત્વમેવ સંધ્યા સાવિત્રી ત્વં દેવિ જનની પરા ॥ ૩ ॥

ત્વૈયતદ્ધાર્યતે વિશ્વં ત્વયૈતત્સૃજ્યતે જગત્ ।
ત્વયૈતત્પાલ્યતે દેવિ ત્વમત્સ્યન્તે ચ સર્વદા ॥ ૪ ॥

વિસૃષ્ટૌ સૃષ્ટિરૂપા ત્વં સ્થિતિરૂપા ચ પાલને ।
તથા સંહૃતિરૂપાન્તે જગતોઽસ્ય જગન્મયે ॥ ૫ ॥

મહાવિદ્યા મહામાયા મહામેધા મહાસ્મૃતિ: ।
મહામોહા ચ ભગવતી મહાદેવી મહેશ્વરી ॥ ૬ ॥

પ્રકૃતિસ્ત્વં ચ સર્વસ્ય ગુણત્રયવિભાવિની ।
કાલરાત્રિર્મહારાત્રિર્મોહરાત્રિશ્ચ દારૂણા ॥ ૭ ॥

ત્વં શ્રીસ્ત્વમીશ્વરી ત્વં હ્રીસ્ત્વં બુદ્ધિર્બોધ લક્ષણા ।
લજ્જા પુષ્ટિસ્તથા તુષ્ટિસ્ત્વં શાન્તિઃ ક્ષાન્તિરેવ ચ ॥ ૮ ॥

ખડ્ગિની શૂલિની ઘોરા ગદિની ચક્રિણી તથા ।
શંખિની ચાપિની બાણભુશુંડિપરિઘાયુધા ॥ ૯ ॥

સૌમ્યા સૌમ્યતરાશેષ સૌમ્યેભ્યસ્ત્વતિ સુંદરી ।
પરાપરાણાં પરમા ત્વમેવ પરમેશ્વરી ॥ ૧૦ ॥

યચ્ચ કિંચિત્ ક્વચિદ્વસ્તુ સદસદ્વાખિલાત્મિકે ।
તસ્ય સર્વસ્ય યા શક્તિ સા ત્વં કિં સ્તૂયસે મયા ॥ ૧૧ ॥

યયા ત્વયા જગત્સ્રષ્ટા જગત્પાત્યત્તિ યો જગત્ ।
સોઽપિ નિદ્રાવશં નીત કસ્ત્વાં સ્તોતુમિહેશ્વર ॥ ૧૨ ॥

વિષ્ણુઃ શરીરગ્રહણમહમીશાન એવ ચ ।
કારિતાસ્તે યતોઽતસ્ત્વાં કઃ સ્તોતું શક્તિમાન્ ભવેત્ ॥ ૧૩ ॥

સાત્વમિત્થં પ્રભાવૈઃ સ્વૈ દારૈર્દેવિ સંસ્તુતા ।
મોહયૈતૌ દુરાધર્ષાવસુરૌ મધુકૈટભૌ ॥ ૧૪ ॥

પ્રબોધં ચ જગત્સ્વામી નીયતામચ્યુતો લઘુ ।
બોધશ્ચ ક્રિયતામસ્ય હંતુમેતૌ મહાસુરૌ ॥ ૧૫ ॥

॥ ઇતિ રાત્રિસૂક્તમ્ ॥

---



॥ ૐ ॥

## — સિદ્ધકુંજીકા સ્તોત્ર —

શિવ ઉવાચ –

સૃણુ દેવિ પ્રવક્ષ્યામિ કુંજીકાસ્તોત્રમુત્તમમ્ ।
યેન મંત્રપ્રભાવેણ ચંડીજાપ શુભો ભવેત્ ॥ ૧ ॥

ન કવચ નાર્ગલાસ્તોત્રં કીલકં ન રહસ્યકમ્ ।
ન સૂક્તં નાપિધ્યાનં ચ ન ન્યાસો નચવાર્ચનમ્ ॥ ૨ ॥

કુંજિકાપાઠમાત્રેણ દુર્ગાપાઠફલં લભેત્ ।
અતિ ગુહ્યતરં દેવી દેવાનામપિ દુર્લભમ્ ॥ ૩ ॥

ગોપનીયં પ્રયત્નેન સ્વયોનિરિવ પાર્વતિ ।
મારણ મોહનં વશ્યં સ્તંભનોચ્ચાટનાદિકમ્ ।
પાઠમાત્રેણ સંસિદ્ધયેત્ કુંજિકા સ્તોત્રમુત્તતમ્ ॥ ૪ ॥

### — અથ મંત્ર —

ૐ ઐં હ્રીં ક્લીં ચામુંડાયં વિચ્ચે ।
ૐ ગ્લૌં હું ક્લીં જૂં સઃ જ્વાલય જ્વાલય જ્વલ જ્વલ

પ્રજ્વલ પ્રજ્વલ ઐં હ્રીં ક્લીં ચામુંડાયૈ વિચ્ચે
જ્વલ હં સં લં ક્ષં ફટ્ સ્વાહા ॥ ઇતિમંત્રઃ ॥

નમસ્તે રૂદ્રરૂપિણ્યૈ નમસ્તે મધુમર્દિનિ ॥
નમઃ કૈટભહારિણ્યૈ નમસ્તે મહિષાર્દિનિ ॥ ૧ ॥

નમસ્તે શુંભહંત્ર્યૈ ચ નિશુંભાસુરઘાતિનિ
જાગ્રતં હિ મહાદેવી જપં સિદ્ધં કુરૂષ્વમે ॥ ૨ ॥

ઐંકારી સૃષ્ટિરૂપાયૈ હ્રીંકારી પ્રતિપાલિકા ।
કલીંકારી કામરૂપિણ્યૈ બીજરૂપે નમોસ્તુતે ॥ ૩ ॥

ચામુંડા ચંડધાતી ચ યૈકારી વરદાયિની ।
વિચ્ચે ચા ભયદા નિત્યં નમસ્તે મંત્રરૂપિણિ ॥ ૪ ॥

ધાં ધીં ધૂં ધૂર્જટે પત્ની વાં વીં વૂં વાગધીશ્વરી ।
ક્રાં ક્રીં ક્રૂં કાલિકા દેવિ શાં શીં શૂં મે શુભં કુરુ ॥ ૫ ॥

હું હું હુંકાર રૂપિણ્યૈ જં જં જં જંભનાદિની ।
ભ્રાં ભ્રીં ભ્રૂં ભૈરવી ભદ્રે ભવાન્યૈ વ નમો નમઃ ॥ ૬ ॥

અં કં ચં ટં તં (મંત્ર) પં શં વીંદું ઐં વીં હં ક્ષં ।
ધિજાગ્રં ધિજાગ્રં ત્રોટય ત્રોટય દીપ્તં કુરૂ કુરૂ સ્વાહા ॥ ૭ ॥

પાં પીં પૂં પાર્વતી પૂર્ણા ખાં ખીં ખૂં ખેચરી તથા ।
સાં સીં સૂં સપ્તશતીદેવ્યા મંત્રસિદ્ધિ કુરૂશ્વ મે ॥ ૮ ॥

ઇદં તુ કુંજિકા સ્તોત્રં મંત્રજાગર્તિ હેતવે ।
અભક્તે નૈવ દાતવ્યં ગોપિતં રક્ષ પાર્વતી ॥ ૯ ॥

યસ્તુ કુંજિકયા દેવિ હીનાં સપ્તશતીં પઠેત્ ।
ન તસ્ય જાયતેસિદ્ધિરરણ્યે રોદનં યથા ॥ ૧૦ ॥

ઇતિ શ્રીરૂદ્રયામલે ગૌરી તંત્રે શિવપાર્વતી સંવાદે
કુંજિકા સ્તોત્રં સંપૂર્ણમ
॥ ૐ તત્સત્ ॥

---



॥ ૐ ॥

## — શ્રી સૂક્ત —

[શ્રી સૂક્તના પંદર મંત્રો છે. આનંદ, કર્દમ અને ચિકલિત એ લક્ષ્મીના પુત્રો તેના ઋષિઓ છે. 'હિરણ્યવર્ણામ્' એ બીજ છે. **तां म आवह जातवेद** એ શક્તિ અને **कीर्ति मृद्धिं ददातु मे** કીલક છે. મહાલક્ષ્મીની કૃપાથી સમૃદ્ધિ પ્રાપ્ત થવી એ વિનિયોગ છે. અનુષ્ટુપ વગેરે છંદો છે.]

**ॐ हिरण्यवर्णां हरिणीं सुवर्णरजतस्रजाम् ।**
**चंद्रां हिरण्यमयीं लक्ष्मीं जातवेदो मऽआवह ॥ १ ॥**

હે સર્વજ્ઞ અગ્નિ દેવતા ! સુવર્ણની કૃતિ જેવા સુવર્ણવાળાં હરણના જેવાં ચંચળ. સોના રૂપાના કમલોના માલાધારણ કરનારાં, ચન્દ્ર જેવાં શીતળ અને જગતમાં સોનાને રૂપે પ્રીતીત થનારાં શ્રી મહાલક્ષ્મીને મારે માટે બોલાવો.

**तां मऽआवह जातवेदो लक्ष्मीमनपगामिनीम् ।**
**यस्यां हिरण्यं विंदेयं गामश्वं पुरुषानहम् ॥ २ ॥**

હે અગ્નિ દેવતા, જે લક્ષ્મીના આગમનથી મને સુવર્ણ, ગાય, ઘોડા, પુત્રપરિવાર વગેરે પ્રાપ્ત થાય એવાં સ્થિર (વિષ્ણુને છોડી બીજે નહિ જનારાં) લક્ષ્મીજીને મારે માટે બોલાવો.

**अश्वपूर्वां रथमध्यां हस्तिनादप्रबोधिनीम् ।**
**श्रियं देवीमुपह्वये श्रीर्मा देवी जुषताम् ॥ ३ ॥**

જેની સેનાના આગળના ભાગમાં ઘોડા ચાલે છે. મધ્યમાં રથ

છે અને જે હાથીઓના શબ્દોથી પોતાનો પ્રભાવ પાડનારી છે એવી શ્રી લક્ષ્મીદેવીને હું માનથી બોલાવું છું. તે સર્વદા મારી પાસે રહો.

**कां सोस्मितां हिरण्यप्राकारामार्द्रां ज्वलंतीं तृप्तां तर्पयंतीम् ।**
**पद्मे स्थितां पद्मवर्णां तामिहोपह्वये श्रियम् ॥ ४ ॥**

સુખસ્વરૂપવાળાં, મધુર મંદ હાસ્યવાળાં સુવર્ણમય આકારવાળાં, શીતળ સ્વભાવવાળાં, જ્વલંત પ્રકાશવાળાં પૂર્ણકામ, કામનાઓને પૂર્ણ કરનારાં કમલ ઉપર બિરાજેલાં અને કમળના જેવા સુંદર વર્ણવાળાં પ્રસિદ્ધ લક્ષ્મીદેવી મારી પાસે પધારો.

**चंद्रां प्रभासां यशसा ज्वलन्तीं श्रियं लोके देवजुष्टामुदाराम् ।**
**तां पद्मनेमिं शरणं प्रपद्ये अलक्ष्मीर्मे नश्यतां त्वां वृणोमि । ५**

હું ચંદ્રના જેવા પ્રભાવશાળી, યશથી જ્વાજ્વલ્યમાન, દેવોથી સેવાતી, પદ્મના મૂલાધારવાળી શ્રી ઉદાર લક્ષ્મીદેવીને શરણે જાઉં છું. હે દેવી, મારી દરિદ્રતા દૂર કરો, હું તમારો સ્વીકાર કરું છું.

**आदित्यवर्णे तपसोधिजातो वनस्पतिस्तव वृक्षोथ बिल्वः ।**
**तस्य फलानि तपसा नुदंतु मायांतरायाश्च बाह्या अलक्ष्मीः**
**॥ १ ॥ ६ ॥**

હે સૂર્ય સમાન પ્રકાશવતી લક્ષ્મી, તમારા તપના પ્રભાવથી તમારા હાથમાં બિલ્વ નામનું વનસ્પતિનું (શુભેચ્છા નામનું) વૃક્ષ આવિર્ભાવ પામેલું છે. તે શુભેચ્છા વૃક્ષના પાકાં ફળ તમારા અનુગ્રહથી મારામાં રહેલા માયાના અજ્ઞાન અને બાહ્ય ખરાબ અલક્ષ્મીને દૂર કરો.



**उपैतु मां देवसखः कीर्तिश्च मणिना सह ।**
**प्रादुर्भूतोऽस्मि राष्ट्रेऽस्मिन्कीर्तिमृद्धिं ददातु मे ॥ २ ॥ ७ ॥**

હે મહાલક્ષ્મી, કુબેરયા ગણ મણિભદ્રને સાથે તેડી મારી પાસે પધારો. હું આ રાષ્ટ્રમાં પેદા થયો છું. મને કીર્તિ અને સમૃદ્ધિનું પ્રદાન કરો.

**क्षुत्पिपासामलां ज्येष्ठामलक्ष्मीं नाशयाम्यहम् ।**
**अभूतिमसमृद्धिं च सर्वां निर्णुद मे गृहात् ॥ ३ । ८ ॥**

હે દેવી ! ભૂખ તરસથી દૂબળી થયેલી, મલીન, મોટી, અલક્ષ્મીનો હું (ઉદ્યોગાદિ વડે) નાશ કરું છું. તમે મારા ઘરમાંથી અસમૃદ્ધિ, દીનતા વગેરે દૂર કરો.

**गंधद्वारां दुराधर्षां नित्यपुष्टां करीषिणीम् ।**
**ईश्वरीं सर्वभूतानां तामिहोपह्वये श्रियम् ॥ ९ ॥**

જે સુગંધવાળી અને દુરાધર્ષ (અપરાજિત) છે, જે નિત્ય છે, નિત્ય પુષ્ટ આપનારી અને ગાય આદિ પશુઓની સમૃદ્ધિવાળી છે, જે સર્વ પ્રાણીઓની ઈશ્વરી છે તે શ્રી મહાલક્ષ્મીને હું બોલાવું છું.

**मनसः काममाकूतिं वाचः सत्यमशीमहि ।**
**पशूनां रूपमन्नस्य मयि श्रीः श्रयतां यशः ॥ ५ ॥ १० ॥**

હે દેવી, મનના મનોરથ તથા સંકલ્પોને, વાચાના સત્યને, પશુઓનાં દૂધ, દહીં એ રૂપોને અને અન્ન વગેરેને અમે પ્રાપ્ત કરીએ. મારામાં સંપતિ અને યશ નિવાસ કરો.

**कर्दमेन प्रजाभूता मयि संभ्रम कर्दम ।**
**श्रियं वासय मे कुले मातरं पद्ममालिनीम् ॥ १ ॥ ११ ॥**

હે કર્દમ ! લક્ષ્મીદેવી તમારાથી પ્રજાવંતી બની છે તમે મારી ઉપર કૃપા કરો. તમે પદ્મની માલા ધારણ કરનારાં તમારાં માતુશ્રી મહાલક્ષ્મી દેવીને મારા કુલમાં વાસ કરાવો.

**आप स्रजंतु स्निग्धानि चिक्लीत वस मे गृहे ।**
**निं च देवीं मातरं श्रियं वासय मे कुले ॥ २ ॥ १२ ॥**

જલદેવી સ્નિગ્ધ-સ્નેહમયી બનો. હે લક્ષ્મીપુત્ર ચિકલીત ! તમે મારા ગૃહમાં વસો અને તમારા માતા શ્રી મહાલક્ષ્મીનો મારા કુલમાં નિવાસ કરાવો.

**आर्द्रां पुष्करिणीं पुष्टिं सुवर्णां हेममालिनीम ।**
**सूर्यां हिरण्मयीं लक्ष्मीं जातवेदो मऽआवह ॥ ६ ॥ १३ ॥**

હે જાતવેદ અગ્નિ ! આર્દ્ર હૃદયવાળાં કમલવાળા, પીળા વર્ણ-વાળાં કમલોની માલા ધારણ કરનારાં ચંદ્રના જેવાં શતળ, સુવર્ણરૂપ મહાલક્ષ્મીને મારી પાસે મોકલો.

**आर्द्रां यष्करिणीं यष्टिं पिंगलां पद्ममालिनीम ।**
**चंद्रां हिंरण्यमयीं लक्ष्मीं जातवेदो मऽआवह ॥ ४ ॥ १४ ॥**

હે જાતવેદ અગ્નિ દેવતા ! આર્દ્ર (સ્નેહભાવ) હૃદયવાળાં, હાથમાં દૂર કરેળાં સોનાના દંડ જેવાં. સુવર્ણમાલા ધારણ કરનારાં, સૂર્ય જેવાં માન, સુવર્ણ રૂપ મહાલક્ષ્મીને મારી પાસે મોકલો.



**तां मऽआवह जातवेदो लक्ष्मीमनपगामिनीम् ।**
**पस्यां हिरण्यं प्रभूतिं गावो दास्योऽश्वान् विंदेयं पुरुषानहम् ॥ १५**

હે જાતવેદ અગ્નિ દેવતા ! જેના આવવાથી હું પુષ્કળ સુવર્ણ, ગાયો, દાસીઓ, ઘોડાઓ અને પુત્રમિત્રાદિ પુરુષોને મેળવી શકું, એવાં-મારો કદિ પણ ત્યાગ ન કરે તેવાં શ્રી મહાલક્ષ્મીને મારી પાસે બોલાવો.

**પછી શ્રી મહાલક્ષ્મીની પ્રાર્થના કરવી :—**

**अश्वदायि गोदायि धनदायि महाधने ।**
**धनं मे जुषतां देवि सर्वकामांश्च देहि मे ॥**

અશ્વો, ગાયો અને ધન આપનાર હે મહાલક્ષ્મી, મને ધન આપો અને મારી સર્વ કામનાઓ પૂર્ણ કરો.

**શ્રીસૂક્તની ફલસ્તુતિ :—**

**यः शुचिः प्रयतो भूत्वा जुहुयादाज्यमन्वहम ।**
**श्रियः पचदशर्चं च श्रीकामः सततं जपेत् ॥**

લક્ષ્મીની કામનાવાળો પુરુષ પવિત્ર અને પ્રયત્નશીલ થઇને આ પંદર મંત્રોના જપ સામે અગ્નિમાં આહુતિ આપે. તેને લક્ષ્મીની સારી રીતે પ્રાપ્તિ થાય છે.

(એક વાર એક મંત્ર બોલી ઘીની એક આહુતિ અગ્નિમાં હોમવી એમ પંદર મંત્ર-ઋચાઓ વડે ઘીની પંદર આહુતિ અગ્નિમાં હોમવી છેવટે એક વાર શ્રી સૂક્તને ઉદ્દેશી ઘીની આહુતિ અગ્નિમાં હોમવી.)

---

॥ ૐ ॥

# — શ્રી દેવી સૂક્ત —

દેવા ઉચુ: (તંત્રોક્ત)

નમો દેવ્યૈ મહાદેવ્યૈ શિવાયૈ સતતં નમ:
નમ: પ્રકૃત્યૈ ભદ્રાયૈ નિયતા: પ્રણતા: સ્મતામ્: ૧

રૌદ્રાયૈ નમો નિત્યાયૈ ગૌર્યૈ ધાત્ર્યૈ નમો નમ:
જ્યોત્સ્નાયૈ ચેન્દુરૂપિણ્યૈ સુખાયૈ સતતં નમ: ૨

કલ્યાણ્યૈ પ્રણુતાં વૃદ્ધ્યૈ સિદ્ધ્યૈ કૂર્મ્યૈ નમો નમ:
નૈર્ઋત્યૈ ભૂભૃતાં લક્ષ્મ્યૈ શર્વાણ્યૈ તે નમો નમ: ૩

દુર્ગાયૈ દુર્ગ પારાયૈ સારાયૈ સર્વકારિણ્યૈ
ખ્યાત્યૈ તથૈવ કૃષ્ણાયૈ ધૂમ્રાયૈ સતતં નમ: ૪

અતિસૌમ્યાતિ રૌદ્રાયૈ નામાસ્તસ્યૈ નમો નમ:
નમો જગત્પ્રતિષ્ઠાયૈ દેવ્યૈ કૃત્યૈ નમો નમ: ૫

યા દેવી સર્વભૂતેષુ વિષ્ણુમાયેતિ શબ્દિતા
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમ: ૦ ૬

યા દેવી સર્વ ભૂતેષુ ચેતનેત્યભિધીયતે નમ: ૦ ૭

યા દેવી સર્વ ભૂતેષુ બુદ્ધિરૂપેણ સંસ્થિતા નમ. ૦ ૮

યા દેવી સર્વ ભૂતેષુ નિદ્રારૂપેણ સંસ્થિતા નમ: ૦ ૯

યા દેવી સર્વ ભૂતેષુ ક્ષુધારૂપેણ સંસ્થિતા નમ: ૦ ૧૦

યા દેવી સર્વ ભૂતેષુ છાયારૂપેણ સંસ્થિતા નમ: ૧૧



યા દેવી સર્વ ભૂતેષુ શક્તિરૂપેણ સંસ્થિતા નમ: ૦ ૧૨

યા દેવી સર્વ ભૂતેષુ તૃષ્ણારૂપેણ સંસ્થિતા નમ: ૦ ૧૩

યા દેવી સર્વ ભૂતેષુ ક્ષાંતિરૂપેણ સંસ્થિતા નમ: ૦ ૧૪

યા દેવી સર્વ ભૂતેષુ જાતિરૂપેણ સંસ્થિતા નમ: ૦ ૧૫

યા દેવી સર્વ ભૂતેષુ લજ્જારૂપેણ સંસ્થિતા નમ: ૦ ૧૬

યા દેવી સર્વ ભૂતેષુ શાંતિરૂપેણ સંસ્થિતા નમ: ૦ ૧૭

યા દેવી સર્વ ભૂતેષુ શ્રદ્ધારૂપેણ સંસ્થિતા નમ: ૦ ૧૮

યા દેવી સર્વ ભૂતેષુ કાંતિરૂપેણ સંસ્થિતા નમ: ૦ ૧૯

યા દેવી સર્વ ભૂતેષુ લક્ષ્મીરૂપેણ સંસ્થિતા નમ: ૦ ૨૦

યા દેવી સર્વ ભૂતેષુ વૃત્તિરૂપેણ સંસ્થિતા નમ: ૦ ૨૧

યા દેવી સર્વ ભૂતેષુ સ્મૃતિરૂપેણ સંસ્થિતા નમ: ૦ ૨૨

યા દેવી સર્વ ભૂતેષુ દયારૂપેણ સંસ્થિતા નમ ૦ ૨૩

યા દેવી સર્વ ભૂતેષુ તુષ્ટિરૂપેણ સંસ્થિતા નમ: ૦ ૨૪

યા દેવી સર્વ ભૂતેષુ માતૃરૂપેણ સંસ્થિતા નમ. ૦ ૨૫

યા દેવી સર્વ ભૂતેષુ ભ્રાંતિરૂપેણ સંસ્થિતા નમ: ૦ ૨૬

ઇંદ્રિયાણામાધિષ્ઠાત્રી ભૂતાનાં ચાખિલેષુ યા
ભૂતેષુ સતત તસ્યૈ વ્યાપ્ત્યૈ દેવ્યૈ નમો નમ: ૦ ૨૭

ચિતિરૂપેણ યા કૃત્સ્નમેતદ્વ્યાપ્ય સ્થિતા જગત નમ: ૦ ૨૮

સ્તુતા સુરૈ. પૂર્વમભીષ્ટસંશ્રયાત્
તથા સુરેન્દ્રેણ દિનેષુ સેવિતા
કરોતુ સા ન: શુભહેતુરીશ્વરી
શુભાનિ ભદ્રાણ્યભિહંતુ ચાપદ: ॥ ૦ ૨૯

યા સામ્પ્રતં ચોદ્ધતદૈત્યતાપિતૈ-
રસ્માભિરીશાચ સુરૈર્નમસ્ય તે
યા ચ સ્મૃતા તત્ક્ષણમેવહન્તિ ન:
સર્વાપદો ભક્તિવિ નમ્રમૂતિભિ: ૩૦

॥ ઇતિ દેવી સૂક્તમ્ ॥

---

## देव्यपराधक्षमापन स्तोत्रम्

न मन्त्रं नो यन्त्रं तदपि च न जाने स्तुतिमहो
न चाह्वानं ध्यानं तदपि च न जाने स्तुतिकथा: ।
न जाने मुद्रास्ते तदपि च न जाने विलपनं
परं जाने मातस्त्वदनुसरणं क्लेशहरणम् ॥ १ ॥

विधेरज्ञानेन द्रविणविरहेणालसतया
विधेयाशक्यत्वात्तव चरणयोर्याच्युतिरभूत् ।
तदेतत् क्षन्तव्यं जननि सकलोद्धारिणि शिवे
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥ २ ॥

पृथिव्यां पुत्रास्ते जननि बहव: सन्ति सरला:
परं तेषां मध्ये विरलतरलोऽहं तवसुत:
मदीयोऽयं त्याग: समुचितमिदं नो तव शिवे
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥ ३ ॥



जगन्मातर्मातस्तव चरणसेवा न रचिता
न वा दत्तं देवि द्रविणमपि भूयस्तवमया ।
तथापित्वं स्नेहं मयि निरुपमं यत्प्रकुरुषे
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥ ४ ॥

परित्यक्ता देवा विविधविधसेवाकुलतया
मया पञ्चाशीतेरधिकमपनीते तु वयसि ।
इदानीं चेन्मातस्तव यदिकृपांनापि भविता
निरालम्बो लम्बोदरजननि क याथि शरणम् ॥ ५ ॥

श्वपाको'.जल्पाको भवति मधुपाकोपमगिरा
निरातङ्को रङ्को विहरित चिरं कोटिकनकै: ।
तवापर्णे कर्णे विशति मनुवर्णे फलमिदं
जन: को जानीते जननि जपनीयं जपविधौ ॥ ६ ॥

चिताभस्मालेपो गरलमशनं दिक्पटधरो
जटाधारी कण्ठे भुजगपतिहारी पशुपति: ।
कपाली भूतेशो भजति जमदीशैकपदवीं
भवानी त्वत्पाणिग्रहण परिपाटीफल मिदम् ॥ ७ ॥

न मोक्षस्याकाक्षा भवविभववाञ्छापि च न मे
न विज्ञानापेक्षा शशिमुखि सुखेच्छापि न पुन: ।
अतस्त्वां संयाचे जननि जननं यातु मम वै
मृडानी रूद्राणी शिवशिव भवानीति जपत: ॥ ८ ॥

नाराधितासि विधिना विविधोपचारै:
किं रूक्षचिन्तनपरैर्न कृतंवचोभि: ।

श्यामे त्वमेव यदि किञ्च मय्यनाथे
घत्से कृपामुचितमम्ब परं तवैव ॥ ९ ॥

आपत्सु मग्नः स्मरणं त्वदीयं
करोमि दुर्गे करूणार्णवेशवे ।
नैतच्छठत्वं मम भावयेथाः
क्षुधातृषार्ता जननी स्मरन्ति ॥ १० ॥

जगदम्ब विचित्र किं
परिपूर्णा करूणास्ति चेन्मयि ।
अपराधपरम्परावृतं
न हि माता समुपेक्षते सुतम् ॥ ११ ॥

मत्समः पातकी नास्ति पापघ्नी त्वत्समा नहि ।
एवं ज्ञात्वा महादेवि यथायोग्यं तथा कुरू । १२ ॥

इति श्री शंकराचार्यविरचितं देव्यपराधक्षमापन
स्तोत्रं सम्पूर्णम् ।

---

ॐ ॥

## — શ્રી અન્નપૂર્ણા સ્તોત્ર —

નિત્યાનંદ કરી વરાભયકરી સૌન્દર્ય રત્નાકરી
નિર્ધૂતા ખિલઘો પાવનકરી પત્યક્ષ માહેશ્વરી
પ્રાલેયા ચલવંશ પાવનકરી કાશીપુરાધીશ્વરી
ભિક્ષાં દેહિ કૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી 1



## — શ્રી મહાલક્ષ્મી સ્તોત —

નમસ્તેઽસ્તુ મહામાયે શ્રીપીઠે સુરપૂજીતે,
શંખ ચક્ર ગદા હસ્તે મહાલક્ષ્મી નમોઽસ્તુતે. ૧

નમસ્તે ગરૂડારૂઢે કોલાસુર ભયંકરી,
સર્વપાપ હરે દેવી, મહાલક્ષ્મી નમોઽસ્તુતે. ૨

સર્વજ્ઞે સર્વવરદે, સર્વદુષ્ટ ભયંકરી,
સર્વ દુઃખ હરે દેવી મહાલક્ષ્મી નમોઽસ્તુતે. ૩

સિદ્ધિ બુદ્ધિ પ્રદેદેવી ભક્તિ મુક્તિ પ્રદાયિની,
મંત્ર મૂર્તિ સદા દેવી મહાલક્ષ્મી નમોઽસ્તુતે. ૪

આદ્યન્તર હિતે દેવી આદ્યશક્તિ મહેશ્વરી,
યોગ જ્ઞે યોગ સંભૂતે મહાલક્ષ્મી નમોઽસ્તુતે. ૫

સ્થૂલ સૂક્ષ્મ મહારૌદ્રે મહાશક્તિ મહોદરે,
મહાપાપ હરે દેવી મહાલક્ષ્મી નમોઽસ્તુતે. ૬

પદ્માસન સ્થિતે દેવી પરબ્રહ્મ સ્વરૂપિની,
પરમેશી જગ માત મહાલક્ષ્મી નમોઽસ્તુતેઃ ૭

શ્વેતામ્બર ધરે દેવી નાનાલંકાર ભૂષિતે,
જગત્ સ્થિતે જગન્માત મહાલક્ષ્મી નમોસ્તુતે. ૮

મહાલક્ષ્મ્યષ્ટક સ્તોતં ય પઠેત ભક્તિમાન નર,
સર્વ સિદ્ધિ મવાપ્નોતિ રાજ્યં પ્રાપ્નોતિ સર્વદા. ૯

એક કાલં પઠેન્નિત્યં મહાપાપ વિનાશનમ,
દ્વિકાલં ય પઠેન્નિત્યં ધન ધાન્ય સમાન્વિતઃ ૧૦

ત્રિકાલં યઃ પઠેન્નિતત્યં મહાશત્રુ વિનાશનમ,
મહાલક્ષ્મી ભંવેન્તિત્યં પ્રસન્ના વરદા શુભા. ૧૧

ત્રીસ કોટી ઇતિ શ્રી મહાલક્ષ્મ્યષ્ટક સંપૂર્ણમ ॥

મહામાયાનુ

એક આશરો તારા નામ તણો, મૈયા આપો ચરણુ નિવાસ;
દામોદરને નિર્મળ કરીને, જેવું કંચન હોય સુ લાખ. —બહુચર

---

॥ ૐ ॥

## — શ્રી બાલાષ્ટક —

(રાગ ભૈરવી)

પરમ પાવનં હંસ વાહનં, દૈત્ય દાવનં ભક્ત ભાવનં;
વેદ માતુતે પ્રકૃતિપરી, ભજ વિશ્વંભરી માત બહુચરી. ૧
વેણુ પુસ્તકં પંચમુસ્તકં, મુગટ રાજીતં શુભ્ર ભ્રાજીતં;
શશીકલા સમં ત્રિપુર સુંદરી, ભજ વિશ્વંભરી માત બહુચરી.
કૃષ્ણ વર્ણનં કૃષ્ણ ચંદનં, કૃષ્ણ અંબરં કૃષ્ણ ભૂષણં;
સાયંકાળી કે શ્યામ ઉરધરી, ભજ વિશ્વભરી માત બહુચરી. ૩
સુમન તાદશી, કાન્તી કોમળં, પારિજાતક કુંદ માલતી;
પૂજ્ય તે પદં શચી પુરંધરી, ભજ વિશ્વંભરી માત બહુચરી.
સાગરે સુધા પર્યંકાશનં કુરૂ વિલાશનં કષ્ટ નાશનં;
પાવલ
વિધિ હરાહરી અમિત સહચરી, ભજ વિશ્વંભરી માત બહુચરી. ૫
શરણુ વિબુધા અષ્ટ આયુધા કરી શુભશેયુધા કરી કૃધા વધા;
અતુલ પ્રાક્રમં મુનિભી ઉચરી ભજ વિશ્વંભરી માત બહુચરી.
શ્રી સરસ્વતી વાણી ભારથી, જન ગતી મતી મા કૃપાવતી;
અંતરાત્મીકે સહુ સહોદરી, ભજ વિશ્વંભરી માત બહુચરી
માનસરોવર તટે દેવી દેવળં, ગોખ સ્થાપીતં યંત્ર દૈવતં;
મંત્ર સિદ્ધ તે બિંદુ અક્ષરી ભજ વિશ્વંભરી માત બહુચરી.
શુભ ગુણાકૃતે યદુરામયે, બાળા અષ્ટકે પઠય તે જના·
ચતુર વર્ગદા અંબ ઈશ્વરી, ભજ વિશ્વંભરી માત

ન્નપૂર્ણેશ્વરી ૧



દેવી સર્વં વિચિત્ર રત્ન રચિતા દાક્ષાયણી સુંદરી
વામં સાદુ પયોધર પ્રિયકરી સૌભાગ્ય માહેશ્વરી
ભક્તા ભીષ્ટકરી દશા શુભકરી કાશીપુરાધીશ્વરી
ભિક્ષાં દેહિ કૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી ૮

ચન્દ્રાર્કા નલ કોટી કોટી સદશા ચન્દ્રાંશુ બિમ્બાધરી
ચન્દ્રાર્કાગ્નિ સમાન કુન્તલધરી ચન્દ્રાર્ક વર્ણેશ્વરી
માલા પુસ્તક પાશકાંકુશધરી કાશીપુરાધીશ્વરી
ભિક્ષાં દેહિ કૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી ૯

ક્ષત્રત્રાણ કરી મહાભયકરી માતા કૃપાસાગરી
સાક્ષાત્ મોક્ષકરી સદાશિવકરી વિશ્વેશ્વર શ્રીધરી
દક્ષા ક્રન્દકરી નિરામયકરી કાશીપુરાધીશ્વરી
ભિક્ષાં દેહિ કૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી ૧૦

(રાગ ધનાશ્રી)

નાની પત રાખ, બહુચર મૈયા બાનાની પત રાખ;
બાનાની પત નહીં રાખે તો, જાશે તારી શાખ —બહુચર૦

અધમ ઓધારણ નામ સાંભળી, શરણે આવ્યો છું માત;
જાણી પોતાનો પાળો બાળા, જેમ મધને રાખે માખ. —બહુચર૦

હું કામી ક્રોધી લંપટ લોભી, અવગુણનો નહીં પાર;
સ્વ જાણી દયા ઉર લાવો, જો ગુન્હા હોય કોટી લાખ. —બહુચર૦

સાધન બાધન હું નવ જાણું, ના જાણું વિવેક વિચાર;
અધમ જાણી તારો મૈયા, પાપ બાળી કરો રાખ. —બહુચર૦

ઈંદ્રાદીક સુર મુની આદી, બ્રહ્મા, જપે તારો જાપ;
ત્રીસ કોટી દેવતા આરાધે, મહાદેવે ચોળી રાખ. —બહુચર૦

મહામાયાનુ

નાના રત્ન વિચિત્ર ભૂષણકરી હેમામ્બરા ડમ્બરી
મુક્તાહાર વિલમ્બમાન વિલસ દ્વક્ષોજ કુમ્ભાન્તરી
કાશમીરા ગુરુ વાસિતા રૂચિકરી કાશીપુરાધીશ્વરી
ભિક્ષાં દેહિ કૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી

યોગાનન્દકરી રિપુક્ષયકરી ધર્માર્થ નિષ્ટાકરી
ચન્દ્રાર્કા નલભાસ માનલહરી ત્રૈલોકય રક્ષા કરી
સર્વૈશ્વર્ય સમસ્ત વાન્છિતકરી કાશીપુરાધીશ્વરી
ભિક્ષાં દેહિ કૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી

કૈલાસા ચલકન્દરાલયકરી ગૌરી ઉમા શંકરી
કૌમારી નિગમાર્થ ગોચર કરી ઓમકાર બીજાક્ષરી
મોક્ષ દ્વારક પાષ્ટ પાટનકરી કાશીપુરાધીશ્વરી
ભિક્ષાં દેહિ કૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી

દ્રશ્યા દ્રશ્ય પ્રભૂત વાહનકરી બ્રહ્માન્ડ ભાન્ડોદરી
લીલા નાટક સૂત્ર ભેદનકરી વિજ્ઞાન દીપાન્કુરી
શ્રી વિશ્વે શમન પ્રસાદનકરી કાશીપુરાધીશ્વરી
ભિક્ષાં દેહિ કૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી

ઉર્વી સર્વ જનેશ્વરી ભગવતી માતા નપૂર્ણેશ્વરી
વેણી નીલ સમાન કુંતલહરી નિત્યાન્ન દાનેશ્વરી
સર્વાનંદકરી દશાશુભકરી કાશીપુરાધીશ્વરી
ભિક્ષાં દેહિ કૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી

આદિક્ષાન્ત સમસ્તવર્ણનકરી શંભોસ્ત્રિ ભાવાકરી
કાશ્મીરા ત્રિજલેશ્વરી ત્રિલહરી નિત્યાંકુરા શર્વરી
કામાકાંક્ષકરી જનોદયકરી કાશીપુરાધીશ્વરી
ભિક્ષાં દેહિ કૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી

## ભગવાન શ્રી આદ્ય શંકરાચાર્યનું આખ્યાન :-

મહિમા વળી માનો રે, ગાવા મ્હારૂં મન હરખે,
આઈ આપે અતિ સુખ રે, અમૃત નયને નિરખે;
કથા બીજી કહું છું રે, જેમાં ગુરૂ જ્ઞાન ઘણું;
આખ્યાન છે અદ્‌ભુત રે, આ શંકર સ્વામી તણું. ૧

દેશ દ્રાવિડ દયાળુ રે, ગામ ગુણવંત ગજે,
ત્હેમાં વિપ્ર વસે છે રે, ભવાનીને ભાવે ભજે;
પુત્ર એક અનુપમ રે, નારી નિર્મળ લલિતા,
જુક્તિનું છે જોડું રે, જેવાં સાગર સરિતા. ૨

ગામથી કોષ ઝાઝું રે, દેવળ એક દેવી તણું,
મૂર્તિ મહા સુંદર રે, જેમાં તત્વ તેજ ઘણું;
નામ નંદા ભવાની રે, ભજ્યા થકી ભવ ટળે,
પ્રકટ એમ પોતે રે, જ્યોતે જ્યોત અજવાળે. ૩

ત્હેની પૂજા કારણે રે, વળી વિપ્ર એ આવે,
દધિ, દૂધ ફલાદિક રે, પૂજા કાજે લાવે;
દૂધ શેષ વધારી રે, લાવે સૂતને સારૂ.
પીએ પુત્ર પ્રસાદી રે, થનારું છે હિતકારી. ૪

પુત્ર પીને પૂછે છે રે, માતા પીને આપે છે ?
તાત કહે છે હા ભાઇ રે, ત્હારાં કષ્ટ કાપે છે;
સુતે સાચું માન્યું છે રે, માજી નિત્ય દૂધ પીએ,
મોકલે મુજ સારૂ રે, સમજી એમ શેષ લીએ. ૫

એમ કરતાં ઘણાં દિન રે, ગયા દેવી સેવામાં,
પરગામ જવાનું થયું રે, વિપ્રને એવામાં;
વિપ્ર નારીને કહે છે રે, જવું પરગામ પડે,
મહામાયાનું પૂજન રે, કરે કોણ દૂધ વડે ?

નારી કહે છે નિશ્ચિતે રે, પધારો પ્રભુ ! પ્રેમે,
પુત્ર કરશે ત્હમારો રે, પૂજા નિર્મળ નિયમે;
દેવી ધ્યાન ધરીને રે, વિપ્ર ગયો વિશ્વાસેથી,
કરશે સૂત સાચુ રે, અક્કલ અંતર ભાસી. ૭

રાત ગઇ ઘર ધંધે રે, વાયુ બીજે દિન વ્હાણું,
સૂતને સહું સોંપ્યું રે, પૂજા પાત્ર તરભાણું.
દૂધ ધૂપ ને દીવો રે, ફૂલમાંહી શ્રી ફળ છે,
પુત્ર પ્રેમ શું ચાલ્યા રે, પૂજાની તો આ પળ છે. ૮

માને મંદિરે આવી રે, બોલ્યો "જય જય" વાણી,
ભેટયો ભાવે ભવાનીને રે, ચરણ શિષ નમાવી ને,
પૂજા પૂર્ણ કીધી રે, યથા વિધિ વેદ વડે,
પામ્યો આનંદ અંતર રે, એમાં કેમ ચૂક પડે ? ૯

નૈવેદ્ય લઇને રે, નજર ધર્યું પય પાવા,
દૂધ પ્યાલામાં પૂરી રે, બેઠો માના ગુણ ગાવા:
એમ કરતાં ઘટિકા રે, ગઇ, કોણ દૂધ પીએ ?
જાણતો નથી બાળક રે, ધરીને પાછું લીએ. ૧૦

જાણે પીશે મા સાચું રે, વધારી મ્હને આપશે,
પીધા વિના ન ચાલે રે, ભૂખ માને દુઃખ વ્યાપશે;
વાર વિશેષ થયાથી રે, બાળક બહુ ગભરાયો,
દૂધ છે મ્હારા ઘરનું રે, બીજાનું હું નથી લાવ્યો ૧૧

વાર કરવાનું કારણ રે, કહો મુજને મુખથી;
વાંક શો છે અમારો રે, પીતા નથી શા દુઃખથી ?
પીઓ, નહીં તો હું પાડું રે, દેહ મારો દુખે કરી,
ત્રે ત્યાં કરયાં રે. બાળકે તો લીધી છરી. ૧૨



બોલે ભોળી ભવાની રે, "બેટા ! લાવો દૂધ પીઉં,"
કર લાંબો કરીને રે, પ્યાલું મુખમાંહી લીધું,
દૂધ પીને તે પ્યાલું રે, ઠાલું પાછું મા દે છે,
આશાએ સૂત ઊભો રે, વચન કેવાં કહે છે. ૧૩

પુત્ર પાત્રને પટકી રે, અટકી મુખ એમ બોલે,
નિત્ય આપો વધારી રે, આજ મા તું શું ભૂલે !
આઇ આશાએ આવ્યો રે, આશ ભંગ કેમ કીધી ?
ભાગ મ્હારો ન આપ્યો રે પ્રસાદી પોતે પીધી. ૧૪

નયને પૂર પાણી રે, બોલે બાળક વાણી,
દેવી વાંકમાં આવી રે, શિશુ થકી શરમાણી;
પ્રેમ 'પૂર્ણ' આવ્યા રે, પોતાને વ્હહયો પાનો,
ઉર આગળ લીધો રે, છૈયાને રાખ્યો છાનો. ૧૫

દૂધ ત્હારું મે પીધું રે, મ્હારું દૂધ ધવરાવું,
રતન આપ્યા છે મુખમાં રે, ગુણ એના શા ગાઉં ?
માના હૃદય કમળમાં રે, સરોવર માનવશે.
શારદા સંપૂર્ણ રે, બાળકના તો મન વસે. ૧૬

જ્ઞાન સાગર પીધો રે લખી શું લખે લેખે ?
એ તો રસ કોઈ ન્યારો રે, બ્રહ્માદિક શું દેખે !
ઘેર બાળક પહોંચ્યો રે, શંકર રૂપ બની,
તાતે પૂછયુ ત્યાં આવી રે, વાણી જાણી મંત્રમણી. ૧૭

આખ્યાન આ પૂરું રે, કથા સંક્ષેપે કહી,
સ્વામી શંકર પ્રકટયા રે, વાણી જાશે ગંગા વહી.
મહિમા માનો ગાશે રે, થાશે સુખ બહુ જનને,
ધનવન્તર વાણી રે, માણી લ્યો પરમ પદને. ૧૮

---

## — મહાસતી શ્રીઅનસૂયા માતાનો ગરબો —

આવ્યો આનંદ આજે રે, ગાયત્રીના ગુણ ગાયા,
નવરાત્રી છે નિર્મળ રે, ચરણરજ લ્યો લ્હાવા;
મહંમાયાનો મહીમા રે, સરોવર માન-તણો,
હૃદય-કમળ કળામાં રે, ભર્યો મન ભાવ ઘણો. ૧

મા તું મન સાગર છે રે, દૂધનો દયા દરીયો,
કરૂણા જેને કીધી રે, સાગર મુખમાં ઝરીયો;
કથા તેની કહું છું રે, ધાર્યા જન જે માને,
સનથ થઇ બેઠો રે, પૂર્ણ પદ પાય માને. ૨

રેવાજીને તીરે રે, ઓર સંગમ પાસે,
ઋષિ અત્રિનો આશ્રમ રે, વૈકુંઠ શોભા છે;
અનસૂયા ત્યાં નારી રે, દેવી જેવી મહંમાયા,
તપ ત્હેનું ત્યાં જોઇ ને રે, ઋષિ દેવે ગુણ ગાયા. ૩

કીર્તિ ત્હેની ત્યાં સુણતાં રે, બ્રહ્મા હરિહર જોવા,
પ્રપંચ કરીને રે, ગયા ત્હેનું તપ ખોવા;
સંન્યાસીને વેષે રે, અભ્યાગત થઇ એવા,
એને બારણે જઇને રે, બોલ્યા "भिक्षांदेहि". ૪

અનસૂયાએ આવી રે, આપ્યું આસન આણી,
બેસાડીને ઘરમાં રે, ગયાં જુક્તિ જાણી રે;
કહ્યું સ્વામીને સાચું રે, અતિથિ એ આવ્યા છે,
"આજ્ઞા શી કરો છો રે, ફજેતીના ફાળકા છે. ૫

ઋષિ અત્રિ પછી બોલ્યા રે, ઇચ્છા એમની ઉચરે,
આપો આહાર એમને રે, જેથી સાચો ધર્મ તરે;



સતી છો સમર્થ શું રે, વિચારો છો મન વિષે ?
સાચામાં તો સાચું રે, કપટમાં તો કષ્ટ દીસે. ૬

અનસૂયાજી ત્યાંથી રે, આવ્યાં અતિથિ પાસે.
અન્ન આગળ મૂક્યું રે, જમો ત્હમે સંન્યાસી;
ત્યારે દેવ એ બોલ્યા રે, અન્ન અમે નવ જમીએ,
દૂધ દેહ અમારો રે, પય પીવા રમીએ. ૭

અનસૂયાએ ઊઠી રે, દૂધ આપ્યું ધેનુનું,
ધૂણે શિષ સંન્યાસીનું રે, માત વિના પય કોનું ?
પશુનું તો પશુને રે, માણસનું તો માણસને,
નજરે પડ્યું ન ખપે રે, અમારા તો તનને. ૮

ત્યારે સમજ્યાં એ સાચું રે, સતી સમર્થ ઘરણી.
જલ હાથમાં લીધું રે, ધર્યું ધ્યાન તપ કરતી;
અંજલી જહાં અર્પી રે, થયાં શિશુ ત્રણે તહાં,
બાળક માસ એના રે, રૂવે ત્રણે ઉહાં ઉહાં. ૯

ઉર આગળ લીધા રે, ધવરાવ્યા ધાઇ,
હરિ, હર, બ્રહ્માને રે, ઝુલાવે છે ગુણ ગાઇ;
ઉમા, લક્ષ્મી, સાવિત્રી રે, કરે શોધ સ્વામીની,
અનસૂયા ત્યાં દીઠા રે, પોતાની ત્યાં દામિની. ૧૦

અનસૂયાએ આદર રે, દીધો દર્શન પામી,
મા ! મેં દીઠો અચંબો રે, શોધો છો તમે સ્વામી;
દેવીઓ એમ કહે છે રે, કૌતુક આ તો નિરખ્યું,
સુત ત્રણ તહમારે રે, જોઇને જગત હરખ્યું. ૧૧

એમ કહીને તે ઊઠયાં રે, પારણાની પાસે ગયાં,
બાળક બળ દેખી રે, જાણી ત્રણે મોહી રહ્યાં;

ઉમિયાજી કહે છે રે, રૂપ આ તો છે સાચું,
ઓળખાણુ નહિ એ રે, નથી ત્હારું તપ કાચું. ૧૨

ઋષિ અત્રિએ આવી રે, કહ્યું નિજ નારીને;
આપો પુરુષ એમના રે, પ્રભુ પ્રીતિ ધારીને,
પુત્ર પારણે રાખી રે, ઉઠયા દેવ ત્રણે સહી,
આ સુત અમ સરખા રે, ગયા દેવ ત્રણે સહી. ૧૩

બ્રહ્મદેવને ઠામે રે, ઋષિ ચન્દ્રમાં આવ્યા;
દત્તદેવ નારાયણ રે, ગુણે કરી ગુરૂ ગાયા;
દુર્વાસા એ શંકર રે, તે ધનવન્તર જાણે,
પયપાન કર્યાથી રે, મહા પદને માણે. ૧૪

---

॥ ૐ ॥

## —: પ્રાતઃકાલની પ્રાર્થના :—

કર દર્શન :- કરાગ્રે વસતે લક્ષ્મીઃ કરમૂલે સરસ્વતી ।
કરમધ્યે તું ગોવિન્દઃ પ્રભાતે કર દર્શનમ્ ॥

પૃથ્વી સ્પર્શ :- સમુદ્ર વસને દેવિ પર્વત સ્તન મંડલે ।
વિષ્ણુ પત્નિ નમસ્તુભ્યં પાદસ્પર્શં ક્ષમસ્વમે ॥

સાત ચિરંજીવી :- અશ્વસ્થામા બલિર્વ્યાસો હનુમાંશ્ચ વિભિષણઃ ।
કૃપઃ પરશુરામશ્ચ સપ્તૈતે ચિરંજીવિનઃ ॥

પાંચ મહાસતીઓ :- અહલ્યા દ્રૌપદી સીતા તારા મંદોદરી તથા ।
પંચક નામ સ્મરેન્નિત્યં મંહાપાતક નાશનમ્ ॥

સાત મોક્ષ પુરી :- અયોધ્યા મથુરા ગયા-કાશી કાંચી અવન્તિકા ।
પુરી દ્વારાવતી ચૈત્ર સપ્તૈતા મોક્ષદાયિકા ॥



નવ ગ્રહ :- બ્રહ્મામુરારિ સ્ત્રિપુરાન્તકારી ભાનુ શશી ભૂમિસુતો બુધશ્ચ ।
ગુરૂશ્ચ શુક્રઃ શનિ રાહુ કેતવ : કુર્વન્તુ સર્વે મમ સુપ્રભાતમ્ ॥

ગંગાજી :- નમામિ ગંગે તવ પાદ પંકજં સુરાસુરૈ વંન્દિત દિવ્ય રૂપમ્ ।
ભુકિત ચ મુકિત ચ દદાસિ નિત્યં ભાવાનુ સારેણ સદા નરાણામ્ ॥

તુલસી :- તુલસિ શ્રીખસિ શિવે પાપહારિણિ પુણ્યદે ।
નમસ્તે નારદનુતે નમો નારાયણ પ્રિયે ॥

ગાય :- ગાવો મે અગ્રતઃ સન્તુ ગાવો ॥ સન્તુ પૃષ્ઠતઃ ।
ગાવો મે હૃદયે સન્તુ ગવાં મધ્યે વસામ્યહમ્ ॥
પંચ ગાવઃ સમુત્પન્ના મધ્યમાને મહાર્ણવે ।
તાસાં મધ્યે તુ યા નંદા તસ્યૈ દેવ્યૈ નમો નમઃ ॥

પીપળો :- મૂલતો બ્રહ્મ રૂપાય મધ્યતો વિષ્ણુ રૂપિણે ।
તાસાં મધ્યે તુ યા નંદા તસ્યૈ દેવ્યૈ નમો નમઃ ॥

સપ્ત ઋષિ :- ભૃગુર્વશિષ્ઠઃ ક્રતુરંગિરશ્ચિ મનુ પુલસ્ત્યઃ પુલહશ્ચ ગૌતમઃ ।
રૈભ્યો મરિચિ શ્ચ્યવનશ્ચ દક્ષ કુર્વન્તુ સર્વે મમ સુપ્રભાતમ્ ॥
સન્તકુમારઃ સનક સનન્દન સનાતનો અપ્યાસુરિ પિંગલૌચ ।
સપ્ત સ્વરાઃ સપ્ત રસાતલાનિ કુર્વન્તુ સર્વે મમ સુપ્રભાતમ્ ॥

સપ્ત :- સપ્તાર્ણવઃ સપ્ત કુલાચલાશ્ચ સપ્તર્ષયો દ્વીપવનાનિ સપ્ત ।
ભૂરાદિકૃત્વા ભુવનાનિ સપ્ત કુર્વન્તુ સર્વે મમ સુપ્રભાતમ્ ।

કલિનાશ મંત્ર :- કર્કોટકસ્ય નાગસ્ય દમયન્તા નલસ્ય ચ ।
ઋતુપર્ણસ્ય રાજર્ષે. કીર્તનમ્ કલિનાશનમ્ ॥

સંકટ નાશન :- હરં હરિં હરિશ્ચંદં હનુમન્નં હલાયુધમ ।
પંચકં વૈ સ્મરે ન્નિત્યં ઘોર સંકટ નાશનમ્ ॥

ૐ પરબ્રહ્મ :- ૐકારં બિન્દુ સંયુક્તં નિત્યં ધ્યાયન્તિ યોગિન ।
કામદં મોક્ષદં ચૈવ ૐકારાય નમો નમઃ ॥

પરમાત્માનું ધ્યાન :- જન્માદ્યસ્ય યતો અન્વયાદિ તરત:
યર્થેષ્વ ભિજ્ઞ: સ્વરાટ ।
તેને બ્રહ્મ હૃદાય આદિકવયે મુહ્યન્તિ યત્ સૂરય: ॥
તેજોવારિમૃદાં યથા વિનિમયો યત્ર ત્રિસર્ગો મૃષા ।
ધામ્ના સ્વેન સદા નિરસ્તકુહકં સત્યં પરં ધીમહિ ॥

ગુરુ :- બ્રહ્માનન્દ પરમ સુખદં કેવલં જ્ઞાનમૂર્તિં ।
દ્વન્દ્વાતીતં ગગન સદૃશં તત્ત્વમસ્યાદિ લક્ષ્યમ્ ॥
એકં નિત્યં વિમલ મચલં સર્વદા સાક્ષિ ભૂતં ।
ભાવાતીતં ત્રિગુણરહિતં સદ્ગુરૂં તં નમામી ॥

ચતુર્ગકાર :- ગીતા ગંગા ચ ગાયત્રી ગોવિન્દેતિ હૃદિ સ્થિતે ।
ચતુર્ગકાર સંયુક્તે પુનર્જન્મ ન વિદ્યતે ॥
ગંગા ગીતા ચ સાવિત્રી સીતા સત્ય પતિવ્રતા ।
બ્રહ્માવલિ બ્રહ્મવિદ્યા ત્રિસન્ધ્યા મુક્તગેહિની ॥
અર્દ્ધમાત્રા ચિદાનન્દા ભવધ્ની ભ્રાન્તનાશિની ।
વેદત્રયી પરાનન્દા તત્ત્વાર્થ જ્ઞાન મંજરી ॥
ઇત્યેતાનિ જપે ન્નિત્યં નરો નિશ્ચલ માનસઃ ।
જ્ઞાનસિદ્ધિ લભે ન્નિત્યં તથાન્તે પરમં પદમ ॥

સ્નાન વખતે પવિત્ર : ગંગા સિંધુ સરસ્વતી ચ યમુના ગોદાવરી નર્મદા ।
નદીઓનું આવાહન :- કાવેરી સરયૂ મહેન્દ્ર તનયા ચર્મણ્વતી વેદિકા ॥
ક્ષિપ્રા વેત્રવતી મહાસુર નદી ખ્યાતા જયા ગંદકી ।
પૂર્ણા: પૂર્ણ જલૈ: સમુદ્ર સહિતા. કુર્વન્તુ મે મંગલમ ॥

**વિભાગ ૩ જો સમાપ્ત**



# વિભાગ-૪ થો

## — શ્રી બહુચરાજી દેવસ્થાનનું નિર્માણ —

### શ્રીમંત સરકાર માનાજીરાવ ગાયકવાડના પરચાથી મંદીરનો શિલાલેખ :-

શ્રી બહુચરાયૈ નમઃ સંજયતિ સિંધુર વદનો દેવો યત્પાદ પંકજ સ્મરણમ્ વાસર મણિરિવ તમસાં રાશિં નાશયતિ વિઘ્નનામ્ ॥.

સંવત ૧૮૩૯ વર્ષે શકે ૧૭૦૫ પ્રવર્તમાને વૈશાખ માસે કૃષ્ણપક્ષે દશમ્યાં રવિવારે તદ્દિને રાજાધિરાજ શ્રીમંત દામસિંહ તત્સુત સેના ખાસખેલ શ્રી ફતેસિંહરાવ તસ્યાનુજ શ્રીમંત માનાજીરાવ ગાયકવાડે શ્રી બહુચરાજી માતાજીની આજ્ઞાથી નવીન મંડપ સિદ્ધ કરાવ્યો. તે મંડપની પ્રતિષ્ઠા કરવા માટે શ્રીમંતે પોતાના આશ્રિત ધરના બ્રાહ્મણ અમદાવાદથી રાજગુરૂ બ્રાહ્મણ નથુ ભટ્ટ તથા સાડોદરા હરિભાઈ પાઠક વિગેરે બ્રાહ્મણો દ્વારા પ્રતિષ્ઠા કરાવી છે. આ મંડપના કારીગર પાટણના ગર ચકુ માધવ તથા ગર જગજીવન ભુલા તથા છુવાર એ મંડપ પરિપૂર્ણ આસો સુદ ૧૦ રવિવારે થયેલ છે, આ મંડપના કામ ઉપર દેખરેખ રાખનાર વડોદરાના રહીશ શ્રીમાળી બ્રાહ્મણ વ્યાસ શ્રી અંબારામ વજેરામ હતા.

### શ્રીમંત માનાજીરાવ ગાયકવાડે તેમને સફળતા મળવાથી મંદિર બાંધવાની પ્રેરણા :-

શ્રીમંત સરકાર માનાજીરાવ ગાયકવાડ કડી પ્રાંતના સુબા તરીકે કડીમાં રહેતા હતા. તે સમયે ચુંવાળમાં ચોર લૂંટારાનો ભય વિશેષ

હતો. આથી શ્રીમત માનાજીરાવ ચોર લૂંટારાની શોધખોળ માટે પ્રવાસ કરતાં શ્રી બહુચરાજી માતાજીના વરખડીવાળા સ્થાનકે સંવત ૧૮૩૭ ઇ. સ. ૧૮૭૧માં આવી પહોંચ્યા. આ સ્થળ તે વખતે અપ્રસિદ્ધ અને ગુપ્ત હતું. અહીં તેમણે આરામ માટે મુકામ કર્યો. તેમને પાઠાનું દર્દ હતું. તે ઘણી દવાઓ કરવા છતાં મટતું નહોતું. આ સંબંધમાં ત્યાંના પૂજારી સાથે વાતચીતમાં તેણે (પૂજારીએ) શ્રીમતાજીની માનતા રાખવાનું જણાવ્યું. અહીંની પ્રસિદ્ધ તલાવડીની માટી શ્રીમાતાજીનું સ્મરણ કરી લગાડવાનું કહ્યું. પછી તે લગાડવાથી ફક્ત આઠ જ દિવસમાં તેમનું ભયંકર પાઠાનું દર્દ જડમૂળથી મટી ગયું.

આથી શ્રીમંતને શ્રીમાતાજી ઉપર શ્રદ્ધા બેસવાથી શ્રીમંતે શ્રી બહુચરાજી માતાજીની નમ્ર ભાવથી શ્રદ્ધાપૂર્વક સ્તુતિ કરી અને કહ્યું કે "હે માતાજી! મને જો વડોદરાનું રાજ્ય મળશે તો તમારું મોટું નવું દહેરું બંધાવીશ.

આ બનાવ બન્યા પછી થોડા જ સમયમાં શ્રીમંત માનાજીરાવને વડોદરાનું રાજ્ય મળ્યું. ત્યારબાદ શ્રીમંત માનાજીરાવ ગાયકવાડ શ્રીબહુચરાજી માતાજીના દર્શને પધાર્યા અને શ્રી માતાજીને પ્રાર્થના કરી કે હવે આપની આજ્ઞા હોય તો નવીન દેવસ્થાન બંધાવું.

શ્રીમાતાજીની આજ્ઞા મળતાં તેમણે હાલનું મંદિર સંવત ૧૮૩૯ સને ૧૭૮૩માં બંધાવ્યું. મોટું મંદીર તેની આજુબાજુ ચાર બુરજ ત્રણ દરવાજાનો કીલ્લા દીપમાળ બંધાવ્યા.

**દેવસ્થાનનું વર્ણન :—**

મુખ્ય શ્રીબહુચરાજી માતાજીનું મંદિર ઘણું જ ભવ્ય અને વિશાળ છે. તેની લંબાઇ ૧૦૦ ફુટ × ૫૦ ફુટ છે. મંદિર ઉગમણા ભિમુખે આવેલું છે. તેની ઉપર બે ઘૂમટ અને એક શિખર છે.



શ્રીમંત સરકાર માનાજીરાવ ગાયકવાડ વડોદરા સંવત ૧૮૩૯
શ્રી બહુચરાજી માતાનું મુખ્ય ભવ્ય મંદિર બંધાવ્યું

તેની બાંધણી ઘણી જ ઊંચી છે. આની ઉંચાઇ આશરે ૫૬, છપ્પન ફીટ છે. આરસના પગથીયાં ચઢયા બાદ મોટો સભામંડપ આવે છે. તેની ઉત્તર–દક્ષિણ બન્ને બાજુએ જવા-આવવાના માર્ગો છે. આ સભામંડપમાં ભોંયમાં આરસ જડેલા છે. સ્તંભો ઉપર ઘૂમટ બાંધેલો છે. સ્તંભો ઉપર તથા ઘૂમટમાં ઘણાં દેવ–દેવીઓ તથા પૂતળીઓ કોતરેલી છે. તેના ઉપર પાકો રંગ રોગાન થવાથી સુંદર દેખાય છે. આ સભામંડપમાં બ્રાહ્મણ ચંડીપાઠ કરે છે. રાત્રી તથા સાંજના સમયે ભજનમંડળીઓ તથા ભાવિક બહેનો રાસ ગરબા ગાય છે. અહીંથી આગળ જતાં બીજો ઘૂમટ આવે છે તેમાં પણ જવા આવ-વાના બે બાજુ બે માર્ગ છે. તેમાં પાવતી આપનાર દેવસ્થાન તથા ગોલખના કારકુન બેસે છે. બીજી બાજુ હારમોનીયમ વગાડનાર તથા તબલચી બેસે છે. અહીંથી આગળ ચાલતાં એક આડો ચાંદીથી મઢેલો સ્તંભ આવે છે તેની આજુબાજુ બહારના ભાગમાં એક બાજુ નગારું અને બીજી બાજુ શ્રીમાતાજીના નંદા દીપ માટેના ઘીનું પાત્ર રહે છે. અંદરના ભાગમાં એક બાજુ ગોલખની પેટી બીજી બાજુ દેવસ્થાનની પેટી રહે છે. અહીં ભટજી બાધા કરવા બેસે છે. આ સભામંડપમાં ત્રણ દ્વાર ચાંદીથી મઢેલા છે ત્યારબાદ શ્રીમાતાજીનું દ્વાર આવે છે તે ચાંદીથી મઢેલું છે, અહાંથી મુખ્ય મંદીરમાં જવાય છે તેની અંદર સંગેમરમરના પાવાસન ઉપર સુંદર સુશોભીત માતાજીનું સંગેમરમરનું મનોહર સિંહાસન છે. તે ચાંદીના પતરાથી મઢવામાં આવ્યું છે. આ સિંહાસનમાં શ્રી માતાજીનો સુંદર ગોખ છે. તે આશરે ચાર ફૂટ ઊંચાઇએ છે. આની બન્ને બાજુ નંદા દીપની જ્યોત ચોવીસે કલાક પ્રગટેલી રહે છે.

આ ગોખમાં સિદ્ધપીઠમાં ગાયત્રી સ્વરૂપ બાલાયંત્ર (સ્ફટીકનો યંત્ર) છે. તે ઉપર બીજ મંત્ર સહિત સુવર્ણનો યંત્ર છે તેની પૂજા થાય છે.

આ સ્ફટીકનો યંત્ર કાશી (બનારસ) થી મંગાવી તેની પ્રતિષ્ઠા શ્રીમંત સરકાર માનાજીરાવ ગાયકવાડે કરાવેલી છે. આ વખતે આ યંત્રમાં શ્રીમાતાજી બીરાજમાન થયાં છે કે નહીં તેની શ્રીમંત સરકાર માનાજીરાવને શંકા થઇ. એટલે રાત્રે શ્રીમંત સરકારને સ્વપ્ન આપી શ્રીમાતાજીએ જણાવ્યું કે તારો પાણી લાવનારો જળધરીયો મરાઠો છે તે જન્મથી બહેરો-મૂંગો છે. મારી પ્રતિષ્ઠાનો વિધિ પૂરો થાય ત્યારબાદ છડી પોકારવાના સમયે સર્વે લોકો મારી જય, જય બોલે ત્યારે તે જળધરીયો બહેરો-મૂંગો હોવા છતાં બધાની સાથે મારી જય, જય બોલાવશે અને તે બોલતો-સાંભળતો થઇ જશે તે ઉપરથી તારે નક્કી જાણવું કે હું મારા પરિવાર સહિત યંત્રારૂઢિ થઇ છું. આ યંત્રની સ્થાપના બાદ તે ગુપ્ત રાખજે કારણ કે આ યંત્રમાં હું બીરાજેલી હોવાથી એનો સ્પર્શ કોઇ ના કરી શકે માટે એના ઉપર સુવર્ણનો યંત્ર કરી અચલ કરજે.

આ યંત્ર મારા અંશરૂપ છે. એટલે પવિત્ર લોકો તેની પૂજા કરી શકશે.

સને ૧૮૩૭ ની સાલથી આ મંદિરનું બાંધકામ શરૂ થયેલું અને તે સને ૧૮૩૯ માં પરિપૂર્ણ થતાં તેમાં પ્રતિષ્ઠા કરવામાં આવી હતી.

આ વિશાળ દેવસ્થાનની ચારે તરફ ફરતો કોટ, કિલ્લો બાંધવામાં આવ્યો છે. તેને ચાર બુરજો અને ત્રણ મોટા દરવાજા છે.

મુખ્ય દરવાજો દક્ષિણ તરફનો છે અને તે ચોખંડી બુરજમાં આવેલો છે. તેના ઉપર મેડો છે જ્યાં ચોઘડીયાં અને નોબતો વગાડનાર બેસે છે. આ બુરજ ઉપરથી જોતાં ચારે બાજુના દૂર દૂરના ગામડાં અને સપાટ પ્રદેશ નજરે પડે છે.

બીજો દરવાજો ઉત્તર તરફનો છે તેના ઉપર વજેરી છે.

બપોરના બાર વાગે શ્રી માતાજીની ચાંદીની મૂર્તિ શ્રી રતનલાલ

લલ્લુભાઇ તરફથી કરાવી શ્રીજગદંબાને અર્પણ થયેલી છે તેને સુવર્ણના વરખથી રસાવવામાં આવી છે તેના શણગારના સાતેવારે શ્રી માતાજીની સવારીનાં સાત વાહનો ઉપર વારાફરતી દર્શન થાય છે તે રાત્રીના નવ વાગતાં સુધી દર્શન થાય છે.

શ્રી માતાજીના કંપાઉન્ડમાં લીંમડાના વૃક્ષો છે તેની નીચે પાકા ઓટલા છે તેમ જ કંપાઉન્ડમાં ભોંયતળીએ પથ્થરની લાદી ચોઢેલી છે તથા એક પડાળીમાં આરામ માટે પતરાં પણ ચોઢ્યા છે એટલે આખા કંપાઉન્ડનો ઉપયોગ સવાર–સાંજ આરામ માટે કરી શકે છે. રાત્રીનાં શ્રી બહુચરાજી દેવસ્થાનના પાવરહાઉસમાંથી ઇલેક્ટ્રીક લાઈટ થાય છે એટલે રાત્રી રળિયામણી લાગે છે તથા ચોકમાં ભાઇઓ તથા બહેનો ગરબા ગાય છે.

**મધ્યસ્થાનનું શ્રી બહુચરાજી મંદિર :—**

આ મંદિર મરાઠા ફડનવિશે બંધાવેલું છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો છે. મંદિરનો ગોખ ચાંદીના પતરાથી મઢવામાં આવેલો છે તેમાં સ્ફટીકનો યંત્ર છે તેને સુવર્ણના પતરાથી મઢવામાં આવ્યો છે.

મંદિરના કમાડ પણ નવેસરથી ચાંદીના પતરાથી મઢી બનાવવામાં આવ્યા છે.

**અક્ષયપાત્રની દહેરી :—**

સતી દ્રૌપદીને જે અક્ષયપાત્ર શ્રીકૃષ્ણ ભગવાનની કૃપાથી શ્રી સૂર્યનારાયણે આપેલુ તે અક્ષયપાત્ર આ દહેરીમાં છે. આનો જીર્ણોદ્ધાર કરી તેમાં શ્રી સૂર્યનારાયણની મૂર્તિ બનાવી અને તે સતી દ્રૌપદીને અક્ષયપાત્ર આપતા હોય તે પ્રમાણે રચેલી છે તેમાં શ્રી મહાલક્ષ્મીની મૂર્તિ સ્થાપીત કરવામાં આવી છે.

જે રીતે સતીના આ અક્ષયપાત્રથી દુર્વાશા ઋષિ અને તેમના સાઠ હજાર શિષ્યો તૃપ્ત થયા હતા તેવી રીતે અહીં પણ કોઇ પણ બ્રાહ્મણ માતાજીના આ ધામમાં ભૂખ્યો રહેતો નથી.

**શ્રી બહુચરાજી માતાજીનું વરખડીવાળું આદ્યસ્થાન :–**

આ વરખડીના પાન મીઠા છે ભાગ્યે જ કોઇ ઠેકાણે વરખડીના મીઠા પાન હશે. આ વરખડીનું વૃક્ષ પુરાતન છે અને કાયમ લીલું છમ રહે છે.

પ્રાચીન કાળમાં જે સ્થળે શ્રી માતાજીએ બાળાસ્વરૂપે ત્રિશૂલ મારી સજીવન પાણી ઉત્પન્ન કરેલું તે જ આ આદ્યસ્થાન છે.

આ મંદિર ઘણું જ જીર્ણ થઈ જવાથી તેની દિવાલોમાં ફાટો પડી ગઇ હતી તેમ જ ચોમાસામાં ધાબા ઉપરથી મંદિરની અંદર પાણી પડતું હોવાથી પૂજારીને પૂજા કરવામાં ઘણી અડચણ પડતી. તેમ જ શ્રીમાતાજીના ગોખમાં દર્શન વરખડી નીચે બેસીને ફક્ત એક જ માણસથી થઇ શકતાં. આ બધી પરિસ્થિતિનો વિચાર કરી તે વખતના મહેસાણા જીલ્લાના કલેકટર, મે. મહાજની સાહેબને આ બધી પરિસ્થિતિથી વાકેફ કરવા શ્રી બહુચરાજી મૂકામે કમિટી બોલાવેલી ત્યારે આ બધી હકીકત તેમણે જાતે જોઇ તપાસીને તેનો જીર્ણોદ્ધાર શ્રી રતનલાલ લલ્લુભાઇને તેમના ખર્ચે કરવા માટે મંજુરી આપેલી હતી. તેથી તેમણે આ મંદિરમાં જગ્યા વધારી તે મોટુ થાય તે પ્રમાણે તેમ જ અંદરથી અને બહારથી સારી રીતે ગોખના દર્શન થાય તે પ્રમાણે બંધાવ્યુ છે. સંવત ૨૦૧૧.

ગોખનો ભાગ તેની બે બાજુથી સારી રીતે દર્શન થાય અને ગોખનું મહત્ત્વ સચવાય તેવી રીતે ખૂલ્લો કરવામાં આવ્યો છે. આ ગોખ માટે સુંદર મોટું આરસનું સિંહાસન પણ બનાવવામાં આવ્યું છે.

શ્રીમંત માનાજીરાવ ગાયકવાડ વડોદરા તરફથી બનાવરાવેલો.



શ્રી બહુચરાજી માતાના મુખ્ય સ્થાનનો
ચાંદીથી મઢેલો સુંદર ગોખ અને સિંહાસન



શ્રી બહુચરાજી માતાનું શ્રીમંત સરકાર માનાજીરાવ ગાયકવાડે
બંધાવેલું ભવ્ય સુંદર મુખ્ય મંદિર સંવત ૧૮૩૯

ગોખ દેવસ્થાનના ખર્ચે ચાંદીના પતરાથી મઢવામાં આવ્યો છે.

સ્ફટીકના યંત્ર ઉપરનો સુવર્ણના પતરાવાળો યંત્ર ઘસાઇ ગયો હતો તે સંસ્થા તરફથી નવો બનાવી તેની પ્રતિષ્ઠા કરાવી સ્થાપિત કરવામાં આવ્યો છે.

આ વરખડીવાળા મંદિરના ચાંદીથી મઢેલા કમાડ સાયલાના રહીશ પણ હાલમાં અમદાવાદ વસતા શેઠશ્રી મનસુખરામ મગનલાલ તરફથી કરી આપવામાં આવ્યા છે.

આ મંદિરમાં શ્રી માતાજીએ ભક્તોને પરચા આપી તેમના કાર્યની સિદ્ધિ કરેલી તેના રંગીન ચિત્રો ચીતરવામાં આવેલા છે.

---

## — દેવસ્થાન વહીવટની સામાન્ય રૂપરેખા —

### * ઉત્પન્ન સંબંધી *

આ દેવસ્થાનને મળતા ઉત્પન્નના ત્રણ વિભાગ છે.

(૧) દેવસ્થાન (૨) ગોલખ (૩) રેલવે સરચાર્જ

**(૧) દેવસ્થાન ઉત્પન્નમાં** મુખ્યત્વે કુકડાની લાગત, અખંડ દીવા, જીર્ણોદ્ધાર, સેવા અને રૂા. ૯૯–૦૦ ઉપરાંતની ભેટ તથા રૂા. ૨–૫૦ ઉપરાંતની ચીજવસ્તુનો સમાવેશ થાય છે. આ ઉપરાંત મકાનોનું ભાડું તથા **ના સરકાર તરફથી પ્રતિ વર્ષ રૂા. ૧૦૦૫૦/–** (ગામોના બદલામાં બાંધી આપેલ કેશ એલાઉન્સ) મળે છે. બહુચરાજી સ્ટેશનથી આપવામાં આવતી તમામ રેલ્વે ટીકીટો ઉપર પ્રત્યેક ટીકીક દીઠ ૬ (૭) પૈસા રેલ્વે સરચાર્જ લેવાય છે. તેનું ઉત્પન્ન સંસ્થામાં જમા થાય છે. અને ઠરાવેલા હેતુઓ અનુસાર ખર્ચાય છે.

(૨) **ગોલખ ઉત્પન્નમાં** :–લટની બાધાની લાગત, રૂા. ૯૯–૦૦ સુધીની ભેટની રોકડ રકમ અને રૂા. ૨–૫૦ સુધીની ચીજ વસ્તુઓ તથા મંદિર ભેટના છૂટા પૈસા.

## — વ્યય સંબંધી —

(૧) **દેવસ્થાન ઉત્પન્નમાંથી** : દેવસ્થાન મહેકમનો ખર્ચ, શ્રીજીના થાળ, દુરસ્તી, જીર્ણોદ્ધાર, રંગરોગાન, ધર્મશાળા તથા રેસ્ટહાઉસની નિભાવણી વ. નો ખર્ચ કરવામાં આવે છે.

(૨) **ગોલખ ઉત્પન્નમાંથી** : ગોલખ મહેકમનો ખર્ચ, અખંડ દીવાનો અને સદાવ્રત વગેરેનો ખર્ચ જતાં બચત રકમના બે ભાગ પડે છે. એક ભાગ દશ આનીનો હોય છે. જેના હક્કદાર એક પાટણના બારોટ છે જ્યારે ૭ આનીનો ભાગ કમાળીઆઓને મળે છે.

(૩) **રેલ્વે સરચાર્જ** : આ ઉપરાંત સંસ્થાના રેલ્વે સરચાર્જ-માંથી નીચેની સંસ્થાઓ નિભાવવામાં આવે છે. અગર તો મદદ અપાય છે.

(૧) બહુચર વાટિકા તથા મંદિરના ચોગાનના બગીચા (બાગ)ની નિભાવણીનો ખર્ચ.

(૨) મંદિરના ચોગાનની તથા માનસરોવરની સાફસફીનો ખર્ચ.

(૩) ઈલેકટ્રીક રોશની બહુચરાજી સાર્વજનિક પુસ્તકાલયને વાપરવા મકાન અને તે ઉપરાંત રોકડ મદદ, બહુચરાજી પ્રસુતિગૃહ મકાન વાપરવા ઉપરાંત રોકડ મદદ, બહુચરાજી વિદ્યોત્તેજક મંડળને મકાન વગેરેમાં મદદ, બહુચરાજી દવાખાના માટે મકાન તથા તેનો દુરસ્તી ખર્ચ વગેરે

## — શ્રી દેવસ્થાન મહેકમ સંબંધી —

દેવસ્થાન તથા ગોલ્લખના વહીવટ માટે જુદુ જુદુ મહેકમ (સ્ટાફ) રાખવામાં આવે છે. અકંદરે ત્રણ મહેકમ છે અને તેમનો ખર્ચ જે તે ઉત્પન્નમાંથી પડે છે બધાને પગાર આપવામાં આવે છે. એટલે કે કર્મચારીઓનો કોઇ વારસાઇ હક્ક કે ઇજારો નથી.

મુખ્ય–મંદિરમાંના પૂજારી, છડીદાર સાગ્રીત, પ્રક્ષાલી, હારમોનિયમવાળા, તબલાં બજાવનાર, શરણાઇ વગાડનાર, પટાવાળા વગેરે બધા ય દેવસ્થાનના પગારદાર માણસો છે.

બધા ય કામની દેખરેખ અને વહીવટ માટે નીમવામાં આવેલ કારભારીની મદદમાં કારકુનો પણ છે અને તેમનું કાર્યાલય દેવસ્થાન કંપાઉંડમાં જ આવેલું છે. દેવસ્થાનમાં એક દેવસ્થાન કારકુન અને ગોલખ ઉત્પન્ન મેળવવા એક કારકુન અને ભટ્ટજીને બેસાડવામાં આવે છે.

## શ્રી માતાજીના મંદિરની પૂજનની દૈનિક વિધિ

શ્રી જગદંબાની સવારમાં ષોડશોપચારી પૂજા થાય છે અને શ્રી સુક્તથી અભિષેક કરવામાં આવે છે અને આરતી પછી શીરાનો બાળભોગ ધરાવાય છે. સાડા દશ વાગે લાડુ–દાળ–ભાત–બે શાક–ખીર અને પાનનું બીડું માતાજીને ધરાવવામાં આવે છે. ત્યારપછી જગદંબાના યંત્રરાજનું ષોડશોપચાર પૂજન કરીને બાર વાગે કૂકૂટ-વાહનની મૂર્તિ અનેક શણગારોથી સુસજ્જ રીતે પધરાવવામાં આવે છે. તે રાત્રિના સાડા આઠથી નવ સુધી રાખવામાં આવે છે. શ્રી માતાજીના સાતવારના સાત વાહનો છે તે દરેક વારે જુદા જુદા વાહનો ઉપર શણગાર થાય છે. સાયંકાળની પૂજા આરતી કરીને પૂરી–શાક દૂધનો થાળ ધરાવાય છે.

માતાજીની સેવા પૂજાનો પગાર તથા પૂજાપા વગેરેના ખર્ચની રકમ પૂજારીને માસિક પગાર સાથે અપાય છે. તહેવારોમાં જુદાં જુદાં ભોજન થાળમાં ધરાવાય છે. રવિવારે પણ એક વિશેષ થાળ થાય છે. અને રોજ મીષ્ટ ભોજનનો થાળ સંસ્થા તરફથી નિયમિત ધરાવવામાં આવે છે.

## -- શ્રી માતાજીનું નવરાત્ર ઘટસ્થાપન --

આસો સુદી એકમ અને ચૈત્ર સુદી એકમે નવરાત્રિમાં ઘટસ્થાપન કરવામાં આવે છે. તે વિધિ સંસ્થાના વિદ્વાન બ્રાહ્મણો શાસ્ત્રોક્ત વિધિથી કારભારી હસ્તક કરાવે છે આસો સુદ ૮ ના દિવસે સંસ્થા તરફથી દેવીયજ્ઞ પણ થાય છે. આસો સુદ ૧૪ ના દિવસે પણ દેવીયજ્ઞ થાય છે. દશેરાના દિવસે શુભ મુહૂર્તમાં ઘટસ્થાપનનું ઉત્થાપન થાય છે. તે વખતે બીજાં મંદિરોમાં પણ પૂજન થાય છે અને નૂતન ધ્વજારોપણ કરવામાં આવે છે આ વખતે ગામના સંભાવિત ગૃહસ્થો અને યાત્રિકો હાજર રહે છે. ચૈત્ર સુદ ૧૦ ના રોજ ઘટનુ ઉત્થાપન થાય છે

## -- શ્રી માતાજીમાં અન્નકૂટ અને સંઘો --

ભાવિક લોકો સંઘના સ્વરૂપમાં પ્રતિ વર્ષ આવતા હોય છે અને તેઓ એક બે દિવસ રહી માતાજીના ગુણગાન ગાઈ પરત જાય છે. કેટલાક લોકો શ્રીજી આગળ અન્નકૂટ ધરાવે છે અને તે પ્રસાદ શકય તેટલા વધુ ભકતોને વહેંચવામાં આવે છે. અન્નકૂટના માટે સસ્થા શકય તેટલો સહકાર પણ આપે છે.

શાળા–મહાશાળાના વિદ્યાર્થીઓ, બાલમંદિરનાં બાળકો વગેરેની પ્રવાસ ટુકડીઓ પણ અત્રે આવે છે.

દેવસ્થાન અંગેના સ્થાનો :—

## — શ્રી નીલકંઠેશ્વર મહાદેવ —

શ્રીજીના મુખ્ય દેવાલયની ઉત્તરમાં એક નાનું શિવાલય છે. અલ્લાઉદ્દીન બાદશાહને સિદ્ધપુરના બ્રાહ્મણોએ ચમત્કાર દર્શન માટે માતાજીના સ્થાનમાં આવવા કહેલું. તે હકીકત આગળ માતાજીના ચમત્કાર દર્શનમાં આવી ગઇ છે. તે મુજબ જે ૨૭૨ બ્રાહ્મણો આવેલા તે બ્રાહ્મણોએ સિદ્ધપુરમાં જેમ નીલકંઠેશ્વર મહાદેવ હતા. તેમ અહીં પણ મહાદેવની સ્થાપના કરેલી. આ રીતે આ નીલકંઠ મહાદેવનું સ્થાન અહીં થયેલું છે. તેમ હકીકત કહેવાય છે.

## — શ્રી નારસીંગ વીરનું સ્થાન (ભૈરવ મંદિર) —

પૂર્વકાલથી શક્તિઓના સ્થાનમાં ભૈરવોનું સ્થાન અવશ્ય રાખવામાં આવે છે. તે પરંપરાને લઇને અહીં પણ શ્રી બાલાત્રિપુરા સુંદરીના મંદિરમાં પણ મુખ્ય સ્થાનના સમીપમાં આ વીરનું મંદિર આવેલું છે. શક્તિના આ ઉપાસકોએ વીરનું પૂજન કરવું પણ જરૂરી છે. અને તેમની પૂજાથી જ દેવી પૂજનની પૂર્ણતા મનાય છે. આ મંદિરમાં પણ માતાજીનો ગોખ અને આંગી રખાય છે. ઘણા લોકો સ્થાન આગળ પણ બાધા તથા કૂકડાની બાધા પણ કરે છે.

## — શ્રી માતાજીનો સુંદર ભવ્ય યજ્ઞમંડપ —

માતાજીના મુખ્ય મંદિર આગળ આરસના પગથિયાંની સન્મુખ યજ્ઞયાગાદિકાર્યો માટે એક ભવ્ય ટાઇલ્સ ચોડેલો ભવ્ય સુંદર યજ્ઞમંડપ નવીન બનાવવામાં આવ્યો છે. આ યજ્ઞમંડપમાં સંસ્થા તરફથી થતા હવનો, યજ્ઞો તેમ જ ભાવિક યાત્રિકો તરફથી થતા યજ્ઞો, નવચંડી, શતચંડી વિગેરે થાય છે.

આ માટેની જરૂરી સુવિધાઓ સંસ્થા તરફથી શકય તેટલી પૂરી પાડવામાં આવે છે. અને તેથી ઘણી હોમાત્મક નવચંડી-શતચંડી વિગેરે અહીં યોજાય છે.

## -- ચાચર --

માતાજીને રમવાનું સ્થાન તેને ચાચર કહેવામાં આવે છે. આ સ્થાન યજ્ઞમંડપ આગળ આવેલ છે. ત્યાં ઘણી સ્ત્રીઓ ગરબા ગાય છે. અને તેના સમીપમાં ભવાઇ થાય છે. હોમ યજ્ઞાદિક પ્રસંગોએ ક્ષેત્રપાલ બલિદાન આ ચાચરની સમીપમાં અર્પણ થાય છે.

(પુરાણા કાળમાં આ સ્થળે બલીદાન આપવામાં આવતું હતું.)

## -- શ્રી ગણપતિ મંદિર --

શ્રી બહુચરાજીમાં દેવસ્થાનની પૂર્વે બગીચો હતો. તેમાં ગણ-પતિનું મંદિર હતું. તે તદ્દન જીર્ણ અવસ્થામાં હોવાના કારણે અને શકિત પીઠના સ્થાનમાં ગણપતિ મંદિર હોવું આવશ્યક હોવાને કારણે એક ગણપતિ મંદિર માતાજીના મુખ્ય સ્થાનમાં પ્રવેશતાં આરસના પગથિયાંવાળું ડાબા હાથે બનાવેલ છે. તેમાં તે જ ગણપતિની મૂર્તિ પ્રતિષ્ઠિત કરવામાં આવી છે. અને નિયમિત સેવા, પૂજા, શણગાર વિગેરે થાય છે.

## -- કાચરોલીયા હનુમાન --

શ્રી બહુચરાજી માતાના દેવાલયની બાજુમાં ગોસાંઇ બાવાનો મઠ હતો. તે મઠના એક પવિત્ર બ્રહ્મચારી હનુમાનજીના ઉપાસક હતા. એક દિવસ તેઓ કાચરોલ (બહુચરાજી નજીકનું ગામ) ગામે ગએલા. ત્યાં હનુમાનજી તેમના ઉપર પ્રસન્ન થયા અને જગદંબાના મંદિરની સમીપમાં આવવા ઇચ્છા પ્રદર્શિત કરી મહંતે સાથે લઇ

જવા કબૂલ્યું. અને તેમની ટચલી આંગળી પકડી તેઓ પધાર્યા અને માતાજીના મંદિરની ડાબી બાજુએ પોતે વાસ કર્યો. આ હનુમાનજી બહુ ચમત્કારી ગણાય છે. અને ઘણા ભાવિકો તેઓની બાધા રાખે છે.

## — ધર્મશાળા અને પરબ —

મંદિરના કંપાઉન્ડમાં કમાબાઇ શીર્કેની ધર્મશાળા અને શેઠ શામળ બેચરની ધર્મશાળા એ નામે ઓળખાતી ધાબાવાળી ધર્મશાળાઓ છે. જે યાત્રિકો અલ્પવિરામ માટે ઉપયોગમાં લે છે. એક પરબ પણ એક દાતા તરફથી ચાલે છે. ગૈનાબાઇની ધર્મશાળા છે. જેમાં પૂજારી ભટ્ટજી તથા દેવસ્થાનના કલાર્કો રહે છે.

## — અન્ય શિવાલયો —

આ સિવાય મંદિરના કંપાઉન્ડમાં શ્રી શહેરીઆ મહાદેવ, ગુપ્તેશ્વર મહાદેવ, ભૂલેશ્વર મહાદેવ અને સિદ્ધનાથ મહાદેવનાં મંદિરો પણ આવેલાં છે.

ચાચરથી પૂર્વમાં પણ એક હનુમાનજીનું મંદિર આવેલું છે. તેમની મૂર્તિ પણ ચમત્કારી મનાય છે.

## — દીપમાળ —

મંદિરની ઉત્તર બાજુએ બે માળની દીપમાળ અષ્ટકોણવાળી અને ઉપરથી ઘુમટવાળી આવેલી છે તહેવારના દિવસોએ તથા ભાવિક યાત્રિકોની ઉત્કંઠાથી પ્રસંગોપાત તેમાં રોશની કરવામાં આવે છે. રોશનીના ઝળહળાટથી આ સ્થળ બહુ સુશોભિત જણાય છે. અને દર્શનાર્થીઓમાં આનંદ પ્રગટે છે.

## -- માન સરોવર --

મંદિરના પશ્ચિમ દરવાજાની બહાર પ્રાચીન બાંધણીનું પત્થરથી બાંધેલું એક સરોવર છે. ત્યાં મંદિરમાંથી બાધાવાળા બાળકોની લટ લેવડાવ્યા બાદ, મુંડન કરાવી, સ્નાન કરાવવામાં આવે છે અને ઘણા શ્રદ્ધાવાળા ભાવિકો પણ સ્નાન કરે છે. અને ઘણાના રોગો મટી જાય છે. તેવું મનાય છે. આ સરોવર શ્રીમંત માનાજીરાવ ગાયકવાડે બંધાવેલું છે.

## દેવસ્થાન તથા મકાનોના માપ તથા કઈ સાલમાં બાંધવામાં આવ્યા તેની વિગત :--

**૧ વરખડીવાળા આદ્યસ્થાનનું માપ :-**

૧૯ ફૂટ લાંબું × ૧૫ ફૂટ પહોળું

ગોખ :- સોલંકી નરેશ તેજપાલે સંવત ૭૮૭ માં બંધાવ્યો.

મંદિર :- સનખલ રાજવીએ સંવત ૧૨૦૮ માં બંધાવ્યું.

**૨ મધ્યસ્થાન :-** ૧૨ ફૂટ લાંબું × ૧૦ ફૂટ પહોળું

**૩ દીપમાળ :-** અષ્ટકોણ તેમાં દરેક ભાગ ૫ ફૂટ – ૬ ઇંચ પહોળો
સંવત ૧૮૬૪ માં બંધાવ્યો.

**૪ યજ્ઞ મંડપ :-** ૨૪ ફૂટ પહોળો × ૨૪ ફૂટ લાંબો
સંવત ૨૦૨૪ માં બંધાવ્યો.

**૫ માન સરોવર :-** ૬૪ ફૂટ લાંબું × ૬૧ ફૂટ પહોળું
સંવત ૧૮૩૬ માં બંધાવ્યું.

શ્રીમંત સરકાર માનાજીરાવ ગાયકવાડે બંધાવેલું



શ્રી માતાજીનું માન સરોવર સંવત ૧૮૩૬
શિવાલયો તથા કાલિકા મંદિર

શ્રી બહુચરાજી દેવસ્થાનમાં પ્રાચીન અક્ષયપાત્ર



શ્રી દ્રૌપદીને શ્રી સૂર્યનારાયણે આપેલાં અક્ષયપાત્રવાળી દહેરી.


યાત્રીઓની સગવડ માટે શુદ્ધ ભોજનનું
શ્રી બહુચરાજી ભોજનાલય
સંવત ૨૦૨૩
સને ૧૯૬૭

# -- શ્રી બહુચરાજી દેવસ્થાન સલાહકાર કમિટી --

આ કમિટી મહેરબાન રા. રા. મહેસાણા જિલ્લાના કલેકટર સાહેબ શ્રી રમેશચંદ્ર દેસાઇ સાહેબે, બહુચરાજીના વહીવટકર્તા સરકારી અધિકારીઓ અને ગોલખના ભાગીદારો વચ્ચે સરકારમાં કેસ ચાલ્યો ત્યારે ત્યાંના વહીવટ માટે કરોકટી ઊભી થવાથી આ બાહોશ કલેકટર સાહેબે એક કમિટી હુકમ અંક ૨૦૯-૧-૫૪ તા. ૯-૫-૧૯૫૪ થી નીમવાનું ઠરાવવામાં આવ્યું અને તેમાં સ્થાનિકમાંથી મુખ્ય બે-જિલ્લામાંથી બે-માતાજીના સેવકોમાંથી ત્રણ સ્થાનિક કારભારી અને મુખ્ય શ્રી કલેકટર સાહેબ એમ કુલ નવ સભ્યોની સંસ્થાના વિકાસ અને ઉત્કર્ષ તથા સુવ્યવસ્થિત ચાલે તે માટે નીમવામાં આવેલી છે :—

હાલના સભ્યોની નામાવલી નીચે મુજબ છે :—

૧ પ્રમુખશ્રી; મહેસાણા કલેકટર સાહેબ, શ્રી હનુમંતરાયભાઇ ઓઝા
૨ શેઠશ્રી ચંદ્રકાન્ત મોતીલાલ જગાભાઇવાળા, અમદાવાદ મીલ એજન્ટ
૩ ,, હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી ,, ,,
૪ ,, રતનલાલ લલ્લુભાઈ ,, વેપારી
૫ શ્રી પ્રહલાદજીભાઇ હરગોવનદાસ પટેલ, બહુચરાજી, તા. પં., પ્રમુખ
૬ ,, મોહનભાઇ હરીભાઇ પટેલ, ઊંઝા
૭ ,, પ્રતાપભાઇ મોતીભાઇ ચૌધરી, ધીણોજ
૮ ,, સરપંચશ્રી; બેચર ગ્રામ પંચાયત, બહુચરાજી
૯ ,, મંત્રી-કારભારી, શ્રી બહુચરાજી દેવસ્થાન

## — કોટ–દરવાજા —

મંદિરની ચારે બાજુએ કોટ–કિલ્લો (બુરજવાળો) આવેલો છે. ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમમાં મોટા દરવાજા પણ આવેલા છે. દક્ષિણ દરવાજા ઉપર શ્રીજીનું ટકોરખાનું આવેલું છે. તેમાં નગારાં–શરણાઇ વગેરે વાદ્યો વધાડવામાં આવે છે. આ કોટ–કિલ્લો શ્રીમંત માનાજીરાવ ગાયકવાડે કરાવ્યા છે.

## — કારભારી કાર્યાલય —

મંદિરના કંપાઉન્ડમાં પૂર્વ તરફના ભાગના કોટને અડીને એક કાર્યાલય છે. જેમાં કારભારીની ઓફિસ આવેલી છે. અને શ્રીમાતાજીની ગાદી છે. તદુપરાંત રેકર્ડ રૂમ તથા જામદારખાનાના રૂમો પણ ત્યાં જ છે. અને ત્યાં સતત પહેરો રખાય છે. મકાનની આગળના ભાગમાં એક સુશોભિત બગીચો આવેલો છે. આ બગીચાનાં ફૂલો માતાજીના ઉપયોગમાં આવે છે.

## — કૂકડાઘર —

આ બગીચાની બાજુમાં શ્રી માતાજીના કૂકડા માટે કૂકડાઘર સુંદર રીતે આધુનિક ઢબથી બાંધવામાં આવ્યું છે.

## -- બહુચર વાટિકા --

મંદિરના ઉત્તર દરવાજાની બાજુએ બહારના ભાગમાં એક નાનો બાગ બનાવવામાં આવ્યો છે. જેમાં યાત્રિકોને બેસવા સારું ઓટલા, બાંકડાનાં સાધનો દાતાઓ તરફથી તૈયાર થયેલ છે. વચ્ચે એક ફુવારો પણ દાતાઓએ બનાવરાવેલ છે. એકંદરે આ બગીચો પણ સ્થાનની શોભામાં વૃદ્ધિ કરે છે. આનું પ્રવેશદ્વાર આકર્ષક રીતે બનાવવામાં આવેલ છે.

## — ઇલેકટ્રીક-રોશની પાવર હાઉસ —

શ્રી માતાજીના દેવાલય, બીજાં નાનાં દેવાલયો અને કંપાઉન્ડમાં ઇલેકટ્રીક રોશની કરવામાં આવે છે. અને આ માટે દેવસ્થાનનું સ્વતંત્ર પાવરહાઉસ બહુચરવાટિકાની પશ્ચિમે આવેલું છે. આ પાવરહાઉસથી લાઇટ પૂરી પાડવામાં આવે છે. શ્રી માતાજીની પાલખી જે રસ્તે પસાર થાય છે તે પાકા રોડ ઉપર અને રેલ્વે સ્ટેશન તથા દવાખાના સુધી લાઇટની વ્યવસ્થા કરવામાં આવી છે.

## — ધર્મશાળા-દુકાનો —

મંદિરની માલકીની ત્રણ ધર્મશાળાઓ છે. જે પૈકી એક કાલરીના રસ્તાવાળીની ઓરડીઓ ભાડે અપાય છે. અને બીજી ધર્મશાળા (કિમિયાગરવાળી એ નામે ઓળખાતી) પડી ગએલી અને તદ્દન જીર્ણ અવસ્થામાં છે તથા સોનીવાળી ત્રીજી ધર્મશાળાના નામે ઓળખાતી ખુલ્લી જમીન છે. આજ સ્થળે યાત્રીઓ માટે એક સુંદર કેન્ટીન બાંધવામાં આવી છે.

માતાજીના મંદિરના ઉત્તર તથા દક્ષિણ દરવાજા બહાર સંસ્થાની માલકીની દુકાનો આવેલી છે અને તે પણ વાર્ષિક ભાડે અપાય છે.

## -- શ્રી બહુચર ભોજનાલય --

સંસ્થાન તરફથી વિશાળ જગ્યામાં ધર્મશાળાઓમાં એક લાખ જેવી માતબર રકમનો ખરચ કરી અને યાત્રિકોની સગવડ સારું એક અદ્યતન મકાન ભોજનાલય સારું મંદિરના દક્ષિણ દરવાજા બહાર બાંધવામાં આવ્યું છે. આ ભોજનાલયમાં સંપૂર્ણ રીતે પવિત્રતા અને સ્વચ્છતા જાળવવામાં આવે છે. શ્રી માતાજીનો રાજભોગ જેવા સાયં-ભોગ આ ભોજનાલયમાંથી જ તૈયાર કરીને ધરાવવામાં આવે છે. યાત્રીઓના ભોજનની વાનગીઓ સંપૂર્ણ આરોગ્યતા જળવાય તે ધોરણે જ તૈયાર થાય છે ભોજનના દર વાજબી જ રાખવામાં આવે છે. તમામ વસ્તુઓ સારી વાપરીને વાનગીઓ બનાવવામાં આવે છે. એક વરસમાં સરાસરી સીત્તેર હજાર જેટલા માણસો આ ભોજના-લયનો લાભ લે છે. આનો વહીવટ શ્રી બહુચરાજી દેવસ્થાન તરફથી જ થાય છે.

## -- દેવસ્થાનનું રેસ્ટહાઉસ --

દેવસ્થાનની માલકીનું એક રેસ્ટહાઉસ બાંધકામ ખાતાના રેસ્ટહાઉસની જોડે આવેલું છે. જે દક્ષિણું દરવાજાથી સીધી દિશામાં આવેલું છે. તે સાથે ત્યાં રસોડાની રૂમો તથા પગીની રૂમો પણ સંસ્થાની માલકીની છે.

## -- દવાખાનું --

ગામમાં આવેલ સરકારી દવાખાનું પણ સંસ્થાની માલકીનું છે. અને તેનો વહીવટ સરકાર હસ્તક છે. તેની સાથે એક પ્રસૂતિ-ગૃહની યોજના આકાર લઇ રહી છે.

## — પુસ્તકાલય —

બહુચરાજીમાં આવેલ સાર્વજનિક પુસ્તકાલય સંસ્થાની માલીકીનું છે. અને તેનો વહીવટ એક કમિટી દ્વારા થાય છે. પુસ્તકાલયને સંસ્થા તરફથી સહાય પણ અપાય છે.

## — પ્રાથમિક શાળા —

ગામમાં આવેલ પ્રાથમિક શાળાનું મકાન પણ દેવસ્થાન માલકીનું છે. અને શાળાના બાળકોના સાહિત્યોમાં પણ સહાય અપાય છે. આ મકાન પ્રસૂતીગૃહ માટે અર્પણ કરવામાં આવ્યું છે.

## — રેલ્વે સ્ટેશન અને બસ સ્ટેશન —

બહુચરાજીમાં રેલ્વે સ્ટેશન અને એસ. ટી. નું બસ સ્ટેન્ડ છે. એટલે કે તે રેલ્વે વ્યવહાર અને બસ વ્યવહારથી સંકળાએલ છે. આ ટ્રેન તથા બસના સમય જાણવા માટે એક સમયપત્રક બોર્ડ મંદિરના કંપાઉન્ડમાં રાખવામાં આવ્યું છે.

---

## — વહીવટ સંબંધી પૂર્વ ઇતિહાસ —

સંસ્થાન શ્રી બહુચરાજી માતાજીના ગોલખનું જે ઉત્પન્ન આવતું હતું તે લેવાનો હક્ક કાલરીના ગરાશીયા તથા કમાલીયાનો હતો. તેઓ તે ઉત્પન્નમાંથી મંદિર અંગેનો ખર્ચનો અમુક ભાગ તથા સદાવ્રતનો ખર્ચ જે થાય તે બાદ જતાં જે બચત રહે તે અંદર અંદર વહેંચી લેતા હતા.

શ્રીમંત સરકાર ખંડેરાવ મહારાજા સાહેબના વખતમાં શ્રીજીના ઉત્પન્ન બાબત તકરાર ચાલી અને તે તકરારનો છેવટ નિકાલ નેક નામદાર દિવાન સાહેબ રાજા સર. ટી. માધવરાવના વખતમાં ઇ. સ. ૧૮૭૭ થી કાલરીના ગરાસીઆનો દશ આની અને કમાલીઆનો ૭ આની એ પ્રમાણે ગોલખના ખર્ચના બજેટ પ્રમાણે થયેલો ખર્ચ ઇજારાના ઉત્પન્નમાંથી બાદ જતાં જે સીલીક રહે તે વહેંચી આપવા હુકમ અંક ૩૧૯ તા. ૬–૫–૧૮૭૭ નો થયેલો છે. પરંતુ પાટણના ઇનામદાર બારોટ અમરસિંહ ત્રીકમસિંહની લહેણી રકમ કાલરીના ગરાસીયા પાસે હોવાથી તેમના ઉપર દાવો કરતાં હુકમનામુ થઇ તે પેટે ગોલખનો ભાગ લીલામ થઇ સંવત ૧૯૬૬ ની સાલથી તે સદર ગરાશીયાનો હક્ક બારોટ અમરસિંહજીના કબજામાં છે. એટલે દશ આનીના હક્કદાર તરીકે ઇનામદાર બારોટ અમરસિંહજી ત્રીકમસિહજી છે અને ૭ આનીના હક્કદાર કમાલીયા છે.

**ગોલખ બાબત :—**

ગોલખ વહીવટ પ્રથમ હક્કદારો કરતાં હતાં પરંતુ અંદર અંદર તકરારના કારણે ગોલખનો વહીવટ શ્રીમંત સરકાર મલ્હાવરાવ મહારાજે સંવત ૧૯૨૮ ની સાલમાં તેમનાં પુત્રી શ્રીમંત કમાબાઇ શીર્કે સાહેબને હસ્તક સોંપાયેલો. આ પ્રમાણે ગોલખનો કરેલો વહીવટ સંવત ૧૯૩૩ સુધી શ્રીમંત કમાબાઇ શીર્કે સાહેબ કરતાં હતાં ત્યારબાદ સંવત ૧૯૩૩ થી સંવત ૧૯૩૬ સુધી કડી અને પાટણ મહાલ વહીવટદાર હસ્તક વહીવટ રહેતો. સંવત ૧૯૩૬ થી ગોલખનો વહીવટ બંધ થઇ ઇજારો આખો વહીવટ શ્રીમંત સરકાર તરફથી નીમાયેલા કારભારી તરફથી થાય છે. આ પદ્ધતિ સંવત ૧૯૩૬ થી તા. ૩૦–૬–૧૯૫૪ સુધી ચાલી અને તા. ૩૦–૬–૧૯૫૪ થી ઇજારા પદ્ધતિ રદ કરવામાં આવી છે.

**દાગીના કમિટી :—**

સંસ્થાન શ્રી બહુચરાજી માતાના નાદુરસ્ત દાગીનાની દુરસ્તી કરાવવાના કામો તથા નીરૂપયોગી દાગીના ગળાવવાના કામે એક સમિતિની નિમણૂક મે. રા. રા. સરસુબા સાહેબે કરેલી. તેમાં સેવક વર્ગના સભાસદ અને મે. રા. રા. મહેસાણા પ્રાંત સુબા સાહેબ (દેવસ્થાન શાખા) નો હુકમ અંક ૨૧૩/૪૨–૪૩ થી નીમવામાં આવી હતી. તે સને ૧૯૫૪ માં વિસર્જન કરવામાં આવી છે.

**દેવસ્થાન વહીવટ ઇનામી ગામો :—**

શ્રીમંત સરકાર માનાજીરાવ ગાયકવાડે મંદિર બંધાવી આપ્યું. અને તેના કાયમ નિભામણી ખર્ચ માટે બેચર, શનખલપુર, ડોડીવાડા આ ત્રણ ગામો અર્પણ કરી આ ગામોની આવક શ્રી માતાજીના અંગેના ખર્ચમાં વાપરવા આપેલાં હતાં.

આ ઇનામી ગામો હજુર હુકમ અંક ૩૨/૫ તા. ૨૪–૧–૧૯૩૩ થી ખાલસા કરવામાં આવ્યાં છે. અને તેના બદલ દેવસ્થાનના મહીમા અને વૈભવને ખામી ન આવે તેના બદલ ગામોની નિવલ બચત રહેતી રકમ રૂા. ૧૦૦૫૦/ વાર્ષિક નિભાવણી તરીકે નિમણૂક બાંધી આપવામાં આવી છે. જેમાંથી દર વર્ષે ખર્ચનું અંદાજ પત્રક અધિપરત્વે મંજુર થઇ રીતસર ખર્ચ કરવામાં આવે છે.

---

## — ભવાઇની સમજૂતી —

શ્રી માતાજીની સન્મુખ તેમની આરાધના નિમિત્તે જુદા જુદા વેશ ભજવવામાં આવે છે તેને ભવાઇ કહે છે. ભવાઇને માટે જાતર શબ્દ પણ વપરાય છે. ગુજરાતમાં ભવાઇના વેશ બહુ જાણીતા છે.

માતાજીના ચાચરમાં એકઠા થયેલા માના બાળકો માની લીલાના વેશ ભજવી આનંદ સાથે માની આરાધના કરે છે.

ભવાઇના ધાર્મિક વેશમાં કાળકાનો વેશ, બહુચરાનો વેશ, ગણપતિનો વેશ, કહાન ગોપીનો વેશ વગેરે મુખ્ય છે. પાછળથી ભવાઇના વેશમાં સમાજિક કટાક્ષોવાળા વેશો પણ ભજાવવા લાગ્યા અને અશ્લીલ શબ્દપ્રયોગો તથા ચેનચાળા વડે ભવાઇ વગોવાવા લાગી. પણ મૂળ ભવાઇના વેશોમાં આવું નહિવત હતું.

ગુજરાતમાંથી પૂર્ણિમાના મેળાઓ વખતે શ્રી બહુચરાજી માતાનાં દર્શને આવતા યાત્રીઓના સંઘો રાત્રે ચાચરના ચોકમાં ભવાઇ કરે છે. આ ભવાઈ સામાન્ય રીતે નીચે પ્રમાણે યોજાય છે :—

**૧. માગસર, ચૈત્ર, આસોમાં**—વીરમગામવાળા સંઘની ભવાઇ તથા કડીવાળા સંઘની.

**૨. ફાગણ અને અસાડમાં** – અમદાવાદવાળા સંઘની. **આ ભવાઇ** ધંધાદારી પ્રયોગની નહિ, પણ માતાજીને રીઝવવા માટેની ભક્તિભાવનાની એક આરાધનરૂપે થાય છે.

---

**શ્રી માતાજીના દેવસ્થાનની કોટની અંદર આવેલી સંસ્થાની સ્થાવર મીલકત :—**

૧ શ્રી માતાજીનું મુખ્ય ભવ્ય કલાત્મક મંદિર.

(ગાયકવાડ સરકારવાળું)

૨ „ વરખડીવાળું આદ્યસ્થાન મંદિર. (સલખનરાજવાળું)

૩ „ મધ્યસ્થાનવાળું (મરાઠા ફડનવીશવાળું મંદિર.)

૪ શ્રી ગણપતી મંદિર.
૫ „ નારસંગવીર (ભૈરવ) નું મંદિર.
૬ „ નીલકંઠ મહાદેવનું મંદિર.
૭ „ શહેરીઆ મહાદેવ.
૮ „ સિદ્ધનાથ મહાદેવ.
૯ „ સમાધિવાળી દહેરી ગુપ્તેશ્વર મહાદેવ.
૧૦ „ સમાધિવાળું દહેરુ ભૂલેશ્વર મહાદેવ.
૧૧ „ કાચરોલીયા હનુમાનનું મંદિર.
૧૨ „ ચાચર આગળનું શ્રી હનુમાનજીનું મંદિર.
૧૩ „ ચાચર.
૧૪ „ યજ્ઞશાળા (મંડપ)
૧૫ „ અક્ષયપાત્રની દહેરી.
૧૬ „ કારભારી કચેરી તથા જામદારખાનું
૧૭ „ શામળદાસ બહેચરદાસની ધર્મશાળા
૧૮ „ ગયનાબાઇની ધર્મશાળા (જેમાં દેવસ્થાન સ્ટાફ રહે છે.)
૧૯ શ્રીમંત કમાબાઇ શીર્કે સાહેબની ધર્મશાળા જેમાં ભોજનાલયની શરૂઆત કરવામાં આવી હતી.
૨૦ શ્રી માતાજીનો બગીચો.

## -- ભક્ત શ્રી વલ્લભ ભટ્ટજીનું સ્થાન --

શ્રી માતાજીના મુખ્ય મંદિરના બરાબર સન્મુખ પૂર્વ દિશામાં શ્રી જગદ્ અંબા બહુચરાજીના પરમ ભક્ત (દેવીભક્ત શિરોમણિ)

શ્રી વલ્લભ ભટ્ટજીનું મકાન આવેલ છે. તેમાં શ્રી માતાજીનો ગોખ સ્થાપેલ છે. તે મોજુદ છે. જે ગોખની બરાબર સપાટીએથી શ્રી માતાજીની અખંડ જ્યોતોનાં દર્શન થઇ શકે એવી રચના તેમાં થયેલી છે.

## કોટ બહારની સંસ્થાની મિલકત :—

૧ કોટની બહારની બજારમાં દુકાનો નંગ ૩૦) ત્રીસ.

૨ કીમિયાગરની ધર્મશાળાની કોટ બહારની દુકાનો નંગ ૩૦) ત્રીસ.

૩ સોનીની ધર્મશાળાના નામથી ઓળખાતો પ્લોટ–૧
કીમિયાગરની પડી ગયેલી ધર્મશાળાનો પ્લોટ–૧
નવું વિશાળ મકાન બાંધી શ્રી બહુચરાજી ભોજનાલય શરૂ કરવામાં આવ્યું છે.

૪ કાલરીના રસ્તા ઉપરની ધર્મશાળા (જેમાં સરકારી નોકરો રહે છે.)

૫ કાલરીવાળી ધર્મશાળાની સામેનો ખુલ્લો પ્લોટ હાલમાં ભાડે આપેલો છે.

૬ માન સરોવર.

૭ માન સરોવર પાસેનો જમીનનો પ્લોટ હાલમાં ભાડે આપેલો છે.

૮ ઇલેક્ટ્રીક પાવર હાઉસનું મકાન તથા તે અંગેની મશીનરી :– ૧૮ હોર્સ પાવરનું ગાર્ડનર ઓઇલ એન્જિન નંગ–૧ શેઠ શ્રી રમણલાલ લલ્લુભાઇ તરફથી ભેટ મળેલું છે. ૩૦ હોર્સ પાવરનું હાઇસ્પીડ લીસ્ટર ઓઇલ એન્જિન નંગ–૧ એક ૨૭.૫ K. V. A. A. C. જનરેટર G. E. C. કંપનીના નંગ–૨

૧૦ પાવર હાઉસ જોડે મકાન નંગ–૨

૧૧ તલાવ ઉપરનો બગીચો.

૧૨ તલાવ ઉપરની દહેરી નંગ – ૧

૧૩ તલાવ ઉપરની દુકાનો નંગ – ૬ ૭

૧૪ રેસ્ટ હાઉસ આઉટ હાઉસીઝ સાથે.

૧૫ લાયબ્રેરીનું મકાન નંગ – ૧

૧૬ દવાખાનાનું મકાન ખુલ્લા કંપાઉન્ડ તથા આઉટ હાઉસીઝ સાથે નં. ૧

૧૭ શ્રી બહુચરાજી પ્રાથમિક ગુજરાતી શાળાનું મકાન. (જે સરકાર ખર્ચથી ચાલે છે.) તે પ્રસુતીગૃહ માટે અર્પણ કરવામાં આવ્યું છે.

---

## શ્રી બહુચરાજીમાં યાત્રીઓને ઉતરવાની ધર્મશાળાઓ

૧ શેઠ મોતીલાલ હીરાભાઈની ધર્મશાળા

૨ દરજી લોકોની ધર્મશાળા

૩ કંદોઇ ભાણજીભાઇ દામજીભાઇની ધર્મશાળા

૪ મોઢ ચાંપાનેરી ઘાંચીની ધર્મશાળા (માઢ)

૫ શેઠ પોપટલાલ વસાની ધર્મશાળા

૬ સોનીની ધર્મશાળા (અમદાવાદવાળાની)

૭ મહેસાણાવાળા જાની મફતલાલવાળી ધર્મશાળા

૮ કડીવાળાની ધર્મશાળા

૯ મહેસાણાવાળાની ધર્મશાળા

૧૦ શેઠ છોટાલાલ હીરાચંદની ધર્મશાળા

૧૧ પંચાલ ભુલાભાઇ હીરાચંદની ધર્મશાળા

૧૨ જેકોરબેન બાપાલાલ સાકરવાળાની ધર્મશાળા

૧૩ મફાતી ભુવન

૧૪ ખત્રીની ધર્મશાળા

૧૫ કડીયાનું ડહેલું

૧૬ વસાની ધર્મશાળા

૧૭ સુરદાસજી બ્રહ્મચારી આશ્રમ (વસાનું બોરીંગ)

૧૮ સોનીની ધર્મશાળા (પાટણવાળાની)

૧૯ પાટણના મોઢ મોદીની ધર્મશાળા (ઘાંચીની વાડી)

૨૦ બહુચરાજી ચાર ગામના ઐા. સ. બ્રાહ્મણોની વાડી

૨૧ હરીજનોનો સર્વોદય આશ્રમ

૨૨ હરીજનોની ધર્મશાળા

૨૩ મહુડીવાળાની ધર્મશાળા

૨૪ ભક્તિ ભુવન

૨૫ પ્રજાપતિની ધર્મશાળા

૨૬ મોચી લોકોની ધર્મશાળા

૨૭ મનુભાઇ પંચાલની ધર્મશાળા

૨૮ બ્રહ્મક્ષત્રીઓની વાડી

૨૯ દૂધીયા ચાંપાનેરી કાળીને માઢ

૩૦ ભંગી લોકોની ધર્મશાળા

૩૧ નાઇ લોકોની ધર્મશાળા

૩૨ કડીયા લોકોની ધર્મશાળા

૩૩ સરકારી આરામ ગૃહ

૩૪ જીનગરની ધર્મશાળા

## — સ્વતંત્ર સંસ્થાઓ —

૧ શેઠ નવીનચંદ્ર મફતલાલવાળું બોરીંગ

૨ શ્રી બહુચરાજી જીનીંગ એન્ડ પ્રેસીંગ ફેક્ટરી

૩ શીવ શક્તિ એન્જીનીયરીંગ વર્ક્સ

૪ ફ્લોર ફેક્ટરીઓ

૫ બહુચરાજી સર્વોદય હાઈસ્કૂલ

૬ બાલમંદિર

૭ વિદ્યાર્થી છાત્રાલય (શેઠ નાનાલાલ મંછારામની ધર્મશાળા)

**શ્રી બહુચરાજી તથા બેચર ગામની વસ્તી**
**આશરે સંખ્યા : ૨૬૦૦**

---

## — કેટલાંક બાંધકામની સાલવારી —

| | |
|---|---|
| મુખ્ય મંદિર | સંવત ૧૮૩૫ થી ૧૮૩૬ |
| માનસરોવર | સંવત ૧૮૩૬ |
| દીપમાળ | સંવત ૧૮૬૪ |
| શેઠ શામળદાસ બેચરદાસની ધર્મશાળા | સંવત ૧૮૮૦ |
| કોટ તથા દરવાજા | સંવત ૧૮૮૮ |
| દવાખાનું | સંવત ૧૯૬૫ |
| શાળાનું મકાન | સંવત ૧૯૬૫ |

---

# — શ્રી માતાજીના મેળાની માહિતી —

**મેળા :-** દર પૂર્ણિમાએ મેળો ભરાય છે.

**મોટા મેળા :-** ચૈત્ર, **અસાડ અને** આસો.

૧ ચૈત્ર પૂર્ણિમાએ મોટો મેળો ભરાય છે તેમાં આશરે એક લાખ માણસ આવે છે.

૨ અસાડી પૂર્ણિમા ઉપર ઉચ્ચ કોમનો મેળો ભરાય છે. સંઘો આવી નિશાન ચઢાવે છે.

**શ્રી માતાજીની સ્વારી :-** વર્ષમાં ૫ દર વખત નીકળે છે. રાતના નવ વાગતાં મૂર્તિને ખૂબ શણગાર કરી પાલખીમાં પધરાવી દક્ષિણ તરફના દરવાજામાં થઇ સવારી કાઢવામાં આવે છે. શ્રી માતાજીની સેવામાં પાલખીવાળા–પૂજારી બ્રાહ્મણો, ચમ્મર ઢોળનાર, ચોપદાર, છત્રીવાળો, આબદાગીરીવાળો, મસાલચી, નિશાનવાળો, ઢોલી, સીંગાડીઓ, અમલદારો, સ્થાનિક અધિકારીઓ, પોલીસ, જમાદાર, પહેરાવાળા, ગૃહસ્થો, ભક્તો સેવકો વગેરે હોય છે. પાલખી પાછળ મોટા પ્રમાણમાં બહેનો અને ભજન મંડળીઓ, ગરબા અને આનંદ ગીતો ગાતાં હોય છે તેથી સ્વારીની શોભા આલ્હાદદાયક લાગે છે.

**ચૈત્ર અને આસોની સ્વારી :-** આ બે મોટી સ્વારીઓ શ્રીમાતાજીનું વિશ્રાંતિ સ્થાન જ્યાં શ્રી માતાજીના પગલાં છે ત્યાં શનખલપુર સુધી જઇ તે ગામની પ્રદક્ષિણા ફરી રાતના એક વાગ્યાના સુમારે પાછી બહુચરાજીમાં આવે છે.

**દશેરાની સ્વારી :-** સાંજના ચાર વાગતાં બેચર ગામમાં જઇ સમીપૂજન કરી પાછી બહુચરાજીમાં આવે છે.

**નવરાત્રી આઠમની સ્વારી :-** આસો સુદ ૮ અને ચૈત્ર સુદ ૮ અને બાકીના દશ મેળાની સ્વારી બહુચરાજી ગામની પ્રદક્ષિણા ફરી માનસરોવર ઉપર થઇ સ્વારી પાછી બહુચરાજી મંદિરમાં આવે છે.

**પલ્લી :-** શ્રી જગદંબાની પલ્લી આસો સુદ ૮ તથા ચૈત્ર સુદ ૮ ના રોજ ભરવામાં આવે છે. રાત્રીએ મંડપમાં ખંડ ભરવામાં આવે છે અને કેટલાક ભક્તો પોતાના અંગત પ્રશ્નોનું ગુપ્ત રીતે સમાધાન કરે છે.

**હવન :-** શ્રી માતાજીના હવનશેડમાં દેવસ્થાન તરફથી આસો સુદ ૮ તથા ચૈત્ર સુદ ૮ ના રોજ હવન કરવામાં આવે છે.

---

## શ્રી બહુચરાજીમાના કવિભક્ત શ્રી વલ્લભ ભટ્ટજી

શક્તિ ભક્ત શિરોમણિ કવિરાજ શ્રી વલ્લભ ભટ્ટજીના પિતા ગુજરાતની રાજધાની રાજનગર (અહમદાવાદ) ના તે વખતનાં ચોવીસ પરાં પૈકીના એક પશ્ચિમ દિશામાં આવેલા નવાપુરા નામના પરામાં રહેતા હતા. તેમનું નામ શ્રી હરિ ભટ્ટ હતું. તેમનો સામવેદ, કૌથુની શાખા ગૌતમગોત્ર અને ગૌતમ આંગીરસ તથા બાર્હસ્પત્ય પ્રવર હતાં જ્ઞાતિએ ભટ્ટમેવાડા બ્રાહ્મણ હતા. શ્રી હરિ ભટ્ટજી શ્રી જગદંબાના પરમ ભક્ત હતા. તેમનાં પવિત્ર ધર્મપત્ની શ્રીમતી ફુલ-કોરબાઇ હતાં. તે પણ તેવાં જ શ્રીમાતાજીની ભક્તિમાં તત્પર હતાં. આ દંપતીને બે પુત્ર હતા. મોટો મુળજી અને નાનો માધવજી નામે હતા. પરંતુ આ બંને ઉછાંછળા અને તોફાની નીવડયા. તેથી સાત્વિક માતાપિતાને ઘણો અસંતોષ થયો. આથી ઘડપણમાં પાળે એવી પવિત્ર સુપાત્ર પ્રજાને માટે પોતાની ઇષ્ટ શ્રી જગદંબા આગળ

યાચના કરવા લાગ્યાં શ્રી ભગવતીએ એ યાચના સ્વીકારી. શ્રીમાતાજીએ સ્વપ્નામાં જણાવેલી મુદત પ્રમાણે સંવત ૧૬૯૬ ના જગદંબાના પ્રધાન તહેવાર નવરાત્રીની દુર્ગાષ્ટમી આસો સુદ ૮ ને પુષ્યાર્ક યોગમાં સાત માસ અને સાત દિવસ પૂરા થઇ જતાં ધન્યકુક્ષી શ્રીમતી કુલકોરબાઇએ યુગલરૂપ (જોડકાના) બે પુત્રરત્નનો જન્મ આપ્યો તેમાંના એકનું નામ વલ્લભરામ અને બીજાનુ નામ ધોળારામ રાખ્યું હતું. માતાપિતાના લાલનપાલન નીચે તે બન્ને પુત્રો અશ્વિની કુમારની પેઠે વૃદ્ધિ પામતાં પાંચ વર્ષના થયા એટલે તેમને જનોઈ દેવામાં આવી.

તેમને નજીકની પર્ણકુટીમાં રહેતા એક શ્રી પરમાનંદ સ્વરૂપ નામે બ્રહ્મચારીજી પાસે વિદ્યાભ્યાસ માટે મૂકવામાં આવ્યા. બે વર્ષ લગી બ્રહ્મચારીજીએ એ બન્ને ભાઇઓને ભણાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો છતાં તેમને કાંઇ પણ આવડયું નહીં તેથી છેવટે થાકીને તે બ્રહ્મચારી મહારાજે ' જાવ કલીઓ " ! તમે વિદ્યાધ્યયનને યોગ્ય નથી. તમે તમારે ઘેર જાવ–એમ કહીને કાઢી મૂકયા. આમાં આ બાળકોને માતાપિતા અને બ્રહ્મચારીજીની ગેરસમજથી અન્યાય થયેલો જણાય છે. પાંચથી સાત વર્ષની ઉમ્મરમાં તો બાળક ભણી શકે એવો તેમનો બુદ્ધિ વિકાસ ન થાય, તેથી તેમને પઠન માટે કેવલ નાલાયક સમજવા એ અયોગ્ય અને ઉતાવળિયું સ,હસ ગણાય. વિદ્યાધ્યયન અને ઉપ- વિતનો સમય લગભગ આઠ વર્ષમાં શાસ્ત્રોએ જ રાખેલો છે. પણ આ બાળકો બ્રહ્મચારીજી પાસેથી મળેલા નવાર્ણ મંત્રીના બીજ અક્ષ- રોનો જપ શ્રદ્ધાપૂર્વક બાળક બુદ્ધિથી નિરંતર કરતા હતા તેને પ્રતાપે પાંચ વર્ષ અને પાંચ માસ અને પચીસ દિવસે જપ તે નિરંતર જપ કરતાં હતાં ત્યાં એકાંતમાં એકાએક એક દિવ્યવાણી આકાશવાણી સાંભળવામાં આવી. તેમણે તે દિશામાં નજર કરી તો તેમને શ્રી જગદંબાની શ્રી બાળા સ્વરૂપે ઝાંખી થઇ પણ શ્રી જગદંબાના

અસહ્ય તેજથી તેઓની આંખો અંજાઇ ગઇ. તેથી મસ્તક નમાવી દઇ તેઓશ્રી શ્રીબાળા બહુચરાના ચરણારવિન્દનું ધ્યાન કરતા બેઠા. પણ શ્રી જગદંબાએ તેમનો નિજ જન તરીકે અંગીકાર કર્યો. આ વખત શ્રી વલ્લભરામને શ્રી જગદંબાએ કહ્યું કે મારાં સાક્ષાત દર્શન કરી લ્યો. હું પ્રસન્ન થવા જ પ્રગટી છું. હે બાળકો ! નેત્રો ઉઘાડી દર્શનનો પરમ આનંદ મેળવો.

આ સાંભળી શ્રી વલ્લભ ભટ્ટજીએ કહ્યું કે માજી આપનું તેજ ખમી શકવા અમે અશક્ત છીએ. ત્યારે શ્રી માતાજીએ કહ્યું કે શક્તિ પ્રત્યક્ષ વિદ્યમાન છતાં અશક્તિના પ્રાદુર્ભાવનો ભય હોય જ નહિ. માટે નેત્ર ઉઘાડી જુઓ ! આ પ્રમાણે માજીની આજ્ઞા થતાં બન્ને ભાઈઓએ શ્રી માતાજીના દર્શન કર્યા. શ્રી માતાજીએ કહ્યું કે મારા દર્શન કલ્યાણકારી હોવાથી તમારી જે ઇચ્છા હોય તે માંગી લ્યો. વલ્લભ ભટ્ટજીએ કહ્યું કે તમારા દર્શન સિવાય કશાની જરૂર નથી. એટલે પછી અમારે બીજું માંગવાનું શું રહ્યું ?

શ્રી માતાજીએ કહ્યું: દર્શન ઉપરાંત બીજું કાંઇ માંગો તો ઈચ્છિત સિદ્ધિ પ્રાપ્ત થાય તમે બોલ્યા. આ સાંભળી માતાજીના બાળ સેવકો નમ્રતાથી કહેવા લાગ્યા: સિદ્ધિ માત્ર આપના દર્શનમાં જ સમાયેલી છે જો નિત્ય આનંદના રસભર જ રહેવાય તો પછી જગતના બીજા ક્ષણિક પદાર્થો શુ કામના છે ? આ સાંભળી શ્રી માતાજીએ આજ્ઞા કરી કે જ્યારે તમને આનંદની જ ઇચ્છા છે તો આ આનંદની હમેશાં અખિલ જગતના ભકતોને યાદ રહી શકે એ માટે આનંદનો ગરબો રચો, જેમાં આનંદ શકિત સદા કાયમ રહેશે.

'માડી અમો તો અભણ છીએ તો પછી આનંદનો ગરબો અમે કેવી રીતે ગાઇએ ?" બાળકોએ માતાજીને પૂછ્યું માતાજીએ પ્રેમથી કહ્યું :- "તમે કશું ભણ્યા નથી, પણ હું તમારી જીભના અગ્રભાગે વાણીરૂપે બીરાજિત છું. માટે તમે નિઃશંકપણે જે વાણીનો

પ્રવાહ વહેવા લાગે તે વ્યવહારમાં લાવો. તમો એઉ મહાન સાક્ષરને પણ મોહ પમાડો તેવી વાણીના પ્રકાશક આજથી થયા છો એમ માનજો.”

આ પ્રમાણે શ્રીમાતાજીનું વરદાન પામવાથી શ્રી વલ્લભ ભટ્ટજીએ તુરત જ આનંદના ગરબાનું પદ શરૂ કર્યું. સંવત ૧૭૦૯ ફાગણ સુદ ૩ બુધવાર તે વખતે વલ્લભ ભટ્ટજીની ઉંમર માત્ર તેર વર્ષની હતી.

ભટ્ટ મેવાડા બ્રાહ્મણો અસલ રાજસ્થાન મેવાડના રહીશો છે. પણ મુસલમાનોએ ચીતોડ ઉપર આક્રમણ કર્યું ત્યારે ત્યાં વસતા મેવાડા બ્રાહ્મણો ગુજરાતમાં આવી વસ્યાં. તેમની જ્ઞાતિના ઇષ્ટદેવ શ્રી એકલિંગજી મહાદેવ છે. તેમનું મુખ્ય મંદિર ઉદેપુર પાસે આવેલું છે. તેમનો પાટોત્સવ ફાગણ સુદ ૧૪ ના રોજ ઉજવવામાં આવે છે. ભક્ત વલ્લભ ભટ્ટ મેવાડના શ્રીનાથજીના દર્શને ગયા ત્યારે ત્યાં મંદિરમાં તેમનાથી અસાવધપણે ખૂણામાં થૂંકાઇ ગયું. ત્યારે ત્યાં લોકોએ તેમનો ફિટકાર કર્યો. તે વખતે તેમણે ધીરજથી કહ્યું ‘હું કાંઇ જાણી જોઇ થૂંક્યો નથી.’ ને તેમ છતાં મા–બાપના ખોળામાં છોકરાં કદીક થૂંકે છે તો તેથી તે કાંઇ આટલાં બધાં રીશે ભરાતા નથી !’

મંદિરવાળા બોલ્યા ‘મા સહન કરે, પણ બાપ સહન ન કરે.’ આ તો શ્રીનાથજી બાપનું ધામ છે. આ ઉપરથી વલ્લભ ભટ્ટે વિચાર્યું ‘બાપના કરતાં માનું વહાલ વધારે છે. માટે આજથી હવે હું માનો જ ભક્ત બનીશ.’ એમ કહીને એ આરુઢ દેવી ભક્ત બન્યા.

બીજે પ્રસંગે એવું બન્યું કહેવાય છે કે શ્રીનાથજીના દર્શન કરવા એ ફરીથી ગયા ત્યારે શ્રીનાથજી બાવાને પ્રાર્થના કરી કે તમે મને જગદંબા સ્વરૂપે દર્શન આપો. તે જ સમયે શ્રીનાથજી

બાવાએ નાકમાં નથની પહેરી શ્રીમાતાજી સ્વરૂપે તેમને દર્શન આપ્યાં હતાં. એમ કહે છે અને હાલ પણ આજ સ્વરૂપે છે.

---

શ્રી વલ્લભ ભટ્ટજી વડનગરમાં પરણ્યા હતા. તેમને ચાર સંતાન થયાં હતાં. પણ તે બધા તેમની હયાતીમાં જ ગુજરી ગયા હતાં. છતાં તેમનું અંતઃકરણ સદા શ્રી જગદંબાની ભક્તિમાં જ નિમગ્ન હોવાથી તેઓશ્રીને તે બાબતમાં કોઇ જાતનો હર્ષશોક કદિ પણ થએલો નહિ.

તેમના સંકટના પ્રસંગોએ શ્રી જગદંબાએ તેમની લાજ રાખવા પરચા બતાવેલા છે, તેમ જ તેઓશ્રીની વાણી સફળ કરી પોતાના ભક્તનું બિરૂદ જાળવવા માટે શ્રી જગદંબાએ અન્ય જનોનાં પણ કાર્ય કરેલાં છે.

હજુ પણ તેઓશ્રીના રચેલા આનંદના ગરબાની દરેક કડીમાં શ્રી ચંડીપાઠના દરેક શ્લોકની પેઠે મંત્ર સામર્થ્યના પરચા મળે છે. એમ શ્રદ્ધાળુ સજજનો શાખ પૂરે છે.

---

**શ્રી ચક્રના ગરબાની રચના :- કર્તા શ્રી વલ્લભ ભટ્ટજી**

સાચા ભક્તને જગતમાં પજવનારા પણ હોય છે. તે પ્રમાણે શ્રી વલ્લભ ભટ્ટજીને પણ પજવનારા હતા. શ્રી વલ્લભ ભટ્ટજી શ્રી સનાતન ધર્માનુસાર શ્રી શક્તિ પંચાયતને માનનારા હતા અને શક્તિ સંપ્રદાયના દક્ષિણ માર્ગ પ્રમાણે પૂજા વિધાનને અનુસરનાર હતા. તેમ છતાં તેમના ઉપર તે વામ માર્ગી હોવાનો ખોટો આરોપ મૂકનારા તેજોદ્વેષી મનુષ્યો પણ હતા. પણ પોતાની રક્ષક શ્રી બાળા બહુચરાજી સમર્થ છે એવા સંપૂર્ણ અવલંબન પર રહેનાર શ્રી વલ્લભ ભટ્ટજી તો

તેઓ પ્રત્યે પણ સાત્વિક ભાવથી વર્તતા, તેનો લાભ લઇ કેટલાક બ્રાહ્મણોએ શ્રી ભટ્ટજીને વગોવવાનો અને હલકા પાડવાનો ષડયંત્ર રચ્યો. તે યંત્ર બેધારી તલવાર જેવો હતો. તેઓએ વલ્લભ ભટ્ટજીને જઇને એવું કહ્યું કે – જો તમને શ્રી ભગવતી પ્રસન્ન હોય, અને તમે શ્રી ભગવતીનું સર્વ રહસ્ય જાણતા હો તો કૌલમતાનુસાર શ્રી ચક્રના ગરબાની શીઘ્ર રચના કરો. તે પરીક્ષકોના મનમાં એવું હતું કે જો ભટ્ટજી એ ગરબો ન બનાવી શકે તો લોકમાં તેઓની શ્રી દેવીભક્ત તરીકે જે માન્યતા છે તે ઉખેડી નાંખવા એમ કહીશું કે દેવીભક્ત તરીકે ખોટા ઢોંગ કરે છે. શક્તિની ભક્તિમાં તે કાંઇ જ સમજતા નથી. જો એવો ગરબો બનાવે તો તેમનું વગોવણું કરવું કે એ તો કૌલમતને અનુસરનાર મકારવાદી વામી છે. શ્રી ભટ્ટજીએ નિખાલસ દિલથી કહ્યું :- ભાઇઓ !

શ્રી જગદંબા તો દેવ–દાનવ સર્વને પૂજ્ય છે. સૌ–સૌ પોતાના અધિકાર પ્રમાણે માને પૂજે છે. હું તો અભણ બ્રાહ્મણ હોવાથી ફક્ત સનાતન આદિ વૈદિક–દક્ષિણ મત પ્રમાણે અને તેમાં પણ કેવળ ભક્તિથી જ ભક્તવત્સલા શ્રી બાળાને કાલાવાલા કરવા ગાંડી–ઘેલી લવરી કરું છું. શ્રી જગતજનનીનું રહસ્ય પૂરું તો બ્રહ્માદિક પણ જાણતા નથી. તો હું પામર કોણ માત્ર ? દક્ષિણ માર્ગનું અને ભક્તિનું તો આપ સૌની ઇચ્છા પ્રમાણે કહો તો બોબડું તોતડું આરડી જાઉં. કૌલ સંપ્રદાયીઓ પણ મારે તો એક જ માના જણ્યા ભાઇ છે. તેમના અધિકાર પ્રમાણે તેમને પણ હું તો ચાહું છું–કોઇને ધિક્કારતો નથી પણ મને તો મારા દક્ષિણ વિધાનનું જ જ્ઞાન છે.

પરીક્ષકો :– ત્યારે એમ જ કબૂલ કરો ને કે તમને શ્રી માતાજી હાજરા હાજુર નથી. અથવા છે તો તમારાં માતાજી સર્વજ્ઞ નથી.

ભટ્ટજી :– મારા જેવા કપૂતને શ્રી માતાજી પ્રત્યક્ષ ક્યાંથી હોય ?

અને હુ પોતે પણ અલ્પજ્ઞ પામર છું. એ તો હું હાથ જોડીને કહી શકું. પણ મારી મા સર્વજ્ઞ નથી એમ તો હું શી રીતે કબૂલ કરું ?

પરીક્ષકો :- એમ હોય તો વામ માર્ગના વિધાન પ્રમાણે શ્રીચક્રનો ગરબો રચી બતાવો.

પોતાની ઇષ્ટ દેવીના બિરૂદનો આ પ્રશ્ન થઇ પડવાથી શ્રી જગદંબાનું સ્મરણ કરી શ્રી વલ્લભ ભટ્ટજીએ શ્રી ચક્રના ગરબાનું શીઘ્ર કાવ્ય તુરતા તુરત લખાવવા માંડયું. શ્રી ભટ્ટજી બોલતા ગયા અને પરીક્ષકો પોતાના બીજા મળતીઆઓને સાક્ષી રાખી લખી લેતા ગયા. વર્ણાશ્રમ ધર્મના ખંડનનાં અને વામી બ્રાહ્મણોના ખંડનમાં શ્રી ભટ્ટજી ઉપદેશ કરતા અને કવિતાઓ લખતા હતા. તેથી તેના વામમાર્ગી બ્રાહ્મણો પણ તેઓશ્રીને પોતાના જેવા જ ઠરાવવાને માટે આ પરીક્ષકોના પ્રપંચમાં સામેલ થયા હતા. આ પ્રપંચમાં શ્રી ભટ્ટજીના વિરોધીઓની આ મંડળી પોતે લખી લીધેલા. શ્રી ભટ્ટજીએ રચેલા ગરબા ઉપરથી તેઓશ્રીને વામમાર્ગી શકિત તરીકે વગોવવાનું કામ એવી કુનેહ અને ખંતથી એ લોકોએ કર્યું કે શ્રી ભટ્ટજીની નિન્દા આ દોરંગી દુનિયામાં થવા લાગી. કેટલાક વિરોધીઓએ ભલી-ભોળી નાતને પણ તેમની વિરૂદ્ધ ચગડોળે ચઢાવી. આથી આ પવિત્ર સાચા બ્રાહ્મણ ભટ્ટજીને જે મૂંઝવણ થઇ હતી તેનો ચિતાર તેમણે કળિયુગના ગરબાની ૧૫-૧૬-૧૭-૧૮ મી કડીઓમાં આપ્યો છે.

પરંતુ આ પ્રપંચથી શ્રી ભટ્ટજીને ખૂબ લાગણી થયેલી તેથી શ્રી માતાજી આગળ તેમણે કકળીને ફરીયાદ કરેલી. શ્રી માતાજીએ તેમનું જે સાંત્વન કરેલું તે પ્રસંગનું કાવ્ય સુરતી વૈદ્ય શ્રી હિમતશંકર અંબાશંકરે ભટ્ટજીના હસ્તલિખિત કાવ્યોમાંથી ઉતારેલું તે નીચે પ્રમાણે છે :—

## — શ્રી વલ્લભ ભટ્ટજીનું —

### * રાંકનું રૂદન *

હું તો વાંક વિનાનો રાંક, બાળક તુજ બહુચરી;
આવી આળ શિરે આડો આંક, કહું શું કરગરી ? ૧

જગજનની તારાં બાળ, રૂડાં ભૂંડાં જગતમાં;
તે સૌની તું છે પ્રતિપાળ, ગણી લે છે ભગતમાં. ૨

મેલાં માડી જાયાં બાળ, તેનો ભાઇ હું ઠર્યો;
તેથી મેલો ઠર્યો આવ્યું આળ, ત્યારે દુઃખ ઉચર્યો. ૩

નિજ અર્ભકનાં આચરણ, જાણે સહુ માવડી;
શુદ્ધ બ્રાહ્મણ તારે શરણ, પૂરો સાખ્ય આ ઘડી, ૪

પીએ વારૂણી થઇ વિપ્ર તે તો સતા થાય છે:
તારું નિરપરાધી બાળ વૃથા વગોવાય છે; ૫

આવી વસમી વેળાએ હો આઇ ! સેવકને સાચો કરો.
નીર ખીર જુદા કરી, આંહી વલ્લભનું મહેણું હરો. ૬

શ્રી વલ્લભ ભટ્ટે લાંબા અને ટૂંકા એવા પુષ્કળ ગરબા રચ્યા છે. સુંદર રાગ રાગણીમાં તે રચ્યા છે. તે કીર્તનો તેમની કવિતાનું અણમોલું અંગ છે. લાંબા ગરબાં મહાદેવીની ભકિત, શણગાર, શોભા, આનંદ, ભકિત અને માહાત્મ્ય વર્ણવનારા છે. પ્રત્યેકના અંતમાં કવિ દેવીની કૃપા પામે છે. એમના દેવીના ગરબાઓમાં શણગારનો, રંગનો, ધનુષધારીનો, આનંદનો, શ્રી ચક્રનો, આરાસુરનો, ગાગરનો વગેરે ગરબા ખૂબ જાણીતા છે. કવિની ઝડઝમક મનોરંજક છે. માતાજીની પૂજા ઉપરાંત સામાજીક વિષયના અને શ્રી રાધાકૃષ્ણ સંબંધી પણ તેમણે ગરબા રચ્યા છે. કળિયુગનો ગરબો અને કજોડાના ગરબા જાણીતા છે.

વલ્લભ ભટ્ટજીએ ગાગરના ગરબામાં જે વિરાટ કલ્પના ગૂંથી છે તે આશ્ચર્યજનક છે તે તેમની કવિત્વ શકિતની દ્યોતક છે. શ્રી બાલાત્રિપુરા-બહુચરાજીના પીઠસ્થાન તથા માતાજીના ચમત્કારોને ગુજરાતમાં ઘેર ઘેર ગવાતા કરનાર વલ્લભ ભટ્ટ ગુજરાતના શકિત સંપ્રદાયના અપૂર્વ શિલાસ્તંભ સમાન છે.

ઘણું ખરું તે શ્રી બહુચરાજીના ધામમાં જ રહેતા. ત્યાં તેમનું નિવાસસ્થાન આજે મોજુદ છે. તેમના નિવાસમાં બેઠાં બેઠાં જ માતાજીના શ્રી બાલાયંત્રનાં દર્શન થાય તેવી રચના છે. શ્રી માતાજીની આરતી પછી આજે પણ 'વલ્લભ ધોળાની જય' બોલાવવામાં આવે છે તે તેમની લોકપ્રિયતાની સાબિતી છે. બીજી રીતે કહીએ તો શ્રી બહુચરા માતાના આ પરમ ભક્તનું નામ મહામાયાની ભકિત અને કૃપાથી અમર બની ગયું છે.

---

## શ્રી જગદંબાના પરમ ભક્ત શ્રી જદુરામભાઇનો જીવનવૃત્તાંત

શ્રી જદુરામભાઇ શ્રી જગદંબાના પરમ ભકત હતા. તેઓ વડનગરના મેવાડા બ્રાહ્મણ હતા. તેમણે કળીયુગમાં શ્રી બહુચરાજી માતાજીને પ્રસન્ન કરી દર્શન કર્યાં હતાં. એટલું જ નહીં પણ સર્વ ગ્રામવાસીઓને પણ શ્રી જગદંબાનાં દર્શન કરાવ્યાં હતાં. શ્રી જદુરામભાઇને ત્યાં પુત્રનાં લગ્ન હતાં ત્યારે પોતે શ્રી બહુચરાજી માતાજીને પધારવા માટે આમંત્રણ આપી આવ્યા શ્રી બહુચરાજી માતા શ્રી જદુરામભાઈને પ્રત્યક્ષ થયાં અને કહ્યું કે અમુક વખતે તારે ત્યાં આવીશ. શ્રી ભકતરાજ જદુરામે બધા ગામને કહ્યું કે – મારા પુત્રના લગ્નમાં શ્રી બહુચરાજી માતાજી પધારવાના છે. માટે તમો બધા સામૈયુ કરવા મારી સાથે ચાલો. આપણે વાજતે ગાજતે શ્રી માતાજીનું

સામૈયું કરવા (આવકાર આપવા) જવું છે. આમ કહી સામૈયાની તૈયારી કરી નક્કી કરેલા સમયે સૌને લઈને ભક્તરાજ ગામને પાદરે ગયા. પરંતુ તે સમયે કોઇને શ્રી માતાજી દેખાયા નહીં. ત્યારે ગામ લોકોએ કહ્યું : 'જદુરામભાઇ ! તમારા માતાજી કયાં છે ? ત્યારે ભક્તરાજે જણાવ્યું કે 'હમણાં આકાશમાંથી રથમાં બેઠેલાં ઉતરશે અને તમારી સાથે હું પણ દર્શન કરીશ." આમ કહી તેઓ શ્રી બહુચરાના ભજનની ધૂન આર્તસ્વરે લગાવવા લાગ્યાં તેટલામાં તો શ્રી બાલા બહુચરી માતા, શ્રી અંબાજી સાથે ઉત્તમ રથમાં બેસી યોગિની-ભૈરવ વિગેરે પરિવાર સાથે આકાશમાંથી ઉતર્યાં અને સૌએ શ્રી માતાજીના દર્શન કર્યા અને કૃતાર્થ થયાં. ત્યારપછી શ્રી બાળી ભોળી બહુચર માતા બધાથી અદૃશ્ય થઈ ગયાં પરંતુ શ્રી જદુરામ-ભાઇ તેમને દેખતા જ હતા. ત્યારબાદ શ્રી માતાજીના ગરબા ગાતા ગાતા અને ખુશ થતા થતા ગામમાં ગયા અને પ્રથમથી પવિત્ર તથા છાણ માટીથી લીપી રાખેલા એવા મકાનમાં યોગ્ય. બંદોબસ્ત કરી શ્રી બહુચરાજી માતાજી વિગેરેને ઉતારો આપ્યો લગ્ન થઇ રહ્યા પછી પણ પુનઃ ઉપર મુજબ વાજતે ગાજતે પ્રથમની માફક આખા ગામમાં માણસોને સાથે લઇ ગામની સીમા સુધી શ્રી માતાજીના ગરબા ગાતાં ગાતાં શ્રી માતાજીને વળાવવા ગયા ગામના માણસોને પણ તે વખતે રથ સાથે શ્રી માતાજીના ફરી દર્શન થયાં અને પછી અદૃશ્ય થઇ ગયાં. શ્રી જદુરામભાઇ વિગેરે બધાએ તે દિશા તરફ નમસ્કાર કર્યા.

---

## — માતાજીના પ્રસિદ્ધ પરચા —

૧. ગુજરાતના છેલ્લા રાજા કરણઘેલાની અનીતિથી ત્રાસી ગયેલ પ્રધાન માધવે દિલ્હીના બાદશાહ અલાઉદ્દીનની ઇ. સ. ૧૨૯૭ માં સહાય મેળવી અલાઉદ્દીન ઇસ્લામ ધર્મમાં મદાંધ હતો. અને

આખો ગુર્જર દેશ કબજે કરવાના હેતુથી હિંદુધર્મનાં મંદિરોનું ખંડન કરતો કરતો તેનો સેનાપતિ સિદ્ધપુરમાં પ્રવેશ્યો. સિદ્ધપુરમાં મૂળરાજે રૂદ્રમાળ આરંભેલો અને સિદ્ધરાજે પૂર્ણ કરેલો તેનો આ સેનાપતિએ નાશ કર્યો અને મૂર્તિઓનું ખંડન કર્યું. આથી સિદ્ધપુરના બ્રાહ્મણો ઘણા નારાજ થયા અને નીલકંઠ મહાદેવમાં એકઠા થઈ ઉપવાસ ઉપર ઊતર્યા. યવન સરદારે તેમને સાચો દેવ બતાવો કે ઇસ્લામ ધર્મનો સ્વીકાર કરો એવો આગ્રહ કર્યો. બ્રાહ્મણોની અડગ શ્રદ્ધાને લીધે ભુદર ઠાકર નામના બ્રાહ્મણને શ્રી બહુચરમાએ સ્વપ્નુ આપ્યું. અને કહ્યું કે "કોઈ મૂઝાશો નહિ અને તમે સેનાપતિને લઇ ચુંવાળમાં આવો. ત્યાં હુ ચમત્કાર બતાવીશ." આ વાત તેણે બીજા બ્રાહ્મણોને કરી અને તેથી ૨૭૨ બસોબોતેર બ્રાહ્મણો સરદારને લઇ બહુચરા માતાના સ્થાનમાં આવ્યા. મુસલમાન લશ્કરે પડાવ નાંખ્યો અને માતાજીના સ્થાનમાં ફરતા કૂકડાનું આ અધર્મીઓએ ભક્ષણ કર્યું. પરંતુ એક કૂકડો નાસી ગએલો તે મંદિરના પાછળના ભાગમાં વરખડીના ઝાડની બખોલમાં સંતાઇ ગએલો. તે રાત્રે સૂઇ ગયો. પછી પ્રાત કાળમાં આ સંતાઇ ગયેલ કૂકડો "કૂકડે કૂક" એ પ્રમાણે બોલવા લાગ્યો. આ અવાજ સાંભળી બીજા કૂકડાઓ પણ યવનોનાં પેટ ચીરી બહાર નીકળી કૂકડે કૂક બોલવા લાગ્યા.

**નારીનર કીધા ક્ષણ એક માનસરોવરના હતા રે;**
**અસુર ઉદરમાં કૂકૂટ બોલ્યા મરઘડા મહાપદ માતા રે.**

આ ચમત્કારથી યવન સરદાર ડરી ગયો અને ચુંવાળ પ્રદેશ છોડી, મૂર્તિખંડનનું કામ પડતું મૂકી પાછો ફર્યો અને બ્રાહ્મણો તેના ત્રાસથી મુક્ત થયા.

**૨. શ્રી જગદંબાનું ચર્ણોદક ઝીલનાર બાળક મૂલચંદનું બાવલું :** સાયલા ગામની જૈન વણિક જ્ઞાતિના એક શેઠાણી હતાં. તે નિ સંતાન હોવાથી શ્રી બાલા બહુચરની ખ્યાતિ સાંભળી તેમણે બાધા રાખી અને જે પુત્ર થશે તે માતાજીના ચરણકમલમાં અર્પણ કરવાની નેમ લીધી. તેમને ત્યાં પુત્રનો જન્મ થયો. બીજો પુત્ર પણ થયો. અને બાધા પૂર્ણ કરવા તેઓ માતાજીના દર્શને આવ્યાં પણ બાધા રાખ્યા પ્રમાણે પુત્ર અર્પણ કરી પાછા જવાનું દુઃખ શેઠને અસહ્ય થઇ પડયું. જેથી પુત્રના ભારોભાર રૂપિયા ભેટ ધર્યા, પછી પ્રદક્ષિણા ફરતાં ફરતાં જ્યાં માતાજીનું નમન પડે છે ત્યાં આવતાં ઉપરથી પથ્થર પડયો આથી મુળચંદ મરણ પામ્યો. માતાજીને કાલા-વાલા કરતાં છેવટે પુત્રના બદલામાં પથ્થરનું બાવલું ચર્ણોદક ઝીલે તે રીતે મૂકવા માતાજીએ આદેશ આપ્યો. અને તેને પુત્રરૂપે સ્વીકારવાનું માતાજીએ જણાવ્યું. એટલે એ રીતે આ બાવલું મૂકાયેલું છે. પાછળથી ઘણા લોકો પથ્થરનું બાવલું મૂકવાની બાધાઓ રાખી માતાજીની કૃપાથી સંતાન મેળવે છે. આવા પથ્થર તથા આરસોના સેંકડો બાવલા અહીં છે.

**માતાજીના ભક્ત વલ્લભ** અને ધોળા સૂતા હતા તે વખતે માતાજીએ સ્વપ્ન આપ્યું કે તમારી માતાનું અવસાન થયું છે તો તમારે અમદાવાદ જવું જોઇએ, અને તમારી માતાની ઉત્તરક્રિયા કરવી જોઇએ. વલ્લભે કહ્યું કે અમારી નિર્ધન સ્થિતિમાં અમારાથી કોઇ જ્ઞાતિભોજન થાય તેમ નથી એટલે અમદાવાદ જવું અને હાંસી-પાત્ર થવું તે ઠીક નથી. માતાજીએ કહ્યું કે કલ્પવૃક્ષનો આશ્રય મળ્યા પછી ભક્તને શાનું દુઃખ ? તમો અમદાવાદ જાઓ અને ઉત્તરાક્રયા કરો અને જ્ઞાતિને ઇચ્છીત ભોજન આપો. હું તમને સહાય કરીશ. આ પ્રમાણે તેઓ અમદાવાદ ગયા જ્ઞાતિજનોએ માગશર માસ હતો છતાં ઉપહાસ કરવા માટે રસરોટલીનું ભોજન માંગ્યું. શ્રી વલ્લભ માટે

તે કબુલ રાખ્યું; અને માતાજીને હકીકત કહી, માતાજીએ તેમની પ્રાર્થના સાંભળી અને જ્ઞાતિને રસરોટલીનું ભોજન જમાડયું. સં. ૧૭૩૨ માગશર સુદ ૮

૪ **શ્રી વલ્લભ ભટ્ટ** માની પાસેથી (બહુચરમા પાસેથી) માશીને (અંબાજી માતાને) મળવા જતા હતા રસ્તામાં સાંજ પડી. ડુંગરામાં વાઘ, વરૂના અવાજ-દર્શન થવા માંડયાં અને રસ્તો ચૂકી ગયા. માતાજીને તેઓ મેણાં મારવા લાગ્યા કે "માને મૂકી હું કયાં માશીને મળવા આવ્યો ?" અંબાજીના મંદિરમાં થાળ ધરાવી પૂજારી દ્વાર બંધ કરી થાળ ગાય છે તે વખતે અંબાજી માતા તે થાળ લઇ આ ભક્ત પાસે જયાં રસ્તો ચૂકયા હતા ત્યાં આવ્યાં, અને ભક્તને જમાડયા પછી ભકતની આંખે કપડું બાંધી તેને મંદિરના પગથિયામાં જ પહોંચાડી માતાજી અંતર્ધ્યાન થયાં. પેલી બાજુ પૂજારીએ દ્વાર ખોલ્યાં તો થાળના વાસણો મળે નહિ, પણ આ ભકતરાજની પાસે વાસણ જોયાં અને તેથી ખુલાસો પૂછયો. ત્યારે તેમણે કહ્યું: હું ચોર નથી. મને તો એક બાઇ જંગલમાં આવી ખવડાવી ગઇ છે. અને તે થાળ તથા ઝારી મારી પાસે છે. તે તમારું હોય તો લઇ લો." આમ માતાજીએ ભકતરાજને જમાડયા. શ્રી બહુચરમા તથા અંબાજીમા સાચા ભકતરાજને પ્રસન્ન થાય છે તથા સાક્ષાત દર્શન આપે છે.

૫ **શ્રી દામાજીરાવ** ગાયકવાડના નાના કુમાર શ્રી "ફત્તેસિંહ રાવ"ના ભાઇ **"શ્રી માનાજીરાવ ગાયકવાડને"** પાઠાનું દર્દ હતું. તેઓ શ્રીજીના આદ્યસ્થાનવાળી જગોએ આવેલા. ત્યાં પૂજારીની સલાહથી પૂર્વના જળાશયમાંની માટી ચોપડી અને માતાજીની બાધા રાખી. માતાજીની કૃપાથી તેમનું દર્દ મટી ગયું. તેથી તેમણે શ્રીજીનું દેવળ સભામંડપ વિગેરે બંધાવ્યું હતું. (સં. ૧૮૩૫)

આ બાબત બોમ્બે ગેઝેટીયરના ૭ મા વોલ્યુમના પા. ૬૧૪ ઉપર નીચે મુજબ આલેખવામાં આવી છે.

"In about A. D. 1781 (Samvat 1837) Manajirao Gaikwad suffering from some walady heard of the great fame of the Goddes Bechraji and visited the shrine. He made a vow to spend a lakh and a quarter on the temple, if he was cured. Cured he was without delay and joyfully built a temple and Dharmshalas, with more than he had contracted for. There is an inscription on one of the halls, recording the occurances from which it would appear that the inaugural ceremony in connection with the outer halls took place in samvat 1839."

— ઉપસંહાર —

આમ શ્રી માતાજી ઉપર શ્રદ્ધા રાખનારાનાં દુઃખ માતાજીએ ટાળ્યાં છે અને ટાળે છે. સાધારણ રીતે આંખ, કાન, હાથ, પગનાં દુઃખોની બધાઓ વધારે હોય છે. નિઃસંતાન સ્ત્રી પુરુષો પણ બાધા રાખે છે અને માતાજી તે પૂરી પાડે છે. આ ઉપરાંત ઢોરોની માનતાવાળા ઢોરોને પણ અહીં દર્શન માટે લઇને આવે છે. શ્રીજીના આદ્યસ્થાન આગળ એક પૂતળાંનો નાટકની ગેલેરી જેવો ઓટલો છે જેમાં સંખ્યાબંધ પૂતળાં ગોઠવેલાં છે જે ભાવિકોએ જ તેમની મનોકામના પૂર્ણ થવાથી મૂકેલાં છે. શ્રી વલ્લભ ભટ્ટના આનંદના ગરબામાં કહ્યું છે કે :

શેણ વિહોણાં નેણ, નેણાં તું આપે મા;
પુત્ર વિહોણાં કોણ, મેણાં તું કાપે મા,

એ પ્રમાણે શ્રી માતાજીની કૃપાથી તેના શરણાગત ભક્તોને રિદ્ધિ સિદ્ધિ મળે છે, દુઃખ ટળે છે અને મનોકામના પૂર્ણ થાય છે.

---

## પ્રાચીન કારીગરીવાળું મોઢેરાનું શ્રી સૂર્યમંદિર

શ્રી બાલા ત્રિપુરા સુંદરી જે ધર્મારણ્યમાં બીરાજે છે તે ધર્મારણ્ય ક્ષેત્રનું અતિ પ્રાચીન સ્થાન મોઢેરા બહુચરાજીથી નજીકમાં જ આવેલું છે. તે સ્થાન તથા ત્યાંના જગત વિખ્યાત સૂર્યમંદિરનો પરિચય અહીં સંક્ષેપમાં આપવો ઉચિત છે.

શ્રી બહુચરાજીથી એસ. ટી. બસમાં મોઢેરા જવાય છે. ત્યાંથી તે આઠ માઇલ દૂર છે. મહેસાણા, પાટણ અને ચીણોજથી પણ એસ. ટી. બસમાં જવાય છે.

મોઢેરાનું પ્રાચીન જીર્ણ સૂર્યમંદિર તેની શિલ્પકળા અને કોતરણી માટે ભારતભરમાં સુપ્રસિદ્ધ છે.

હાલના ભગ્ન મંદિરના ગર્ભગૃહના અંદરના ભાગમાં પાછલી ભીંતમાં ત્રણ ફૂટ પહોળો અને ચાર ફૂટ લાંબો એક પથ્થર ઊંધો જડી દીધો છે. તેમાં સં. ૧૦૮૩ એ અક્ષરો સ્પષ્ટ વંચાય છે. આથી આશરે તે જ અરસામાં આ મંદિર બંધાવેલું હોવું જોઇએ. આ સૂર્યમંદિર પુષ્પાવતી નદીના કાંઠે આવેલું છે. મોઢેરા ગામથી પશ્ચિમે આશરે ત્રણ ફર્લાંગ દૂર દેવ તળાવની પાસે તે આવેલું છે.

શ્રી સૂર્યમંદિરના બે મુખ્ય ભાગ છે. (૧) પશ્ચિમ તરફ જેમાં મુખ્ય મૂર્તિ હતી તે ગર્ભગૃહ અને (૨) તેની આગળનો સભામંડપ. આ મંદિર સુપ્રમાણસર અને શિલ્પશાસ્ત્રના આધારે બંધાવેલું છે. તેનું શિલ્પ ભારતભરમાં વિખ્યાત છે.

ગૃહ મંડપની અંદરની બાજુની લંબાઇ ૫૧ ફીટ ને ૯ ઇંચ × અને પહોળાઇ ૨૫ ફીટને ૮ ઇંચ છે. જેના બરાબર સરખા બે ભાગ પાડયા છે. પાછળનો ભાગ મુખ્ય મૂર્તિ માટે રાખેલો છે. તેની આગળનો ભાગ મોટી સંખ્યામાં ભકતો દર્શન કરી શકે તે માટે રાખેલો છે. ગર્ભગૃહ અંદરના બાજુએથી ૧૧ ફીટ સમચોરસ છે તેની આજુબાજુ ભીતો ચણી દીધી છે. તેની અને મંદિરની બહારની દિવાલો વચ્ચે પ્રદક્ષિણા ફરવા માટે માર્ગ છે. આ જગ્યા પથ્થરની મોટી કોતરેલી શિલાઓથી ઢાંકેલી છે આ શિલાઓ ઉપર પ્રથમ શિખર હતું તેનાથી આગળના બીજા અડધા ભાગમાં છાપરાને અષ્ટકોણ બનાવે તેવી રીતે ગોઠવેલા ૧૩ ફીટ અને ૬ ઇંચના મુખ્ય આઠ થાંભલા અને મંદિરની આગળના બીજા થાંભલા તથા બન્ને બાજુની દિવાલોમાં બે મોટી સુંદર બારીઓ હતી. છાપરાની વચ્ચેનો ભાગ સુંદર ઘૂમટથી છવાયેલો હતો જેની વચ્ચોવચ એક મોટું અલૌકીક કોતરણીવાળું ઝુમ્મર હતું. અત્યારે આ ઘુમ્મટ પડી ગયેલો છે.

અંદરની દિવાલો બહારની દિવાલોની સરખામણીમાં લગભગ સાદી છે જેમાં ફરતી ૧૨ મોટા ગોખમાં સૂર્યની મૂર્તિઓ છે. દરેક મૂર્તિ ૧। ફીટ પહોળી અને ૨।। ફીટ ઊંચી છે, દરેક મૂર્તિને આવશ્યક એવાં ચિન્હો હોવા ઉપરાંત પગમાં મોટા હોલબૂટ બતાવવા માગતા હોય તેમ આડી ચોકડીઓ કરેલી છે.

ગર્ભગૃહના બધા સ્તંભો ખૂબ કોતરણીવાળા છે. તે નીચેથી

અષ્ટકોણ અને ઉપર જતાં ધીમે ધીમે ગોળ થઇ જાય છે. દરેક સ્તંભની આજુબાજુ અસંખ્ય નાની નાની મૂર્તિઓ કોતરેલી છે. જુદાં જુદાં દેવ દેવીઓ, નર્તકીઓ, ઋષિઓ જુદાં જુદાં સ્વરૂપે કોતર્યાં છે. આ કોતરણી જોઇએ છીએ તો અજાયબ થયા સિવાય રહેવાતું નથી.

હિંદના ઘણા શિવ મંદિરોમાં હોય છે તેવો ઊંડો ખાડો અહીં પણ છે. જમીનની સપાટીથી આ ખાડો ૧૧।। ફીટ ઊંડો × ૧૦ ફીટ લાંબો × ૭ ફીટ પહોળો છે. આ ગર્ભગૃહને બે માળ હોવા જોઇએ. આ ખાડામાં એક સૂર્યની બેઠક છે. જેમાં છલગો મારતા સાત ઘોડા તથા સારથી અરૂણની મૂર્તિ કળી શકાય છે. આ બેઠક ૫ ફીટ ને ૨ ઇંચ લાંબી × ૨ ફીટ ઊંચી જણાય છે. અને તેની પાસે એક ભોંયરું છે.

ગર્ભગૃહનું પ્રવેશદ્વાર ઘણું જ સુંદર અને પ્રમાણસર કોતરણીવાળું છે. આ દ્વાર પરની ૧૧ સૂર્યમૂર્તિઓ ધ્યાન ખેંચે છે. આ બધી બેઠેલી છે. આખા હિંદભરમાં બેઠેલી સૂર્યમૂર્તિ બીજે નથી. વળી થોડીક મૂર્તિઓને બે કે ચારને બદલે છ હાથ છે. આવા વર્ણનવાળી સૂર્યમૂર્તિ આખા હિંદમાં કયાંય મળી આવતી નથી. આ ૧૨ સૂર્ય મૂર્તિઓ તે બાર આદિત્યનું સૂચન કરે છે. બહારની દિવાલો પર બધી મળીને બાર સૂર્યમૂર્તિઓ છે.

મંદિરના ઇશાન ખૂણા તરફ એક મોટી મૂર્તિ છે તેને ત્રણ મોં એક ડાબો અને જમણા બે મળી ત્રણ હાથ અને બે ડાબા અને એક જમણો મળી કુલ ત્રણ પગ છે. આ મૂર્તિ અગ્નિ દેવની હોવી જોઇએ કારણ કે બીજા દેવને ત્રણ પગ અને ત્રણ હાથ હોતા નથી.

અગ્નિ દેવ સંસારમાં સૂર્ય ગણાય છે. જ્યાં સૂર્યના કિરણો

પડે તેવી જગ્યાએ આ મૂર્તિ રાખી અગ્નિ સૂર્ય છે જેવું સૂચન કરે છે. (ગામ લોકો ભૈરવ ગણી સિંદૂર ચઢાવી હાલમાં પૂજન કરે છે.)

## શ્રી સૂર્યકુંડ ઉર્ફે રામકુંડ :-

શ્રી સૂર્યકુંડની લંબાઈ ૧૭૬ ફીટ × પહોળાઇ ૧૨૦ ફીટ છે. આ કુંડના પગથીયાની ગોઠવણી એવી છે કે જેથી સભામંડપ સિવાય બીજે સ્થળેથી પાણી સુધી સીધા જઇ શકાય નહીં. વચ્ચે વચ્ચે નાની નાની દેરીઓ ગોઠવી જેમાં ખૂણાઓ છે. કુંડના ચાર ખૂણે ચાર મોટા મંદિરો હતાં. જેમાં અત્યારે મૂર્તિઓ નથી. સભામંડપની બરાબર સામી કુંડની પાર ઉપર એક મંદિરમાં શેષશાયી ભગવાન વિષ્ણુની મૂર્તિ છે. આ સ્થાને સોમવતી અમાસે નાનો મેળો ભરાય છે. અને સૂર્યગ્રહણ તથા પુરૂષોત્તમ મ.સના અમાસે મોટો મેળો ભરાય છે. દશ-બાર ગાઉ દૂરના ફરતા ગામડાંના લોકો આ કુંડમા સ્નાન કરવા આવે છે.

સૂર્યમંદિર અને કુંડની રચના જ એવી છે કે ઉગતા સૂર્યના કિરણો પહેલ વહેલાં મંદિર ઉપર પડે એ જ બરાબર સૂર્ય ઉગી રહેતાં, તેના કિરણો સૂર્યકુંડ જ પાણીમાંથી, પરિવર્તન પામી આખા મંદિરને ઝળઝળાટ કરી મૂકે.

આ સભામંડપથી પૂર્વ તરફ સૂર્યકુંડમાં ઉતરતા પહેલા બે સ્તંભ આવે છે. તેને લોકો રામચંદ્રજીની ચોરી કહે છે. તેના પત્થરને ખખડાવતાં તાંબાના જેવો અવાજ થાય છે.

આ આખા સૂર્યમંદિરની પ્લાસ્ટર ઓફ પેરીસમાં પ્રતિકૃતિ બનાવી તે પાટણના ગોસાંઇ શ્રી નારાયણભારથી મારફત ઇંગ્લેંડ મોકલાવેલી છે. અત્યારે તે ત્યાંના મ્યુઝીયમમાં છે.

# મોઢેરા-માતંગી (મોઢેશ્વરી) શ્રીમાતા (ભટ્ટારિકા)

## અને

## ધર્મેશ્વર મહાદેવ તથા ધર્મેશ્વરી વાવ

મોઢેરા સમસ્ત મોઢ જ્ઞાતી બ્રાહ્મણ, વૈશ્ય અને ઘાંચીની કુળદેવી શ્રી માતંગી (મોઢેશ્વરી) અને શ્રીમાતા (ભટ્ટારિકા) નું પ્રખ્યાત ધામ છે. આ કોમમાં મોટા મોટા નામાંકીત પુરુષો થઇ ગયા છે તેમના નામઃ– હેમચંદ્રાચાર્ય-પૂજ્ય બાપુજી મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીજી–શ્રી મંગળદાસ એમ. પકવાસા–સર પરસોતમદાસ ઠાકોરદાસ શેઠ–દેવકરણ નાનજીભાઇ ઓનરએબલ જસ્ટીસ–શ્રી હરીલાલ જેકીશનદાસ કણીયા–સર ચુનીલાલ વ્રજભુખણદાસ મહેતા–શ્રી શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી–શ્રી ગોકળદાસ વિઠ્ઠલદાસ સરૈયા દીવાન લુણાવાડા–શ્રી રણછોડલાલ વન્દ્રાવનદાસ પટવારી દીવાન પાલણપુર અને ગોંડલ સ્ટેટ તથા સૌરાષ્ટ્ર રાજવીઓના સલાહકાર–શેઠ મોતીલાલ હીરાભાઈ અમદાવાદ–દીવાન બહાદુર કૃષ્ણાલાલ મોહનલાલ ઝવેરી, શેઠ દેવકરણ નાનજીભાઇ વગેરે

શ્રી માતંગી મોઢેશ્વરીનું સ્થાન ઊંચા ટેકરા ઉપર આવેલું છે. આ મંદિર ફરતો કોટ છે તેને સુંદર મોટો સિંહ દરવાજો છે. આ દેવસ્થાનમાં ઉતરવા માટે સુંદર વ્યવસ્થા છે. ગાદલાં–ગોદડાં–વાસણો વિગેરેની વ્યવસ્થા છે. આ મંદિર સંવત ૧૯૬૬ ની સાલમાં નવું બંધાવી તેનો જીર્ણોદ્ધાર વીરમગામવાળા વકીલ નથુભાઇ ગીરધરલાલ હસ્તક થયેલો છે. શેઠશ્રી રમણલાલ લલ્લુભાઇ તથા શેઠશ્રી રતનલાલ લલ્લુભાઈના વહીવટ દરમ્યાન ઘણા જ સુધારા વધારા કરી તેને સુંદર અને વ્યવસ્થિત બનાવવામાં આવ્યુ છે.

મોઢેરામાં સત્યયુગમાં શ્રી રામચંદ્રજી રાવણના વધ પછી બ્રહ્મહત્યાના નિવારણાર્થે અહીં પધારી મોટો યજ્ઞ કરેલો અને અહીં મોઢોને

અન્ય સ્થળે ગયેલાઓને પુન બોલાવી વસાવવામાં આવ્યા હતા. જતી વખતે બહુચરાજી પાસે સીતાજીના નામ ઉપરથી સીતાપુર ગામ રામચંદ્ર તરફથી વસાવવામાં આવેલું છે.

મોઢેરા એક મોટું બંદર હતું. તે ભૂકંપના લીધે બંદર મટીને સાધારણ શહેર થઇ ગયું. આ પ્રદેશમાં પુષ્કળ ખાર છે જેથી પાણી ખારાં છે.

પાટણ વસાવનાર રાજવી વનરાજ ચાવડાનું જન્મ સ્થાન પણ આ સ્થાન છે. મહારાજા સિદ્ધરાજે આ પ્રદેશ મધ્યમાં આવતો હતો તેથી જેની લશ્કરી ઉપયોગીતા સમજી અહી શહેર ફરતો કિલ્લો બંધાવ્યો હતો.

કરણઘેલાએ તેના પ્રધાન માધવના ભાઈ કેશવને મારી નાંખી તેની પત્ની ગુણસુંદરીને પોતાના મહેલમાં રાખી હતી. આનું ભયંકર પરિણામ એ આવ્યું કે માધવ વેર લેવા દીલ્હી જઇ અલ્લાઉદ્દીને ખીલજી બાદશાહને પાટણ ઉપર ચઢાઇ કરવા કહ્યું. આથી અલ્લાઉદ્દીન પોતાના ભાઇ અલફખાનને મોટું લશ્કર લઇ ઇ. સ. ૧૨૯૭ માં મોકલ્યું હતું. તેણે પ્રથમ પાટણ કબજે કરી કર્ણદેવ (કરણઘેલો) ને હરાવી આખા ગુજરાતના ઘણા શહેરોનો નાશ કર્યો. આ સવારી વખતે તેણે સોમનાથ તોડયું તથા મોઢેરાને ઘેરો ઘાલ્યો ત્યારે માધવ દિવાન મુસલમાન લશ્કરની સાથે જ હતો. કરણઘેલો પોતાની પુત્રી દેવળદેવીને લઇ દક્ષિણમાં દેવગીરીના રાજાના આશ્રયમાં નાશી ગયો ત્યાંથી પણ તે નાઠો અને ભૂંડી રીતે મર્યો.

મોઢેરાના ઘેરા વખતે અલફખાનના લશ્કરનો બ્રાહ્મણ સુભટોએ તથા વૈશ્યોએ ઘણી વીરતાથી સામનો કર્યો પણ છેવટે સંધિ કરવામાં આવી એમ નક્કી થયું કે આઠ હજાર સોના મહોરો આપવી. પણ બન્યું એવું કે બ્રાહ્મણો ઉતાવળમાં આઠ હજાર સોના મહોરના બદલે

પંદર હજાર સોના મહોરો લાવ્યા. આથી મુસલમાન લશ્કરને લાગ્યુ કે આ મોઢેરામાં પુષ્કળ દ્રવ્ય છે. તેથી દગો કરી શહેર પર હલ્લો કરી કિલ્લા અને દેવસ્થાનનો નાશ કર્યો એ ટલેથી જેઓ અટકયા નહીં તેમણે સુંદર કારીગરીવાળું કળાના નમૂનારૂપ સૂર્યમંદિર પર હલ્લો કરી સુરંગોથી તેનો ઘુમ્મટ ઉડાવી દીધો. જૂના કોતર કામનો નાશ કરી મૂર્તિઓ ખંડીત કરી બેડોળ કરી બને તેટલું નુકશાન કર્યું.

આ પછી મોઢેરાનો પુનરુદ્ધાર કરવા વિઠ્ઠલ નામના બ્રાહ્મણે ઘણા પ્રયત્ન કર્યા પણ જાહોજલાલી પછી આવી નહીં. પ્રાચીન મોઢેરા નગરમાં ખંડેરો પર નાનું શહેર વસી શકયું. ઇ. સ. ૧૫૭૨ માં અકબરે ગુજરાત સર કર્યું ત્યારે ગુજરાત મોગલ રાજ્યનો એક પ્રાંત હતો. સંવત ૧૭૩૦ માં ઔરંગઝેબના વખતમાં અહમદ ખમીનખાં તે વખતે ગુજરાતનો સૂબો હતો. ત્યારે પાટણ રાધનપુરના બાબીઓના અધિકાર નીચે ગયુ. બાબીઓના અધિકાર નીચ પાટણ સંવત ૧૮૨૦ સુધી રહ્યું.

શ્રીમંત દામાજીરાવ ગાયકવાડે સંવત ૧૮૨૦ માં જવાંમર્દીખાન બાબીને હરાવી તેની પાસેથી પાટણ પડાવી લીધું. ત્યારથી મહેસાણા પ્રાંત ગાયકવાડી રાજ્યમાં આવ્યો અને મોઢેરા ચાણસ્મા મહાલનું ગામ બન્યું.

શ્રી મોઢેશ્વરી દેવસ્થાનમાં મોઢ કુલની દેવી શ્રીમાતંગી (મોઢેશ્વરી) મંદિર–શ્રીમાતા (શ્રી ભટ્ટારિકા) મંદિર–ધર્મેશ્વર મહાદેવ જ્યાં ધર્મરાજાએ તપ કરી તેમના નામ ઉપરથી ધર્મેશ્વર મહાદેવની સ્થાપના કરી છે. ધર્મેશ્વરી વાવ શ્રી રામચંદ્રજીનું મંદિર વગેરે છે. આ સિવાય નાની નાની ગોત્ર દેવીઓના ગોખની દેરીઓ છે. આ પ્રદેશ ધ... રણ્યના નામથી પ્રસિદ્ધ છે. પૂર્વે આ સ્થળે ધર્મરાજાએ ... તે ઉપરથી ધર્મારણ્ય તીર્થ નામ પડયું તથા ધર્મેશ્વરી વા...

ધર્મેશ્વર પદ્મપુરાણ તથા સ્કંદપુરાણના ધર્મારણ્ય ખંડમાં આ ધર્મારણ્ય ક્ષેત્રની વિસ્તૃત અને રસમય કથા જોવા મળે છે.

જેઠી મલ્લ મોઢ બ્રાહ્મણો મલ્લનું આ પૂરાતન સ્થાન છે. હાલ જેઓ રજવાડામાં નોકરી કરે છે અને તેઓ મોઢેરા પાસે દેલમાલમાં રહે છે ત્યાં લીંબજા માતાજીનું પુરાતન જગપ્રસિદ્ધ પ્રાચીન કારીગરીવાળું દેવસ્થાન છે.

**વિભાગ ૪થા સમાપ્ત**



# વિભાગ-૫ મો

## — કર્તા :- શ્રી વલ્લભ ભટ્ટજી —

## — આનંદનો ગરબો —

આઇ, આજ મને આનંદ વાધ્યો અતિ ઘણો મા;
ગાવા ગરબા-છંદ, બહુચર માત તણો મા. ૧

અલવે આળપંપાળ. અપેક્ષા જ આણી મા;
છો ઇચ્છા પ્રતિપાળ, દ્યો અમૃત વાણી મા; ૨

સ્વર્ગ મૃત્યુ પાતાળ, વાસ સકળ ત્હારો મા;
બાળ કરી સંભાળ, કર ઝાલો મ્હારો મા. ૩

તોતળા મુખ તન્ન, તોતો તોય કહે મા;
અર્ભક માગે અન્ન, નિજ માતા મન લહે મા, ૪

નહીં સવ્ય અપસવ્ય, કંઈ કોઇ જાણું મા;
કળી કહાવા કવ્ય, મન મિથ્યા આણું મા. ૫

કુલજ કુપાત્ર કુશીલ, કર્મ અકર્મ ભર્યો મા;
મૂરખમાં અણમોલ, રસ રટવા વિચર્યો મા; ૬

મૂઢ પ્રૌઢ ગતિ મત્ય, મન મિથ્યા માપી મા;
કોણ લહે ઉત્પત્ય, વિશ્વ રહ્યાં વ્યાપી મા. ૭

પ્રાક્રમ પ્રૌઢ પ્રચંડ પ્રબળ ન પળ પ્રીછું મા;
પૂરણ પ્રગટ અખંડ, અંશ થકો ઇચ્છું મા.

અર્ણંવ ઓછે પાત્ર, અકલ કરી આણું મા;
પામું નહિ પળમાત્ર, મન જાણું નાણું મા. ૯

રસના યુગ્મ હજાર, તે રટતાં હાર્યો મા;
ઇશે અંશ લગાર, લઇ મન્મથ માર્યો મા. ૧૦

માર્કંડ મુનિરાય, મુખમાહાત્મ્ય ભાખ્યું મા;
જૈમિની ઋષિ જેવાય ઉર અંતર રાખ્યું મા. ૧૧

અવગણ ગુણ ગતિગોત, ખેલ ખરો ન્યારો મા;
માત જાગતિ જ્યોત, જળહળતો પારો મા. ૧૨

જશ તૃણવત્ ગુણગાથ, કહું ઉંડળ ગુંડળ મા;
ભરવા બુદ્ધિ બે હાથ, ઓધામાં ઉંડળ મા. ૧૩

પાગ નમાવી શીશ, કહું ઘેલું ગાંડું મા;
માત ન ધરશો રીશ, છો ખુલ્લુ ખાંડું મા. ૧૪

## શક્તિ ઉત્પત્તિ વર્ણન :-

આદ્યનિરંજન એક, અલખ અકળ રાણી મા;
તુજથી અવર અનેક, વિસ્તારતાં જાણી મા. ૧૫

શક્તિ સરજવાં સૃષ્ટિ, સહજ સ્વભાવ સ્વલ્પ મા;
કિંચિત્ કરૂણા દ્રષ્ટ, કૃત કૃત કોટી કલ્પ મા. ૧૬

માતંગી મનમુક્ત, રમવા મન કીધું મા;
જોવા યુક્ત, અયુક્ત, રચિયાં ચૌદ ભવન મા. ૧૭

નીરગગન ભૂ તેજ, સ્હેજ કરી નિર્મ્યાં મા;
વશ જે છેજે, ભાંડ કરી ભર્મ્યાં મા. ૧૮



તત્ક્ષણ તનથી દેહ, ત્રણ્ય કરી પેદા મા;
ભવકૃત કર્તા જેહ, સર્જે પાળે છેદા મા. ૧૯

પ્રથમ કર્યા ઉચ્ચાર, વેદ ચાર વાયક મા;
ધર્મ સમસ્ત પ્રકાર, ભૂ ભણવા લાયક મા. ૨૦

પ્રગટી પંચમહાભૂત, અમર સર્વ જે કો મા;
શક્તિ સર્વ સંયુક્ત, શક્તિ વિના નહિ કો મા. ૨૧

મૂળ મહીં–મંડાણ, મહામહેશ્વરી મા;
જુગ સચરાચર જાણ, જય વિશ્વેશ્વરી મા. ૨૨

જળ મધ્યે જલશાઇ, પોઢયા જગજીવન મા;
બેઠાં અંતરિક્ષ આઇ, ખોળે રાખી તન મા. ૨૩

વ્યોમ વિમાનની વૃાટય, ઠાઠ ઠઠયો આછો મા;
ઘટ ઘટ સરખો ઘાટ, કાચ બન્યો કાચો મા. ૨૪

જન્મ જન્મ અવતાર, આકારે આણી મા;
નિર્મિત હિત નરનાર, નખશિખ નારાયણી મા. ૨૫

પન્નગને પશુ, પક્ષી, પૃથક પૃથક પ્રાણી મા;
યુગ, યુગ માહે ઝંખી, રૂપે રૂદ્રાણી મા. ૨૬

ચક્ષુમધ્ય ચૈતન્ય, વય આસન ટીકી મા;
જણાવવા જનમન્ય, મધ્ય માત કીકી મા. ૨૭

કણચર, તૃણચર વાયુચર વારીચરતા મા;
ઉદર ઉદર ભરી આયુ, તું ભવની ભરતા મા. ૨૮

રજો તમો ને સત્વ, ત્રિગુણાત્મક ત્રાતા મા;
ત્રિભુવન તારણ તત્વ, જગત્ તણી જાતા મા. ૨૯

જ્યાં જ્યમ ત્યાં ત્યમરૂપ. તેજ ધર્યું સઘળે મા;
કોટી કરે જપ ધૂપ, કોઇ તુજને ન કળે મા, ૩૦

**દેવી મહાત્મ્ય વર્ણન તથા સ્તુતિ :—**

મેરુ શિખર મહિમાંહ્ય, ઘોળાગઢ પાસે મા;
બાળી બહુચર માય, આદ્ય વસો વાસે મા. ૩૧

ન લહે બ્રહ્મા ભેદ, ગુહ્ય ગતિ તારી મા;
વાણી વખાણે વેદ, શી જ મહિ મહારી મા? ૩૨

વિષ્ણુ વિમાસી મન, ધન્ય જ ઉચ્ચરિયા મા;
અવર ન તુમથી અન્ય, બાળી બહુચરિયા મા. ૩૩

માને મન માહેશ, માત મયા કીધે મા;
જાણે સુરપતિ શેષ, સહુ ત્યારે લીધે મા. ૩૪

સહસ્ત્ર ફણીધર શેષ, શક્તિ સબળ સાધી મા;
નામ ધર્યું નાગેશ, કીર્તિ જ તો વાધી મા. ૩૫

**અવતારોમાં પ્રગટ શક્તિ :—**

મચ્છ કચ્છ વારાહ, નૃસિંહ વામન થઇ મા;
અવતારો તારા ય તે તુજ, મહાત્મ્ય મહીં મા. ૩૬

પરશુરામ શ્રીરામ, રામ બલી બળ જેહ મા;
બુદ્ધ કલંકી નામ, દશવિધ ધારી દેહ મા. ૩૭

મધ્ય મથુરાથી બાળ, ગોકુળ તો પહોચ્યું મા;
તેં નાખ્યા મોહજાળ, બીજું કોઇ ન્હોતું મા. ૩૮

જેવા ગુ[illegible] અવતાર, કળિ કારણ કીધું મા;
[illegible]ગગન મુક્તિ દાતાર, થઇ દર્શન [illegible] મા. ૩૯
એવુ વશ



વ્યંઢળ ને વળી નાર, પુરુષપણે રાખ્યાં મા;
એ અચરજ સંસાર- શ્રુતિસ્મૃતિએ ભાખ્યાં મા. ૪૦

જાણી વ્યંઢળ કાય, જગમાં અણ જુક્તિ મા;
મા મોટે મહિમાય, ઇન્દ્ર કથે યુક્તિ મા. ૪૧

મહેરામણથી મેર, કીધો રવૈયો સ્થિર મા;
કાઢયાં રત્ન ઇક તેર, વાસુકીનાં નેતર મા. ૪૨

સુર સંકટ હરનાર, સેવકના સન્મુખ મા;
અવગતિ અગમ અપાર, આનંદોદધિ સુખ મા. ૪૩

સનકાદિક મુનિ સાથે સેવી વિવિધ વિધે મા;
આરાધી નવનાથ ચોરાશી સિદ્ધે મા. ૪૪

આવી અયોધ્યા ઇશ, નામી શીશ વળ્યા મા;
દશ મસ્તક ભૂજ વીશ, છેદી સીતા મળ્યા મા. ૪૫

નૃપ ભિમકની કુમારી, તમ પૂજ્યે પામી મા;
રૂક્ષ્મણિ–રમણ મુરારિ, મન માન્યો સ્વામી મા. ૪૬

રાખ્યા પાંડુ કુમાર, છાના સ્ત્રી સંગે મા;
સંવત્સર એક બાર, વામ્યા તમ અંગે મા. ૪૭

બાંધ્યો તન પ્રદ્યુમન છૂટે નહિ કોથી મા;
સમરિ પુરી સલખન, ગયો કારાગ્રહથી મા. ૪૮

વેદપુરાણ પ્રમાણ, શાસ્ત્ર સકળ સાખી મા;
શક્તિ સૃષ્ટિ મંડાણ, સર્વ રહ્યાં રાખી મા. ૪૯

જ્યાં જ્યાં જુગતે જોઇ, ત્યાં ત્યાં તું તેવી મા;
સમ વિભ્રમમતિ ખોઇ, કહી ન શકું તેવી મા. ૫૦

## સર્વ વ્યાપક શક્તિ :–

ભૂત ભવિષ્ય વર્તમાન, ભગવતી તું ભવાની મા;
આદિ મધ્ય અવસાન, આકાશે અવનિ મા. ૫૧

તિમિર હરણ શશિસૂર, તે તહારો ઘોખો મા;
અમિ અગ્નિ ભરપૂર, થઇ પોખો શોખો મા. ૫૨

ષટઋતુ રસષટમાસ, દ્વાદશ પ્રતિબંધે મા;
અંધકાર, ઉજાશ, અનુક્રમ અનુસંધે મા. ૫૩

ધરતીતળ ધન ધન્ય, ધાન્ય ધર્યં નાવો મા;
પાલણ પ્રજા પ્રર્જન્ય, અણ ચિંતવ્યાં આવો મા. ૫૪

સકળ સિદ્ધિ સુખદાયી, પણ દધિ ઘૃતમાંહિ મા;
સર્વે રસ સરસાઇ, તુજવીણ નહિ કાંઇ મા. ૫૫

સુખ દુઃખ એ સંસાર, ત્હારાં ઉપજાવ્યાં મા;
બુદ્ધિ બળની બલિહાર, ઘણું ડાહ્યાં વાહ્યાં મા. ૫૬

ક્ષુધા તૃષા નિદ્રાય, લઘુ યૌવન વૃદ્ધા મા;
શાન્તિ શૌર્ય ક્ષમાય, તું સઘળે શ્રદ્ધા મા. ૫૭

કામ ક્રોધ મોહ લોભ, મદમત્સર મમના મા;
તૃષ્ણા સ્થિરતા ક્ષોભ, શર્મ ધૈર્ય સમતા મા. ૫૮

ધર્મ અર્થ ને કામ, મોક્ષ તું મંમાયા મા;
વિશ્વ તણો વિશ્રામ, ઉર અંતર છાયા મા. ૫૯

ઉદય ઉદ્દારણ અસ્ત, આદ્ય અનાદિની મા;
ભાષા ભૂર સમસ્ત, વાકયવિવાદેની મા. ૬૦

હર્ષ હાસ્ય ઉપહાસ્ય, કાવ્ય કવિત વિત તું મા;
ભાવભેદ નિજ [illegible] મા. ૬૧

હર્ષ હાસ્ય ઉપહાસ્ય કાવ્ય કવિત વિત તું મા
ભાવભેદ નિજ ભાસ્ય ભ્રાંતિ ભરી ચિંતા તું મા



ગીત નૃત્ય વાજીંત્ર, તાલ તાન માને મા;
વાણી વિવિધ વિચિત્ર, ગુણ અગણિત ગાને મા. ૬૨

રતિરસ વિવિધ વિલાસ, આશ સકળ જગની મા;
તન મન મધ્યે વાસ, મોહમાયા મગની મા. ૬૩

જાણે અજાણે જગત, એ બાધાં જાણે મા;
જીવ સકળ આશકત, સહુ સરખાં માણે મા. ૬૪

વિવિધ ભોગ મરજાદ, જગ દાખ્યું ચાખ્યું મા;
ગરથ સુરત નિઃસ્વાદ, પદ પોતે રાખ્યું મા. ૬૫

જડ થડ શાખા પત્ર. ફળ ફુલે ફળતી મા;
પરમાણું એકત્ર, રસબસ વીચરતી મા. ૬૬

નિપટ અટપટી વાત, નામ કહું કોનું મા;
સરજી સાતે ધાત, માત અધિક સોનું મા. ૬૭

રત્નમણિ માણિકય, નંગ મુંગીયા મુકતા મા;
આભા અટળ અધિકય, અન્ય ન સંયુકતા મા. ૬૮

નીલ પીત આરકત, શ્યામ શ્વેત સરખી મા;
ઉભય વ્યકત અવ્યકત, આદ્ય જગત્ નિરખી મા. ૬૯

નગ જે અધિકુળ આઠ, હિમાચળ આદ્યે મા;
પવન ગગન ઠઠિ ઠાઠ, તુજ રચિતા માદ્યે મા. ૭૦

વાપી કૂપ તળાવ, તું સરિતા સિંધુ મા;
જળ તારણ જયમ નાવ, ત્યમ તારણ બંધુ મા. ૭૧

વનસ્પતિ ભાર અઢાર, ભૂ ઉપર ઉભાં મા;
કૃત્ય કર્મ કરનાર, કોશ વિધાં કુભાં મા. ૭૨

જડ ચૈતન અભિધાન, અંશ અંશ ધારી મા;
માનવી મોટે માન, એ કરણી ત્હારી મા. ૭૩

વર્ણું ચાર નિજ કર્મ, ધર્મ સહિત સ્થાપી મા;
એને બાર અર્પંમ, અનુચર વર આપી મા. ૭૪

વાડવ વ્હ્નિહનિવાસ, મુખ માતા પોતે મા;
તૃપ્તે તૃપ્તે ગ્રાસ, માત જ અન્ન જોતે મા. ૭૫

લક્ષ ચોરાશી જંત, સહુ ત્હારા કીધા મા;
આણી અસુરનો અંત, દંડ ભલા દીધા મા. ૭૬

દુષ્ટ દમ્યા કૈવાર, દારુણ દુઃખ દેતા મા;
દૈત્ય કર્યા સંહાર, ભાગ યજ્ઞ લેતા મા. ૭૭

**બહુચરાજી મહાત્મ્ય :-**

શુદ્ધિકરણ સંસાર કરત્રિશુળ લીધું મા;
ભૂમિ તણો શિરભાર, હરવા મન કીધું મા. ૭૮

બહુચર બુદ્ધિ ઉદાર, ખળ ખોળી ખાવા મા;
સંત-કરણ-ભવપાર, સાધ્ય કરે સહાવા મા. ૭૯

અધમ-ઉધારણહાર. આસનથી ઉઠી મા;
રાખણ જગવ્યવહાર, બદ્ધ બાંધી મુઠી મા. ૮૦

આણીમન આનંદ, મહિ માડયાં પગલાં મા;
તેજ કિરણ રવિચંદ્ર, દૈ નહાનાં ડગલાં મા. ૮૧

ભર્યાં કદમ બે ચાર, મદમાતી મદભર મા;
મનમાં કરી વિચાર, તેડાવ્યો અનુચર મા. ૮૨



કુકું઼ટ કરી આરોહ, કરુણાકર ચાલી મા;
નખ પંખી મેલ્યોહ પગ પૃથ્વી હાલી મા. ૮૩

ઉડીને આકાશ, થઇ અદ્ભુત આવ્યો મા;
અધક્ષણમાં એક શ્વાસ, અવની તળ લાવ્યો મા. ૮૪

**ગુજરાતમાં પ્રાગટ્ય :-**

પાપી કરણનિપાત, પૃથ્વી-પડ માંહે મા;
ગોંઠયું મન ગુજરાત, બીલાંભડ માંહે મા. ૮૫

ભોળી ભવાની માય, ભાવ, ભર્યા ભાવે મા;
કીધી ઘણી કૃપાય, ચુંવાળે આલે મા. ૮૬

નવખડ ન્યાળી નેટ, નજર વજર પેઠી મા;
ત્રણ્ય ગામ તરભેટ ઠેઠ ઠરી બેઠી મા. ૮૭

સેવક સારણ કાજ સલખણપુર સેઢે મા;
ઉઠયો એક અવાજ, દેડાંણા નેડે મા. ૮૮

આવ્યાં અશરણ શરણ અતિ આનંદ ભર્યો મા;
ઉદિત મુદિત રવિ કિર્ણ, દશ દિશે યશ પ્રસર્યો મા. ૮૯

સકળ સમય જગ માત, બેઠાં ચિત સ્થિર થઈ મા;
વસુધામાં વિખ્યાત. વાત વાયુ વિધિ ગઇ મા. ૯૦

જાણે જગ સહુ જોર, જગજનની જોખે મા;
[illegible] વાસ કરી [illegible]મે મા. ૯૧

વાદ-ભૂવનમાં બહુચરા સમું નથી ર[illegible]ચા:

ભાલ આડય લાલ કુમકુમની રાતડી રે લોલ,
તપે ટીલડી કરી ન જાયે વાતડી રે લોલ. ૧૫

ગાજ્યા સાગર સાત, દૂધે મેહ વૂઠયા મા;
અધર્મંકર ઉત્પાત, સૌ કીધા જુઠા મા. ૯૪

હરખ્યા સુરનર નાગ, મુખ જોઈ માતું મા;
અવલોકી અનુરાગ, મુનિ મન સરખાનું મા. ૯૫

નવગ્રહ નમવા કાજ, પાગ પળી આવ્યા મા;
ઉપર ઉવારણ કાજ. મણિ મુક્તા લાવ્યા મા. ૯૬

દશદિશના દિગ્પાળ, દેખી દુઃખ વામ્યા મા;
જન્મ મરણ જંજાળ, મટતાં સુખ પામ્યા મા. ૯૭

ગુણ ગાંધર્વ યશગાન, નૃત્ય કરે રંભા મા;
સુર સ્વર સુણતાં કાન, ગતિ થઇ ગઇ સ્થંભા મા. ૯૮

**વાંચ્છીત ફળ સિદ્ધિ :—**

ગુણ નિધિ ગરબો જેહ, બહુચર તમતણો મા;
ધારે ધારીને દેહ સફળ ફળે ફેરા મા. ૯૯

પામે પદારથ પાંચ, શ્રવણે સાંભળતાં મા;
નાવે ઉન્હી આંચ, દાવાનળ બળતાં મા. ૧૦૦

શસ્ત્ર ન અડકે અંગ, આદ્યશક્તિ રાખે મા;
નિતનિત નવલેરંગ, ધર્મ કર્મ પાખે મા. ૧૦૧

જળ જે અકળ અધાત, ઉતારે બેડે મા;
ક્ષણ ક્ષણુ નિશદિન પ્રાત ભવ ...
... બાંધી મૂકો મા. ૧૦૨



સેણ-વિહુણાં નેણ, નેહે નેણા તું આપે મા;
પુત્ર-વિહુણાં કેણ, કંઇ મ્હેણાં કાપે મા. ૧૦૫

ફળી કલ્પતરુ ઝાડ, જે જાણે ત્હેને મા;
ભક્ત લડાવે લાડ, પાડવિના ક્હેને મા. ૧૦૬

પ્રકટ પુરુષ પુરુષાઇ, તું આલે પળમાં મા;
ઢાલે ધર ઠકુરાઇ, દળ હળબળમાં મા. ૧૦૭

નિર્ધનને ધનપાત્ર તું, કરતાં શું છે મા;
રોગ દોષ દુઃખમાત્ર તું, હરતાં શું છે મા. ૧૦૮

હયગજ રથ સુખ પાલ, આલ વિના અજરે મા;
બિરૂદ બહુચર બાળ, ન્યાલ કરો નજરે મા. ૧૦૯

ધર્મ ધ્વજા ધન ધાન્ય, ન ટળે ધામ થકી મા;
મહિ મતિ દે મુખમાન્ય માના નામ થકી મા. ૧૧૦

નરનારી ધરી દેહ, હેતે જે ગાશે મા;
કુમતિ કર્મકૃત ખેહ, થેઇ ઉડી જાશે મા. ૧૧૧

**ભગવતી ગીત ચરિત્ર :—**

ભગવતી ગીત ચરિત્ર, જે સુણશે કાને મા;
થઇ કુળ સહિત પવિત્ર, ચઢશે વિમાને મા. ૧૧૨

તુંથી નથી કો વસ્ત, તેથી તુંને તપું મા;
પુરણ પ્રકટ પ્રશસ્ત, શી ઉપમા અપું મા. ૧૧

બાદ-ભુવનમાં બહુચરા સમું નથા ર...મા:

[illegible] વાર પ્રણામ કર જોડી કીજે મા
નિર્મળ નિશ્ચળ નામ જનનીનું લીજે મા
નામો નામ [illegible] ૧૮૪ [illegible] નામ સહસ્ત્ર તારે મા
માત તાતજે [illegible] મારે મા

— રચના તિથિ —

સંવત્ શત દશ સાત, નવ ફાલ્ગુણ સુદે મા;
તિથિ તૃતીયા વિખ્યાત, સુભવાસર બુદ્ધિ મા ૧૧૬

રાજ નગર નિજધામ, પુર નવિન મધ્યે મા;
આઇ આદ્ય વિશ્રામ, જાણે જગત બધ્યે મા. ૧૧૭

કરિ દુર્લભ સુર્લભ રહું છું છેવાડો મા;
કર જોડી વલ્લભ કહે ભટ મેવાડો મા. ૧૧૮

કર જોડી સંવત [illegible] [illegible] તારો મા

શ્રી બાલાત્રિપુરામ્બાયૈ નમઃ

[illegible] [illegible] [illegible] [illegible] મા

ભક્ત શ્રી વલ્લભ ભટ્ટ વિરચિત

## — શણગારનો ગરબો —

(રાગ સારંગ)

પ્રથમ પાર્વતીના પુત્રને પાયે નમું રે લોલ,
દીન જાણી વાણી દ જીએ, કહું [illegible] મું રે લોલ. ૧

સરસ્વતી તમ ચરણુ પ્રતાપથી રે લોલ,
નવે નિદ્ધ રિદ્ધ, સિદ્ધ આપો આપથી રે લોલ ૨

કરું ગાન [illegible]

જાણીમન આનંદ, મહિ માંડયાં પગલાં મા;
તેજ કિરણુ રવિચંદ્ર, દે નહાનાં ડગલાં મા. ૮૧

ભર્યાં કદમ બે ચાર, મદમાતી મદભર મા;
મનમાં કરી વિચાર, તેડાવ્યો અનુચર મા. ૮૨

કરું ગાન [illegible] શ્રી બાલા માં
કરો સાર વારંવાર [illegible] રે લોલ
[illegible] ૧૮૫ [illegible] રે લોલ
[illegible] [illegible] રે લોલ

આજ રૂપ રાધિકા તણી, ઘણું બની રે લોલ,
કોટી કામ શશિ સુરજની છબી હણી રે લોલ. ૫

રતિ રોહણી રન્નાદે, આદ્ય સુંદરી રે લોલ,
પલક પલક પલવટે ઉમા, રમા પુરંદરી રે લોલ. ૬

વેણી વાસુકી સરખી શશી રાજતી રે લોલ,
છત્ર ઘંટ ગોફણને મધ્ય ગાજતી રે લોલ. ૭

ભરી માલ મુક્તા તે મહા મુલ્યની રે લોલ,
રાજે રાખડી રૂડી તે રત્ન તુલ્યની રે લોલ. ૮

ફુલી ખીટલી-સેંથો ભર્યો સમો પડયો રે લોલ,
ચાક ચમરી શો ચોટલો કરીએ અડયો રે લોલ. ૯

શ્રવણુ સુંદર આકાર સર્વે સીપના રે લોલ,
સોળે શોભીતા શણગાર સર્વે નીપન્યા રે લોલ. ૧૦

કાને વાળીઓ જડાવ ઝાલ ઝુમખાં રે લોલ,
જોત્ય મોતીએ પરોવ્યાં ઝુલે લુમખાં રે લોલ. ૧૧

સોના સાંકળી સરસાં સિક્કા જડામણી રે લોલ,
કોર તોરણુ મોતીની દીપે દામણી રે લોલ. ૧૨

તેજ શું કહું તાટંક તેણે લોલકે રે લોલ,
કલા ફુલ જડયાં નંગ તે અમુલ્ય રે લોલ. ૧૩

અર્ધ ચંદ્રમાં કપોલ શું કહું કથી રે લોલ,
ચૌદ-ભૂવનમાં અનુચરા સમું નથી રે લોલ. ૧૪

ભાલ આડય લાલ કુમકુમની રાનડી રે લોલ,
તપે ટીલડી કરી ન જાયે વાતડી રે લોલ. ૧૫

ભ્રકુટી મધ્યે સિંદુરની બીંદી કરી રે લોલ,
ચોઢયા ચોખલા કપોલ લોલ શું ભરી રે લોલ. ૧૬

ભ્રકુટી કમાન્ય કાન કોર શું અડી રે લોલ,
કીર નાસીકા વીંધી વિધિ કરે ઘડી રે લોલ. ૧૭

આંખ ઉપમા ન આવે કોઇ પલવટે રે લોલ,
વર્ણું વર્ણુંવુ જે અન્ય ઉપમા ઘટે રે લોલ. ૧૮

પદ્મ દીપક તારાનાં તેજ તે ગળ્યાં રે લોલ,
મીન ખંજન મૃગ માન મુકીને પળ્યાં રે લોલ. ૧૯

લક્ષ લક્ષ કાંતિ તીલકની લીલા જુએ રે લોલ,
ગોર ગાલમાં ત્રૈલોક મોહ્યા ત્રાજુવે રે લોલ. ૨૦

મોહ રૂપ ધયું બહુચરમા બાળીએ રે લોલ,
ગ્રહ ચાર રહ્યાં વેસરની વાળીએ રે લોલ. ૨૧

ગુરુ હીમ લાલ, ભોમ ભ્રગુ-મુક્તામાં રે લોલ,
શની ટીકીએ જોતાં જણાએ જુક્તામાં રે લોલ. ૨૨

અધર બીંબ કે પ્રવાલ લાલમાં મળી રે લોલ,
દંત પંકિત યુકિત દાડમ જે કેરી કહી રે લોલ ૨૩

ચળકે ચુનીઓ જડાવ ભાવ રેખમાં રે લોલ,
વદન નીરખતાં ન મળે મીન મેખમાં રે લોલ. ૨૪

હાવ ભાવ શું કટાક્ષ નેણ સેનનું રે લોલ,
ચીબુક ચારૂ વચ્ચે બીન્દુ પડયું મેનનું રે લોલ. ૨૫

કંઠ કોકીલા કપોત જ્યોત પોતની રે લોલ,
ભાનુ–યુકિતને પ્રમાણ તે ઉદ્યોતની રે લોલ. ૨૬



કોટે ચીણ માળા ચંપકલી ચમકતી રે લોલ,
ઘણી ઘુઘરી અરીસે દીસે ધમકતી રે લોલ; ૨૭

ગળે ઘરેણાં ઘણાં થયાં કચુંબલે રે લોલ
કનક સાંકળી તુલસી દોરો જમે ઝૂમી વળે રે લોલ. ૨૮

હીરા સાંકળી પાસીતે સેર ચારસું રે લોલ,
મુક્તા માળા એકાવન હારની રે લોલ. ૨૯

બે હમેલમાં હીરાના ઝળકારડા રે લોલ,
પારિજાતક મંદાર કેરા હારડા રે લોલ. ૩૦

બાહુ દંડ યગ્મ સુંઢ સરીખા સહી રે લોલ,
હાથ હાથની હથેલીએ મથ્યાં મહી રે લોલ. ૩૧

અતી અદ્‌ભૂત અંગુઠા સગે આંગળી રે લોલ,
અનુમાનમાં આવે તે મગની ફરી રે લોલ. ૩૨

નખ વીસ રાત દિવસે તારા તપે રે લોલ,
અન્ય ઉપમા તે અર્થ વ્યર્થમાં ખપે રે લોલ. ૩૩

બાંહે બાજુબંધ બેરખાં ને ફુમતાં રે લોલ,
બાંધ્યા બાદલે બન્યાં રહ્યાં છે ઝુમતાં રે લોલ. ૩૪

પાણ ચુડલા પ્રમાણ ચતુર રંગના રે લોલ,
અતી અરૂણ તરૂણ દંતે માતંગનો રે લોલ, ૩૫

બેહુ કોરમાં જડાવ લાલની કણી રે લોલ,
મધ્ય માણેક હીરાની સાથે કાંકણી રે લોલ. ૩૬

હાથે પોંચીઓ જવાલી ભાળી કંગની રે લોલ,
છબા છાપ આરસી જડી સુચંગની રે લોલ. ૩૭

ઉર ઓપતું રસાળ તે વીશાળ શું રે લોલ;
કોમળ કુચ કુચ અગ્ર મમરાલ શું રે લોલ. ૩૮

કંચુકી કનક કિનાર હારશું બની રે લોલ;
ચુવા ચંદન અરચીત સુગંધી સોહની રે લોલ. ૩૯

લેંઘો લાહ્યનો પહેર્યો તે રંગ જુજવે રે લોલ;
કસબ કોર જોર સાળુ કસુંબે ચુવે રે લોલ, ૪૦

પેટ પોયણી પ્રમાણ ક્ષીણ લંકણી રે લોલ;
સજ્યા મેખલા રસાલ કસી કંકણી રે લોલ. ૪૧

ઉદર ઉપર ત્રીવાળી વળી રહી રે લોલ;
ગિરિશ્વેત દેહ મધ્ય ત્રીવેણી વહી રહી રે લોલ. ૪૨

નાભી કમળ કૂવો કર્યો બે સુમારનો રે લોલ;
ભર્યો વારિ તે અખૂટ ઇન્દુ સારનો રે લોલ ૪૩

કંઠ હેઠ હેઠ વાંસો તે એકત્ર છે રે લોલ;
અધો મુખનું અખંડ કેળ પત્ર છે રે લોલ. ૪૪

કટી કેસરી હરી નીતંબ-સંદલી રે લોલ;
જંઘા યુગ્મ તે અધો મુખ કંદલી રે લોલ. ૪૫

ચારૂ ચરણ ચરિત્ર લખ્યાં ચો દિસાં રે લોલ;
પગે આંગળાં વાળ્યાં ચંપા કલી જસાં રે લોલ. ૪૬

ભરી ઝાબક કટોરી હીમ નાહનીઓ રે લોલ;
ઈન્દુ બિન્દુ ને આકારે એડી પાનીઓ રે લોલ. ૪૭

ઝેર-લંઘર તોડા ને ઘુઘરી તળે રે લોલ;
પાય નેપુરેને વિછુંવે મુનિ ચળે રે લોલ. ૪૮



નેણ કાજળ સાર્યાં ને કુમકુમ રોલસુ રે લોલ;
મંદ હાસ્ય કરે મુખ ભર્યાં તંબોળ શું રે લોલ. ૪૯

ઠડી ઠાંઠ આઠ આડ સખી સંઘમાં રે લોલ;
બાળી બહુચરા કરે કલોલ રંગમાં રે લોલ. ૫૦

કરે ગાન તાન પાન પાત્ર હાથમાં રે લોલ;
ફરે રમક ઠમક છમક સખી સાથમાં રે લોલ. ૫૧

દંત ઘૂંઘટ ગ્રહી રમે રસાળીઓ રે લોલ;
એક એકસુ લે હાથો હાથ તાળીઓ રે લોલ. ૫૨

કેશ પાશ કરી વાળીઆ અંબોડલા રે લોલ.
ફેર ફૂંડડી ફરે ને લે હંબોડલા રે લોલ. ૫૩

એ અખંડ ખેલ ખેલે બાળા બહુચરી રે લોલ;
ત્રણ દેવ લે ઓવારણાં ફરી ફરી રે લોલ. ૫૪

વિષ્ણુ વાંસળી બજાવે શબ્દ નાદ શું રે લોલ;
ડાક વાય છે મહાદેવ મુરજાદ શું રે લોલ. ૫૫

ધરી પાણી પોથીઓ તે મહા મુન્યમાં રે લોલ;
બ્રહ્માવેદ ભણે ચાર મુખે ધુન્યમાં રે લોલ. ૫૬

પુષ્પ ચંદન વરસાવે વિમાને દેવતા રે લોલ;
અઠયાશી સહસ્ત્ર ઋષિ સદાયે સેવતા રે લોલ. ૫૭

ગિરિશ્વેત તજી સેવક કાજે ધસી રે લોલ;
કળિકાળમાં ચુવાળમાં આવી વાસી રે લોલ, ૫૮

ભુરશું લહે ભવાની કેરા ભેદને રે લોલ;
આદ્ય અંત એ અગમ વેદ વાત ને રે લોલ. ૫૯

આ અખંડ ગરબો ગાય જે માનવી રે લોલ;
ચરણુ ચરણુ ને ઉચ્ચારે સ્નાન ઝાનવી રે લોલ. ૬૦

અષ્ટ સિદ્ધ નવે નિધ્ય લે ઓવારણાં રે લોલ;
દેવી વાંઝીયાં બંધાવે દ્વાર પારણાં રે લોલ. ૬૧

મન મોહ્યું ગોખ ચાચર સોહામણે રે લોલ;
ભટ્ટ વલ્લભ મેવાડો માને ભામણે રે લોલ.

---

### શ્રી વલ્લભ ભટ્ટ કૃત

## -- કળશ સ્થાપનનો ગરબો --

મ્હારી બહુચરા બાઇ રે એક દિને આઇજી આનંદમાં રે;
મ્હારી બહુચરા બાઇ રે બહુચરાજી બહુ સુખ કંદમાં રે મા.

બેઠાંતાં હાસ્ય વિલાસમાં રે–મ્હારી
ઉપજ્યું તે આસો માસમાં રે–મ્હારી ૨

ત્રણસોને સાઠ દિવસ વર્ષના રે–મ્હારી
તેમાં નવરાત્રના નવ દિવસ હર્ષના રે–મ્હારી ૩

બાળી બહુચરાએ એમ ધારિયું રે–મ્હારી
વરત કરું એ વિચારીયું રે–મ્હારી ૪

પ્રતિપદા આસો તણી રે–મ્હારી
ઉઠયાં સવારે શિરોમણિ રે–મ્હારી ૫

પરિયંક મૂકીને પરવર્યાં રે–મ્હારી
લડ સડતાં ડગલાં ભર્યાં રે–મ્હારી ૬



સખી સરવ આવી મળ્યાં રે—મ્હારી
નિત્યના નેમ કરવા વળ્યાં રે—મ્હારી ૭

નિત્યના નેમ સઘળાં થયાં રે—મ્હારી
માત મર્જન કરવા ગયાં રે—મ્હારી ૮

મર્જન કરીને માત આવીયાં રે—મ્હારી
આભૂષણ વસ્ત્ર મંગાવીઆ રે–મ્હારી ૯

જડયાં જડાવ ઝાલ ઝુલનાં રે—મ્હારી
અંબર અધીક અમુલનાં રે—મ્હારી ૧૦

વસ્ત્ર આભૂષણ–ધારીયા રે–મ્હારી
નેણે તે કાજળ સારીયા રે—મ્હારી ૧૧

કેસરની આડય કપોળ શું રે—મ્હારી
કુમકુમનું બીન્દુ મધ્ય ગોળ શું રે—મ્હારી ૧૨

સુધા પીધાં તે કલોલ શું રે—મ્હારી
મુખડાં ભર્યાં તંબોળ શુ રે—મ્હારી ૧૩

બરદે બોલ્યાં–બાળી બહુચરા રે—મ્હારી
સખી પ્રત્યે એમ ઉચ્ચર્યાં. રે—મ્હારી ૧૪

હું નવરાત્ર આદરું રે—મ્હારી
ખંત થઇ છે કહું ખરું રે—મ્હારી ૧૫

કરજોડીને કહે કિંકરી રે—મ્હારી
આઇજી ભલે ઇચ્છા કરી રે—મ્હારી ૧૬

જે જોઇએ તે મંગાવીએ રે—મ્હારી
અદ્ભૂત આલ રંગાવીએ રે—મ્હારી ૧૭

પ્રથમે પુજાપો આણીઓએ રે—મ્હારી
ને પરા પૂર્વે પ્રમાણીઓ રે—મ્હારી ૧૮

મંડપ થકી મહેલે ગયાં રે—મ્હારી
કુંભ સ્થાપવાને સજ થયાં રે—મ્હારી ૧૯

માએ મુની તેડાવીઆ રે—મ્હારી
સહુએ અઠયાશી ઋષિ આવીઆ રે—મ્હારી ૨૦

અવલોકીયાં આવી આઇ ને રે—મ્હારી
પ્રણમ્યાં શ્રી બહુચર બાઇને રે—મ્હારી ૨૧

વિપ્ર વદે માત શું કહો રે—મ્હારી
આઇ કહે દસ દિન અહીં રહો રે—મ્હારી ૨૨

હું નવરાત્ર કરૂં રીતસુ રે—મ્હારી
પાઠ કરો નિત્ય પ્રિત્યસુ રે—મ્હારી ૨૩

માત વાત રહી થયાં કામમાં રે—મ્હારી
મા ઋષિ થયા આરામમાં રે—મ્હારી ૨૪

ભક્ષ ભોજન કર્યાં ભાવતાં રે—મ્હારી
બાળને લાડ લડાવતાં રે—મ્હારી ૨૫

કહે બ્રહ્મા ભાગ્ય આપણાં ભળ્યાં રે મ્હારી
જપ તપ વ્રત સફળે ફળ્યાં રે—મ્હારી ૨૬

દેહ દમતા જે કારણે રે—મ્હારી
તે જોઈ જોઇ જઇશું માને વારણે રે—મ્હારી ૨૮

સુણી વચન ત્રિપુર તણાં રે—મ્હારી
આસન કિધાં આપ આપનાં રે—મ્હારી ૨૮



મહુરત જોઇને મુની મળ્યા રે—મ્હારી
તાપસ ટોળે થઈને પળ્યા રે—મ્હારી ૨૯

દેવી વદે વેળા થઇ રે—મ્હારી
સુખી સામગ્રી લઇ ગઇ રે—મ્હારી ૩૦

મૃતિકા મંગાવી મુની જને રે—મ્હારી
આસન કીધું કુંભ તુમને રે—મ્હારી ૩૧

જવના જવારા વાવીયા રે—મ્હારી
ગંગાજળે સીંચાવીયા રે—મ્હારી ૩૨

હિમ કળશ હિરે જડયો રે—મ્હારી
વિશ્વકર્માએ વિધિએ ઘડયો રે—મ્હારી ૩૩

નિરમલ નિર-ભરાવીયું રે—મ્હારી
શ્રીફળ શીશ ધરાવીયું રે—મ્હારી ૩૪

કુંભ ગ્રહ્યો કર યત્ન શું રે—મ્હારી
મુદ્રા પણ મુકી મધ્ય રત્ન શું રે—મ્હારી ૩૫

ભવ બ્રહ્માની સ્વામીની રે—મ્હારી
આસન બેઠાં અભિરાજ્યની રે—મ્હારી ૩૬

કર ઉપર કુંભ રાખીઓ રે—મ્હારી
મહા મુનીએ મંત્ર ભાખીયો રે—મ્હારી ૩૭

અંતર ઇચ્છા આઇ આપના રે—મ્હારી
પહેલે પહોરે કરી સ્થાપના રે—મ્હારી ૩૮

હેતે ધર્યો કુંભ હસ્તકે રે—મ્હારી
માલ વધાવી-મસ્તકે રે—મ્હારી ૩૯

અલવે થકા આઇ ઇશ્વરી રે—મ્હારી
પ્રેમે પુજે-જગદિશ્વરી રે - મ્હારી ૪૦

અર્ઘ પાધ્ય પહેલે કર્યા રે—મ્હારી
ચંદન કુમકુમ શું ધર્યા રે - મ્હારી ૪૧

અબીલ ગુલાલ કઢાવીયા રે - મ્હારી
સિંદુર સહિત ચડાવીયાં રે - મ્હારી ૪૨

પુષ્પ સમગ્ર સમર્પિયાં રે - મ્હારી
સાત ફળ સાથે અર્પીયાં રે - મ્હારી ૪૩

ધુપ દિપ ને ફળ ધારતી રે—મ્હારી
કરી કર્પુરની આરતી રે - મ્હારી ૪૪

નવનવા નૈવેધ ધારતી રે - મ્હારી
પછી કરી પંચં આરતી રે - મ્હારી ૪૫

પુજિ પધાર્યાં પ્રણાવરી રે—મ્હારી
પુષ્પ વધાવ્યાં વર્ણવી રે—મ્હારી ૪૬

મહા મુની સહુકો વિસરે રે—મ્હારી
પુજા કરાવી લોમ સે રે—મ્હારી ૪૭

ચાચર ચાલ્યાં ચીત ચાહીને રે—મ્હારી
ડાક વગાડે કર સાહીને રે—મ્હારી ૪૮

ગરબો ગાયો સખી સંગમાં રે—મ્હારી
માત સાત રાત પ્રાત માત રંગમાં રે—મ્હારી ૪૯

અષ્ટમી ગમીને કીધો યગ્નને રે—મ્હારી
આહુતી આપી અગ્નીને રે—મ્હારી ૫૦



નવ દિન ખેલ નવ નવા રે—મ્હારી
બહુચર ચાચરમાં હવા રે—મ્હારી ૫૧

દસમે દિવસે કર્યાં પારણા રે—મ્હારી
ખેચર શું મોકલ્યાં હકારણાં રે—મ્હારી ૫૨

ઋષિ સકળ બોલાવીયા રે—મ્હારી
ંાષી સંતોષી વળાવીયા રે—મ્હારી ૫૩

ચોસઠને નવ તેડાવીયા રે—મ્હારી
અંબિકા સહિત બધાં આવીયાં રે—મ્હારી ૫૪

આલમાં નડયાં આઇને રે—મ્હારી
મંડપમાં બેઠા ભરાઇને રે—મ્હારી ૫૫

પ્રથમે પૂજા કરી પ્રેમ શું રે—મ્હારી
આઇ આરોગાવ્યાં નેમ શું રે—મ્હારી ૫૬

ભોજન મંગાવ્યાં ભાવતાં રે—મ્હારી
બહુચર બેઠાં મધ્ય આવતાં રે—મ્હારી ૫૭

જનની જમે ને કરે લળી રે—મ્હારી
શકિત સકળ ટોળે મળી રે—મ્હારી ૫૮

શોભા જોઇ સંભારીએ રે—મ્હારી
કોટી કામ શશિ સૂર્ય વારીએ રે—મ્હારી ૫૯

ભોજન લઇને ભવાનીઓ રે—મ્હારી
મધ્ય મઢ જાય જાહેર વાતીઓ રે—મ્હારી ૬૦

ખાન પાન કરી પરિધાન શું રે—મ્હારી
શીક્ષા કરી સનમાન શું રે—મ્હારી ૬૧

ગાઈ વાઇ દાઇ ધાઇ જોખમાં રે—મ્હારી
બહુચર બેઠાં જઇ ગોખમાં રે—મ્હારી ૬૨

આસન બેસીને આઇજી ભણ્યાં રે—મ્હારી
આ ગરબાને આદર ઘણા રે—મ્હારી ૬૩

ગાય ગવરાવે કોકને રે—મ્હારી
જીવંત જીત્યે ત્રૈલોકનો રે—મ્હારી ૬૪

દશદિન મન સાથે સાંભળે રે—મ્હારી
રિદ્ધ સિદ્ધ નિધ આવી મળે રે—મ્હારી ૬૫

ધન દારા સતાન શું રે મ્હારી
અંતે પળે વૈમાન શું રે—મ્હારી ૬૬

આ ગરબાને વર આપીઓ રે—મ્હારી
એમ કહી કુંભ ઉઠાવીયો રે—મ્હારી ૬૭

બહુચર બરદ વદે બહુ રે મ્હારી
વેદ પુરાણ કહે સહુ રે—મ્હારી ૬૮

નરક નિવારણ નામ છો રે—મ્હારી
વલ્લભનો વિશરામ છો રે—મ્હારી ૬૯

---

## — ગોખનો-ગરબો —

### (રાગ સોરઠ)

ગોખ ઘણો ગુણવાન માજી તારો ગોખ ઘણો ગુણવાન—ટેક૦ ૧
જગમગ જ્યોત જગતના ઉપર કોટી ઉદય ભયો ભાણ—માજી ૨
ગોખ વિના ઘડીએ નવ ચાલે ગોખમાં સહુ ગુલતાન—માજી ૩



એક રૂપમાં તેહ ગોખ છે સમજો ચતુર સુજાણ—માજી ૪
કોઇ કર્મી કોઈ જોગી ઉદાસી, કોઇ ધરે છે ધ્યાન—માજી ૫
શકિત આશરે સર્વ પુજાએ બ્રહ્મ રૂદ્ર ભગવાન—માજી ૬
વેદમાતનુ વચનમાં વિચારે નેતી નેતી કહે ગાન—માજી ૭
તેના ગુણ કયમ ગાયે મુરખજન યદુરામ જીવન પ્રાણ—માજી ૮

---

શ્રી વલ્લભ ભટ્ટ કૃત

## — શ્રી ચક્રનો ગરબો —

### શ્રી આદ્યશક્તિના મહાપૂજાનું જેમાં વર્ણન છે.

(રાગ સારંગ)

શીશ નમાવું શારદા, ગિરજા કરજો ગંભીર;
સેવક જાણી પોતા તણો, મહાપતિ દેજો ધીર. ૧

હું નવ જાણું ખોટું ખરું, નવ જાણુ એકે અક્ષર;
હ્રસ્વ દીર્ઘ જાણું નહીં, તે માટે કરજો મહેર. ૨

નમું નમું ગણપતિ શ્રી ગુરુ, નમું ગૌરી મહેશ;
સેવક સત્ય ઠરાવજો, તે માટે માંગુ ઉપદેશ. ૩

શિવ સહિત ગુરુદેવને, નમું હું આરતત્રાન
કૃપા દષ્ટે માયા કરી, સર્વ થાજો સાવધાન. ૪

વંદુ ગુરુ પરમહંસને, નમું બેઉ કર જોડ;
જન્મ મરણ ભય ટાળજો, પૂરો મનવાંછીત કોડ. ૫

ચારે વેદને પ્રણમું, પ્રણમું સિદ્ધ મહામુન્ય;
ભક્ત અભક્તને પ્રણમું, પ્રણમું શબ્દને શૂન્ય. ૬

વંદુ બાલા બહુચરી, લળી લળી લાગું પાય;
શુદ્ધ બુદ્ધ દેજો સરસ્વતી, શ્રીજી થાઓ રહાય. ૭

અક્ષર આપો નિર્મળા, વિનતિ ધરજો કાન;
ગરબો ગાવાની ઇચ્છા થઇ, તમ યશ કરવા પાન. ૮

અવિચળ વાણી આપજો રહેવા ચરણ નિવાસ:
ભવના બંધન કાપજો, કામ ક્રોધ મોહ પાસ. ૯

રમઝમ રમવા નિકળ્યાં, શક્તિ સત્ય સ્વરૂપ;
અંગે આભુષણ સારિયાં, કાળીરૂપ અનુપ. ૧૦

ખાંધે ઓઢી ઘાટડી, ઉર મુક્તાનો હાર;
સુરિનર મુનિજન મોહી રહ્યા, એવી કળા છે અપાર. ૧૧

કાંબી કડલાં શોભિતાં, શોભિતા અણુવટ સાર:
વિંછુવા વાગે અતિ આગળા, ડમરૂ લંગર તાર. ૧૨

કુંડે કટી ત્રિમેખલા, શોભે રત્ન જડિત;
બાંહે બાજુબંધ બેરખા, જોઇ જોઇ થઇ એ ચકિત. ૧૩

ઝરમરને વળી ઝુમણું, પહેર્યાં પાટી સાર;
ચેણ માલા ને વળી હાસડી, ચંપક ચોસરી હાર. ૧૪

દુગ દૂગી દોરા કંડે સરી, ચોકી ચળકે બંધ;
ચુવા ચંદન ઉવેખીયાં, વળી અબીલ સુગંધ. ૧૫

કાને ઝાલ્ય ઝબુકતી, ગળ સ્થળ ઝળકે ગાલ;
તાંત્ય તરસતીયું ને વેડલા, પાંદડી જડી બહુલાલ. ૧૬

નથ નાકે મોતીડે જડી, ચાંદલો પુનમ ચંદ;
આડ્ય લલાટે અતિ ઓપતી; જોતા આનંદ કંદ; ૧૭



ઘાટડી ઉતારી ઓઢી ઓઢણી, તેની કસુંબી કોર;
આંખ અંજન એવું કર્યું, જે ત્રણ ગુણ ભૂલ્યા જોર. ૧૮

સેંથો ભર્યો સિંદુર શું, વેણી વાસુકિ નાગ;
ખટ દશ અંગે સારીયાં, માતા મોટે ભાગ્ય. ૧૯

## — અધ્યાત્મ ભાવ પૂજા —

શણગારની શોભા કહી, હવે કહું ગરબો વિશાળ;
કુર્મ તણી ગાદી કરી, રેશમ ભરત રસાલ. ૨૦

ઉઢાણી કરી શેષનાગની, જોતાં તેણી વાર;
ગરબો બિરાજે ખગોળનો, રાતો રંગ ભરસાર. ૨૧

પૃથ્વી પંચાસે કરોડનું, કોડિયું કર્યું તત્કાળ;
અષ્ટકુળ પર્વતની વાટકી, સાત સાહર ઘૃત વિશાળ. ૨૨

મધ્ય કાકડો શરૂ તણો, ઉદિત થયો તે પ્રકાશ;
તેની જોત્ય જોતાં થકે, તે નથી અંજાતા દાસ. ૨૩

ઝંપલાણા જ્યોતે કરી, દૈત્યરૂપિયા પતંગ:
લોચન તણા ચાળા કરે, માજી પૂરણ રંગ. ૨૪

સાથે સોહામણાં અંબિકા, તે પણ તેજ સ્વરૂપ;
ચંડિકા ને વાહેશ્વરી, કાલી ગીદ સ્વરૂપ; ૨૫

લક્ષ્મીનાથ નારાયણી, પાર્વતી પર વેણ;
મહાકાળી માપેશ્વરી, સાથે શ્રી સુખદેણ. ૨૬

આદ્ય ભવાની બગલામુખી, બહુચર બાળે વેશ;
ત્રિપુરા ને ભુવનેશ્વરી, મળી સહુ સરખે દેશ. ૨૭

જોગ માયા ને વળી જોગણી, જ્વાળામુખીનું સ્વરૂપ;
સાથે સોહામણી સુંદર. જોઇ મોહ પામે ભૂપ. ૨૮

મહામાઇ માત આશાપુરી, હિંગલાજ ને હરસિદ્ધ;
ગાંયત્રી ને શારદા, તે શોભે પરમ પ્રસિદ્ધ. ૨૯

લલિતા રૂપ સોહામણું, વહેરાઇ છૂટે કેશ;
ચિદાનંદી ને રાધિકા, જનની જ્યોત વિશેષ. ૩૦

આદ્ય ભવાની ઇંદ્રિકા, જળદેવી સર્વ સાથ;
જોતાં જોડ મળે નહિ, તે જુક્તિ છે વિખ્યાત. ૩૧

એક એક પે અતિ શોભતી ગાયે ગરબો રસાળ;
સાથે બીજી અનેક છે, કહેતાં ના આવે પાર. ૩૨

ચોસઠ જોગણી મળી કરી, ગાવા માંડયા છંદ;
માંહો માંહે તાલી દેઇ મુનિવર પાડયા ફંદ ૩૩

થેઇ થેઇ કરે ને ફરે ફૂદડી, ગાયે ગરબો ગીત;
ચાલની ચતુરાઇ જોઇને, સુરનર ભૂલ્યાં રીત ૩૪

ઢોલ દદામાં ને દુંદુભિ ચંગ ઉપંગ પખવાજ;
શ્રી મંડળ સોહમણું, છત્રીસે વાજે સાજ. ૩૫

ખેલ રચ્યો ખાંતે કરી, રસનાએ ન કહેવાય;
વેદ વચનમાં આવે નહિ કવિજન કેમ કરી ગાય ? ૩૬

વિષ્ણુ આવ્યા વૈકુંઠથી, જોવા નવરાત્રિ ખેલ;
નિજ માયા પોતાતણી સાથે સુંદરી સાહેલ. ૩૭

બ્રહ્માજી બ્રહ્મ લોકથી, પધાર્યા પૂરણ પ્રીત;
સાથે બ્રહ્માણી સંચર્યા, ગાવા લાગ્યાં ગીત. ૩૮



શિવ આવ્યા કૈલાસથી, પોતે પૂરણ બ્રહ્મ;
જાણે છે રસ રીતને, સંગે ગૌરી પ્રાક્રમ. ૩૯

શિવ સંગે ગણ શોભે વળી, નંદી ભૃંગી સાજ;
રિધ સિધ કર જોડી રહી, સંગ ગણપતિ મહારાજ. ૪૦

શેષનાગ પાતાળથી, રચના જોવાને કાજ;
પરમાનંદ શું પરવરે, સંગ નાગિણી સમાજ. ૪૧

ઇંદ્રપુરીથી ઇંદ્ર આવિયા, વળી ઇંદ્રાણી સંગ;
સાથે અપ્સરા છે ઘણી, કરે નિત્ય નવલા રંગ. ૪૨

પાંચ પાંડવ સાથે દ્રૌપદી, તે પણ આવ્યાં તર્ત;
નારદ આવ્યા સ્વર્ગ લોકથી કરવા માંડયું નૃત્ય. ૪૩

કરોડ તેત્રીસે દેવતા સરવે આવ્યા સાર;
સહસ્ર અઠયાસી ઋષિ મળી ઋષિ પત્ની પરિવાર. ૪૪

શ્રી આચાર્યે મધ્યે રહી લહરીનો કર્યો ઉચ્ચાર;
ત્યમ ત્યમ માજી મદે ચઢયાં, ગાય છે ગરબો સાર. ૪૫

અદ્‌ભૂત ખેલ બન્યો ઘણો થઇ રહ્યો જય જયકાર;
તારા મંડળ થંભી રહ્યું, વનચર ન કરે આહાર. ૪૬

જગત જનેતા તવ બોલિયાં, મનમાં થઇને પ્રસન્ન;
નવરાત્રિ પૂરણ થઈ આજ કરવું અર્ચન. ૪૭

શ્રી આચાર્યે શીઘ્ર થઇ પદ્ધતિ લીધી હાથ;
"શ્રી ચક્ર" સોહામણું પૂર્યું શ્રી વૈકુંઠનાથ. ૪૮

માનરોવર મધ્યે રહી, પ્રીતે કરે છે પૂજન;
ગુલાલ ભરે ગૌરીપતિ, હર્ષ વાધ્યો છે મન. ૪૯

ધૂપ દીપ સરવે વિધિ મૂકી છે વિધ વિધ;
અટુક બલિદાન જે ધરે મૂકયા છે સાન્નિધ્ય. ૫૦

ફલ તાંબૂલ ને એલચી, સોપારી ને કપૂર:
જે જોઇએ પૂજા સામે તે પાસે ભરપૂર.. ૫૧

પવિત્રપણે જુગતી કરી, પહેર્યાં પીતાંબર ચીર;
મુગટાશણિયાં રેશમી, નાહી શુદ્ધ નિર્મળ નીર. ૫૨

આસન નાખ્યાં શોભતાં, બેઠા સરવે વીર;
ધ્યાન ધરે ગુરુદેવનાં, નિર ભ્રાન્ત મન ધીર. ૫૩

અગમ શાસ્ત્ર અનુસરી કરી, કરી ગાયત્રી ધૂન;
ઈત્યાદિક ઇષ્ટદેવનું, કરે સ્મરણ મહામુન્ય. ૫૪

ન્યાસ ધ્યાન વિવિધનાં, તે કરી અનુરાગ;
ન્યાતિ વરણ ધરે નહિ, મન કર્મ વચન વૈરાગ. ૫૫

"**सोऽहं**" શબ્દ સુણી રહ્યા એમાં ન મળે લવલેશ;
અનુભવ તે દ્વાદશતણું, ન કહી શકે શારદ શેષ. ૫૬

કારણ કુંભ વચ્ચે ધર્યો, શુદ્ધ ગંગાજલ નીર;
દેવ તર્પણ કરી રહ્યા, આરતી કરે છે ગંભીર. ૫૭

આરતી કરે એક એકને, લાગે છે ઘણું પાય;
તે આનંદની વાતડી, રસના એ ન કહેવાય. ૫૮

પ્રથ ઉચ્છિષ્ટ કરાવિયું, જક્ત થવાની પાસ;
કવલ ભરાવ્યો આચાર શું, માજી થયાં ઉલ્લાસ. ૫૯

જનની ઉચ્છિષ્ટ જે વધ્યું, તે નાખ્યું કલશ મોઝાર;
ત્યાર પછી વીરને તે ધટે, તીરથનો અધિકાર. ૬૦



ગુરુએ દીધી આજ્ઞા ઊઠતા નારદ મુન્ય;
હાથોહાથ પાત્ર દેઇ ગયા, નારદને અર્જુન. ૬૧

તત્પર થઇ ગુરુ દેવજી, કરમાં લીધો કળશ;
પ્રથમ પાત્ર પોતાતણું, શુદ્ધ ભરિયું સરસ. ૬૨

ત્યાર પછી વીર યોગણીને પાત્ર ભર્યાં ભરપૂર:
શ્રી નાથાદિક ઉચ્ચર્યા, સર્વ થઇને સૂર. ૬૩

સંભાળીને સર્વને, પાત્ર પૂર્યાં અનુમાન;
"**जुहोमि**" કર્યાં ગુરુગમ શું, કરી ગુરૂજીનું ધ્યાન. ૬૪

ચરવણ કરી આદુ કણી, શુદ્ધ ચરવણની રીત.
વ્યાસ વ્યંજન ને ભૈરવા, તે સમે છે રે ઘટિત. ૬૫

ફરી પાત્ર સર્વે ભર્યાં, તે છે પ્રથમ પાન;
શ્રામતી કરી સાધના, તે કરી છે અનુમાન. ૬૬

"**जुहोमि**" કરી વરતાવિયું બીજું ભર્યું તત્કાલ;
સર્વને આજ્ઞા કરી, સિંચ્યું સુધા રસાલ. ૬૭

ત્રીજું પાત્ર વળી ભર્યું, ગુરુરૂપે પોતાને હાથ;
મદ્ય મીન કરી વરતાવિયું, હરિહર બ્રહ્માનાથ. ૬૮

તદનંતર ચોથું ભરી, રાખ્યું કર ત્રિકોણ મધ્ય;
મધ્ય વિષ્ણુ ભૂતવાણી કરી, ચોથું વરત્યું શુદ્ધ. ૬૯

ત્યારે ચરવણ મૂકયાં મોકળાં, વરત્યો કેવલ બ્રહ્મ;
આરોગાવે એક એકને, કર્યું કૌલનું કર્મ. ૭૦

પાંચમું પાત્ર મરજાદનું, તે ભરિયું સાક્ષાત;
"**ह्रींसिद्धि**" શ્લોક કહી, વળી વર્ત્યું વિખ્યાત. ૭૧

પાંચ પાત્ર એમ વરતિયાં, બીજાં વરતિયાં ચાર;
માંહો માંહે ઉચ્છિષ્ટ લઈ, કર્યો ચરવણનો વિચાર. ૭૨

પંચમકાર યુત સાધના, તે કરી શાસ્ત્ર મરજાદ;
જય જય જય જગદંબિકા, કર્યા સુરે દંદુભિ નાદ. ૭૩

નવ પાત્ર પૂરાં થયાં, થઇ રહ્યા પદ્ધતિ કર્મ;
પૂરણ કર્યાં મુક્તા ફળે, એ છે પાત્રનો ધર્મ. ૭૪

સર્વ દિયે ગુરુદેવને, ફરી ફરી પૂરણ પાત્ર;
આશિષ વચન ગુરુ બોલીયા, હોજો જનની યાત્ર. ૭૫

પૂરણ પાત્ર કર્યા પછી, લીધું અંબાનું નામ;
સુરતા થઇને ચરણની, વિધિ પામ્યા આરામ. ૭૬

ચરવણ કરે છે ચતુરાઇનું, વળી વરતે છે કવલ;
દેહ દશાને ભૂલી ગયા, ગાવા માંડયાં ધવલ. ૭૭

પરિપૂર્ણ ગરબો થયો, પૂરણ પદ્ધતિ સાર.
પૂરણ સદા છે અંબિકા, સલંગ સુરણ વિહાર. ૭૮

લવિંગ સોપારી ને એલચી, પાનનાં બીડાં પાસ;
સંભાળી સરવે મળી, પૂરણ કર્યો મુખવાસ. ૭૯

ગુરૂદેવ શિવ પ્રત્યે કહ્યું, ગચ્છીએ નિજ મંદિર;
સહુને ચિત ચડી ગયું, સારું એ સુંદીર. ૮૦

શ્રી ચક્રને શીશ નામિયું, શક્તિને લાગ્યા પાય;
પૃથક પૃથક પોતાતણે, મંદિર દિશાએ જાય. ૮૧

શિવ શક્તિ ગુરૂદેવનું, છે એ એક સ્વરૂપ;
માટે ભેદ ન જાણશો સેવો શક્તિ અનુપ. ૮૨



કવિજને કરી વિનતિ, સુણજો શૈવાદિક;
ચરણ કમલમાં રાખજો, કૃપા કરજો અધિક. ૮૩

કહેવરાવ્યું કરૂણા કરી, વાણી વચન પ્રકાશ;
ગાય ભણે ને સાંભળે, તે જન જનનુની પાસ. ૮૪

પંચવીશ સેં આઠ અક્ષર છે બીજા ઉપર ચાર;
અક્ષરે અક્ષરે છે સાધના, ગુરૂ ગમે કરજો વિચાર. ૮૫

સ્તુત્ય ગરબો, પદ્ધતિ મળી, સત્યાશી છે ચોપાઈ;
ગાય શીખે ને સાંભળે, તેને સદા સુખદાઇ. ૮૬

પરમહંસ કૃપાએ કરી, સુંદર શૈવ સુજાણ;
વલ્લભ ગુલામની વિનતિ, માજી કરજો પ્રમાણ. ૮૭

---

## — ચમત્કારનો ગરબો —

કર્તા :– દયારામભાઇ (મોઢ બ્રાહ્મણ)

સમે શ્રીભુજના સુતને આરાધું;
ગ્રન્થ જ્ઞાન બુદ્ધિ વડે સાધું રે. મ્હારી બહુચરાજી મા૦ ૧

સરસ્વતી હાથ ઝાલીને મારો;
હું તો વર્ણન કરું શ્રી બહુચરા તમારો રે. મ્હારી૦ ૨

બ્રાહ્મણ ભાવે ભર્યો બ્રાંત ખાત બોલે;
ન આવે નગ્ર સનખલપુર તોલે રે. મ્હારી૦ ૩

કોમળ કડલામાં કાંબીઉં બીરાજે;
પગ પડછંદે ગગન ચૌદ ગાજે રે. મ્હારી૦ ૪

દશ આંગળીએ વીંટીઉંના વાળા;
નખ વિશે ચળકે નવલક્ષ તારા રે. મ્હારી૦ ૫

પહેર્યો વેઢલો ને ગુજરી રૂડી;
બાંહે બાજુબંધ કનક મધ્યે ચુડી રે. મ્હારી૦ ૬

ભાલ ભ્રુકુટિયાં રવિ તારા ઝળકે;
છૂટે અંબોડે શિરોમણિ નાગ લળકે રે. મ્હારી૦ ૭

લાયક વાળી વાળીના રંગ જુદા;
ગોળ ઘુઘરા વાગે વીંછુવા રે. મ્હારી૦ ૮

શનખલપુર સર્વ વૈકુંઠ મણિ છો;
તેને માથે માત બહુચરા ધની છો રે. મ્હારી૦ ૯

મેરૂ મૂકી ઘોળાગઢ આવ્યાં;
રાજ સનખલપુર સોહાવ્યાં રે. મ્હારી૦ ૧૦

છળવા શોણિતપુરનો ભૂપ;
વિશ્વનાથે ધર્યું વામન રૂપ રે. મ્હારી૦ ૧૧

વામન સ્વરૂપે બળિનું રાજ્ય લીધું;
કદમ ત્રણ વચ્ચે માપ એ કીધું રે. મ્હારી૦ ૧૨

ત્રીજું કદમ પાતાળ વચ્ચે માપ્યું;
માનસરોવર માજીને કાજ સ્થાપ્યું રે. મ્હારી૦ ૧૩

ફૂટયું પાતાળ પગનું જોર જાણી;
તેમ પ્રગટયું સજીવન પાણી રે. મ્હારી૦ ૧૪

જળ પ્રગટયું જોઇ પ્રસન્ન થયું મન;
તેમાં આપે માજી પુરુષાતન રે. મ્હારી૦ ૧૫



ઘોળાગઢનું તે રાજ મૂકી દીધું;
આસન આવીને તે ઠામ કીધું રે. મ્હારી૦ ૧૬

સુખ પામ્યાં આસન કરી સ્થિર;
સરોવરમાં તે પુણ્ય શરીર રે. મ્હારી૦ ૧૭

રામ ખીલ્યાં ભરાઇ રસ થૂલે;
આસન વાળી બેઠા વરખડી મૂળે રે. મ્હારી૦ ૧૮

અભય આસન કરી માત રહ્યાં રે;
પરછો આપીને પ્રત્યક્ષ ત્યાં થયાં રે. મ્હારી૦ ૧૯

આપો મતિ માને શાપ નામું;
કરી કુરૂણા જોયુ કાલરી સામું રે. મ્હારી૦ ૨૦

વજો સોલંકી તે રાજમાણે છે;
ચોક ચારસેં ચુંવાળનો ધણી છે રે. મ્હારી૦ ૨૧

## — પરચો ૧ લો —

વજો સોલંકી પવિત્ર જેનું નામ;
ઘેર એકસો ને આઠ દુજે ગામ રે. મ્હારી૦ ૨૨

વજો સોલંકી વૃદ્ધ થિયા રાય;
પેટ પુત્ર નથી એ મોટો અન્યાય રે. મ્હારી૦ ૨૩

વજા સોલંકીની રાણીઓ સોહાવે;
તેનું પિયર વસઇ મધ્યે કહાવે રે. મ્હારી૦ ૨૪

રૂપ રંગને પ્રેમરસ ખીલી;
કુલ ઊંચુ ને જાત વાઘેલી રે. મ્હારી૦ ૨૫

તેને ગર્ભ રહ્યો નાભિને પ્રકાશ;
તેને પ્રજા પુત્રની થઇ આશ રે. મ્હારી૦ ૨૬

નવ માસ થયા ગર્ભવાસ માંહિ;
પુત્રી જન્મી ને નિરાશ થઇ ત્યાંઇ રે.

મ્હારી૦ ૨૭

આશા પુત્રની હતી તે ઉડી ગઇ;
મધ્ય રાત્રે એક દીકરી થઇ રે.

મ્હારી૦ ૨૮

જન્મ થયો મધ્ય રાત્રિને ટાંણે;
વાત રાણી ને વડારણ જાણે રે.

મ્હારી૦ ૨૯

રાજા વૃદ્ધ ને રાણીની જુવાની;
વાત રાખો નગરમાં છાની રે.

મ્હારી૦ ૩૦

વાત હોઠ બહાર ફડફડશે;
રાજ ફટાઇઆને ત્યાં જાશે રે.

મ્હારી૦ ૩૧

વેણ પ્રભાતે વડારણે કહ્યો;
વહેંચો સાકર રાયને કુંવર થયો રે.

મ્હારી૦ ૩૨

વાત વડારણની નગ્રમાં જાણી;
આખા શુભ દેશમાં તે સાકરો વહેંચાણી રે.

મ્હારી૦ ૩૩

લોક કહે છે રાજાનું રહ્યું પણ;
કર્યું સગપણ જઇ પાટણ રે.

મ્હારી૦ ૩૪

વેવિશાળમાં વાધ્યો છે રંગભેર;
કન્યા સત્તર કુંવર વરસ તેર રે.

મ્હારી૦ ૩૫

કોમળ લહેર પાટ અંગમાં સોહાવે;
તેને મરદંગી વસ્ત્ર પહેરાવે રે.

મ્હારી૦ ૩૬

એ છે કન્યા ને કુંવર કહ્યો છે;
ઉર ઉપર તો અંબુજ રહ્યો છે રે.

મ્હારી૦ ૩૭



મ્હારી૦ ૩૮

કન્યા તેડી પાટણ થકી ઘેર:
રાત અડધીએ તે ઉપનીશી પેર રે.

મ્હારી૦ ૩૯

જમરતાદીલ સ્થિર સંજોગ;
માગ્યો ભામનીએ ભરથાર સાથ ભોગ રે.

મ્હારી૦ ૪૦

થાળ ભરી કન્યા તત્પર થયાં;
મહિપતિની મેડીએ ગયાં રે.

મ્હારી૦ ૪૧

આનાકાની થઇ ભ્રાંત થઇ ભારી;
વાત ચાવડીએ લીધી વિચારી રે

મ્હારી૦ ૪૨

જાણ્યું બીરાજ્યો છે ભલો ભૂપાલ;
વાંક કોનો કાઢું ફૂટ્યું કપાળ રે.

મ્હારી૦ ૪૩

અણવર હતા સોલંકી જેવા ભૂપ;
જ્યારે જોયું ત્યારે નારીનું સ્વરૂપ રે.

મ્હારી૦ ૪૪

મહાદુઃખથી ચિંતાતુર થઇ;
આણું આવ્યું ને પિયર પાછી ગઇ રે.

માએ માનુનીતું મુખ જોયું ન્યારી;
સારા ભાવ વચ્ચે દેહ જાણી વાળી રે.

મ્હારી૦ ૪૫

માતા જુવે છે માનુની કેરૂં મુખ;
સામા સાસરામાં કોનું છે દુઃખ રે.

મ્હારી૦ ૪૬

દુઃખ નથી સુખ, મરજો મા ને બાપ;
જન્મ થતાં સે ન કરડયો કાળો સાપ રે.

મ્હારી૦ ૪૭

ઘણાં સુખમાં લખાવ્યું બહુ દુઃખ;
ગળથુંથીમાં શે ન પાયું વિખ રે.

મ્હારી૦ ૪૮

વાત કહાડી પરણ્યાની રીત ભારી;
નર જોયા વિના પરણાવી નારી રે. મ્હારી૦ ૪૯

વળી પાટણમાં વાત બધે થાય;
કર્યો મહિપતિએ મોટો અન્યાય રે. મ્હારી૦ ૫૦

એવી અધર્મ વાત મચાવી;
એણે પુત્રી સાથે પુત્રી પરણાવી રે. મ્હારી૦ ૫૧

વેણ પુત્રીનાં કઠણ ઘણાં લાગે;
તેડું જમાઇ તો ભ્રાંત મારી ભાગે રે. મ્હારી૦ ૫૨

વેણ પ્રજાનાં પોતે રહ્યો સહી;
તેડું સાસરે રમવા જમાઇ રે. મ્હારી૦ ૫૩

વાત મહિપતિએ કરી ભારી;
લખ્યો કાગળ સાંઢ હલકારી રે. મ્હારી૦ ૫૪

ભાત ભાતના સજ્જન સહુ આવો;
સોલંકી સાથે સૌ રમવાને આવો રે. મ્હારી૦ ૫૫

સુણી વાત સૌ હરખાયા;
ચઢી સોલંકી તે ચારસેં ગયા રે. મ્હારી૦ ૫૬

બન્યા ઘરેણાં પહેરીને નરેશ;
કોઇને વરસ થયાં સોળને વીસ રે. મ્હારી૦ ૫૭

પહેરી બખતર પાઘર ભૂમિ ખેલા;
સજ્યાં આભૂષણ બન્યા ગોરખ ચેલા રે. મ્હારી૦ ૫૮

હૈયે હરખ તે ઘણો ભરાય;
પછી ભોજનના વેળા થાય રે. મ્હારી૦ ૫૯



બોલ્યા સોલંકી સાથ સસરો વાણી;
થાઓ તત્પર ગંગાજળ પાણી રે. મ્હારી૦ ૬૦

સાથે સર્વને જમવાનું મન થાય;
તેજપાલ ઘણું મન અકલાય રે. મ્હારી૦ ૬૧

મૂકાવ્યું પાણી કર્યો નાવાનો વિચાર;
પાસે ઊભા ચાવડા ઊભા રહ્યા દશ બાર રે. મ્હારી૦ ૬૨

સસરો બોલ્યો વચન ગર્વ ભરાયો;
જમાઇ થાકયા હશે ચોળીને નવરાવો રે. મ્હારી૦ ૬૩

ઉર ઉપન્યો અંબુજ પુર લાજે;
વસ્ત્ર ઉતારૂં તો ભરમ મારો ભાગે રે. મ્હારી૦ ૬૪

પહોંચો પકડી સસરાએ હાથ સાહ્યો;
મરણ ભલું મનખો જાશે મારો રે. મ્હારી૦ ૬૫

એને નાઠાનો જડે નહિ ઠામ;
બાઇએ ઘાલી નાસવાની હામ રે. મ્હારી૦ ૬૬

નાખ્યો હાથને કટારી આવી કુમ;
તેવે પડી પાટણ વચ્ચે બૂમ રે. મ્હારી૦ ૬૭

દીલ ધરતાં તે વાત હવે આવી;
લાલ ચાકર પાસે મંગાવી રે. મ્હારી૦ ૬૮

હચામચ લોક મધ્યે મચાવી;
ચાવડા મળ્યા વીસ બાવીસ રે. મ્હારી૦ ૬૯

ક્ષત્રી બૂમ સુણી સૂર ઉપજ્યું આપ;
કોટી ગૌહત્યાનું બેસે શીર પાપ રે. મ્હારી૦ ૭૦

પોચ્યા પેંગડામાં પગનું જોર જાણી;
માર્યો આંચકો ચાવડા નાખ્યા તાણી રે. મ્હારી૦ ૭૧

કર્મહીણે કર્યો ત્યાં મોટો ફંદ;
કર્યા બાર દરવાજા બંધ રે. મ્હારી૦ ૭૨

સૈન્ય ચાવડો લઇ ચાલ્યો ઘણું જોર;
આગળ જાય સોલંકી તારો ચોર રે. મ્હારી૦ ૭૩

ઘોડા જોર કરી ચાવડે હલકાર્યા;
ચોક ચારસેં સોલંકી ત્યાં માર્યા રે. મ્હારી૦ ૭૪

તેજપાલને લીધો ત્યાં ઘેરી;
થયો હોકારોને ઘોડી પાછી ફરી રે. મ્હારી૦ ૭૫

ચઢયું તેજપાલને ઘણું શૂર;
શૂરા સાતસેં કર્યા ચકચૂર રે. મ્હારી૦ ૭૬

રોમ ખાવી આંખ્યે આવ્યાં જળ;
શૂરા સાતસેં માર્યા બરછીને ફળ રે. મ્હારી૦ ૭૭

કર્યો ઘેરો ને રોશ થઇ બુદ્ધિ;
મારી એડી દરવાજો લાલ કૂદી રે. મ્હારી૦ ૭૮

વિકટ સમો થયે ત્યાં ઘણું વિભાસે;
ચાલી કૂતરી તે ઘોડીના વાંસે રે. મ્હારી૦ ૭૯

ચાલી ઘોડી દક્ષિણ ખૂણ ન્યાળી;
લાલ રહેતી નથી હાથમાં જાલી રે. મ્હારી૦ ૮૦

ચૈત્ર માસનો તડકો તે ઝાઝો;
મધ્ય ઝાડી વચ્ચે કાલરી નાઠો રે. મ્હારી૦ ૮૧

કર્યો પશ્ચિમ ઉપર પ્રવેશ;
છૂટો અંબોડો ધૂળ ભરાય કેશ રે. મ્હારી૦ ૮૨



જીવ સ્થિર નથી સોર શો મચાવે;
પરિશ્રમ પછી શાંતિ પમાવે રે. મ્હારી૦ ૮૩

આવ્યો ઓર દઇ બોરું વન પાસે;
સમી સાંજ થઇ ત્યાં નિવાસે રે. મ્હારી૦ ૮૪

ચૈત્ર માસનો જબરો છે દન;
લાગ્યો તાપ જે અકળાયું તન રે. મ્હારી૦ ૮૫

કર્યું આસન આવીને વરખડી;
જઇ કૂતરી ત્યાં ખાબડામાં પડી રે. મ્હારી૦ ૮૬

ઘડીવાર થઇ જળ પીવા લાગી.
ક્રોધો કૂતરો ભ્રાંત સૌ ભાગી રે. મ્હારી૦ ૮૭

ચડી વરખડે દીઠું નહિ કોઇ જાત;
ત્યારે ઉતાર્યું જઇ લાલ કેરું સાજ રે. મ્હારી૦ ૮૮

ઘોર વનમાં લોકોની થાય ચોરી;
લાલને ખાબડા ઉપર બાઇએ દોરી રે. મ્હારી૦ ૮૯

લાલને નવરાવીને બાંધ્યો અછોડો;
મટી ઘોડીને નીપજ્યો ઘોડો રે. મ્હારી૦ ૯૦

બિશ્વાસ આવ્યો ઘણો બાઇને મન;
જળ વચ્ચે ઝંપલાવું મારું તન રે. મ્હારી૦ ૯૧

ચડી વરખડીએ શોક સમાવા;
કોઇ દીઠું નહીં પછી ગયાં ન્હાવા રે. મ્હારી૦ ૯૨

આભૂષણ ઉતાર્યાં કોઇ ન દેખે જન:
ઉતર્યાં જળમાં ને પ્રસન્યું તન રે. મ્હારી૦ ૯૩

ઉર અંબુજ ગયાં છે સમાઇ;
મટી નારીને મુખે મૂછ આવી રે. મ્હારી૦ ૯૪

— પરચો ૧ લો —

રૈન મટી ગઇ ઉગ્યો જળદ;
મટી નારી ને માજીએ કીધો મરદ રે. મ્હારી૦ ૯૫
કર્યું ત્રિશૂળ તે વરખડીના મૂળે;
આ એંધાણીએ ભૂમિ મને જડે રે. મ્હારી૦ ૯૬
માજી મળ્યાં રૂપ મેરીનું સમાવ્યું;
સ્થાપ્યું શહેર કાલરી ગામ આવ્યું રે. મ્હારી૦ ૯૭
આવી સેવકને લીધા કર સાહી;
વજા સોલંકીને ઘેર વધાઇ રે. મ્હારી૦ ૯૮
વાળ્યું વેર આવ્યું ચારસેંનું ટાણું;
પહેલાં પાટણમાં મોકલ્યું આણું રે. મ્હારી૦ ૯૯

— પરચો ૨ જો —

પરચો સુખનો એને પડયુ ચેન;
એવે આવ્યું બેડી મુગલ કેરું સૈન રે. મ્હારી૦ ૧૦૦
ચડી કોઇ અસુર આવ્યો જાગી મતિ હિણે;
મત્તિ હીણે દેવમૂર્તિ ભાંગી રે. મ્હારી૦ ૧૦૧
ત્રણ લોકમાં પડાવે છે ત્રાસ
ધર્મ હિંદુનો કરાવે છે નાશ રે; મ્હારી૦ ૧૦૨
સામનો કરનાર મળે નહિ કોઈ;
પછી આવ્યો શહેર સિદ્ધપુરમાંહી રે. મ્હારી૦ ૧૦૩
રોકયા બ્રાહ્મણને કોઇ દેવ બતાવો;
નીકર ધર્મ હમારામાં આવો રે. મ્હારી૦ ૧૦૪
હિંદુ મટીને મુસલમાન થાઓ;
પઢો કલમો મુખે મુલ્લાં ગાવો રે. મ્હારી૦ ૧૦૫



મ્હારી૦ ૧૦૬
ભૂપે બ્રાહ્મણ સર્વને સંતાપ્યા;
લાજ જતાં નીલકંઠ બતાવ્યા રે.
અજા ત્રણ મારી મૂકીને જાય; મ્હારી૦ ૧૦૭
સાચ વિના સજીવન કયાંથી થાય રે.
મુવા મડદાં નથી જીવ્યાં કાંએ; મ્હારી૦ ૧૦૮
ઘેરા ઘાલ્યો સિદ્ધપુર માંયે રે.
દેવ બ્રાહ્મણનાં તન અકળાવ્યાં; મ્હારી૦ ૧૦૯
પહેલે પોકારે બહુચર માત આવ્યાં રે.
તમે કુળવંતા ભ્રષ્ટ કેમ થાઓ; મ્હારી૦ ૧૧૦
વિપ્રો પશ્ચિમ તુમ મુજને બતાવો રે.
ત્યારે બ્રાહ્મણને સાચ ઘણું આવ્યુ.; મ્હારી૦ ૧૧૧
સ્વપ્ન આવ્યું તેથી બોલતાં ફાવ્યું રે.
મુસલમાનને બ્રાહ્મણ કહે છે ચાલ; મ્હારી૦ ૧૧૨
પશ્ચિમમાં બહુચરી વસે છે રે.
બસેં બોંતેર બ્રાહ્મણ ત્યાં ઝાલ્યા;
અસુર આથમણા લઈ ચાલ્યા રે. મ્હારી૦ ૧૧૩
વીકટ ઝાડીને દેવ સૌ જુયે;
આવી આસન કીધું વરખડી મૂલે રે. મ્હારી૦ ૧૧૪
માના તેજમાં નથી કાંઇ મણા.
બાઇને પારે આવે લોક ઘણાં રે. મ્હારી૦ ૧૧૫
માને પારે મરઘા રમે છે;
જોઇ મુગલનો જીવ ભમે છે રે. મ્હારી૦ ૧૧૬
મલ્યા મરઘા નર ને કાંઈ માદા;
મારી અસુરે ભક્ષ ત્યાં કરી ખાધાં રે. મ્હારી૦ ૧૧૭

પહોર રાત રે મુવા મરઘા બોલ્યા;
ત્યારે મુગલ ઘણા અકળાયા રે. મ્હારી૦ ૧૧૮

માએ અસુરો ઘણા અકળાવી;
ફાડી પેટ મરઘા નીકળ્યા સહિત રે. મ્હારી૦ ૧૧૯

માના મરઘ નીકળ્યા છે સર્વ;
ત્યારે ઉતર્યો અસુરનો ગર્વ રે. મ્હારી૦ ૧૨૦

બોડી મુગલને સાચ ઘણું આવ્યું;
માને ચરણે જઇ શીશ નમાવ્યું રે. મ્હારી૦ ૧૨૧

ઘણાં જોયા મેં દેવ બધા ન્યાળી;
નવખંડમાં બહુચર બાળી રે. મ્હારી૦ ૧૨૨

માને પારે આવ્યો પાછો નહીં જાવું;
મુસલમાન મટી હિંદુ થાવુ રે. મ્હારી૦ ૧૨૩

ત્યારે માજીએ કોપ બહુ કીધો;
લશ્કરમાં મરણ ભય પેઠો રે. મ્હારી૦ ૧૨૪

માજી માફ કરો જાય મારું નામ;
તારા સોલંકીનો હુ છું ગુલામ રે. મ્હારી૦ ૧૨૫

ત્યારે કરુણા કરી માજીએ જોયું ન્યાળી;
મારા સોલકીને મળ કાલરી રે. મ્હારી૦ ૧૨૬

વંશ રાખવાને કાલરી ગયો છે;
તે **દેશી મુસલમાન** થયો છે રે. મ્હારી૦ ૧૨૭

યાદ રહ્યું છે બહુચરાનું એ કામ;
ત્યારથી ધર્યું **ખંભારીયા** નામ રે. મ્હારી૦ ૧૨૮

તે તો બોલે ને બોલે બંધાણો;
અંતે ચાકર એ સોલંકી તણો રે. મ્હારી૦ ૧૨૯



પુરુષ કર્યો નારીને પસાર મ્હારી૦ ૧૩૦
સૈકા સાતને સત્યાશી વિસ્તાર રે.

પહેલે લખ્યું સર્વ પ્રમાણ; મ્હારી૦ ૧૩૧
ગઇ વધાઈ પાટણ થયું જાણ રે.

ચિત્ત ચાવડાને ખચિત ના આવે; મ્હારી૦ ૧૩૨
પુરૂષ નારીનો કોણ નિપજાવે ?

બોલે વાણી મધુરી રસ મીઠી; મ્હારી૦ ૧૩૩
લઈ ત્રિશૂલ માજી હૈયે બેઠી રે.

શુભ સુખ થયું માએ દુઃખ સમાવ્યાં; મ્હારી૦ ૧૩૪
પછી ચાવડોજી તેડવા આવ્યા રે.

સોલકીને લઈ પાટણ ગયા છે; મ્હારી૦ ૧૩૫
સસરો જમાઇ એકઠા થયા છે રે.

બાંધી હાથ ને સસરો લાગ્યા પાય; મ્હારી૦ ૧૩૬
માફ કરો માજી થયો અન્યાય રે.

કહ્યું વેણ માએ કૃપા કરી એવું; મ્હારી૦ ૧૩૭
મુખે માગે તે વરદાન દેવું રે.

ચિત્ત ચાવડે ખચિત મન જાણ્યું; મ્હારી૦ ૧૩૮
સંવત્ સાતસે સત્યાશીનું ટાણું રે.

લઇ કન્યા સોલંકી ઘેર જાય; મ્હારી૦ ૧૩૯
વનમાં માજીનું દહેરું થાય રે.

આપી વિદાય લાગીને પાય; મ્હારી૦ ૧૪૦
કન્યા તેડી સોલંકી ઘેર જાય.

તેજપાલ કહે મન માન્યું માહારું; મ્હારી૦ ૧૪૧
માના હુકમે કરાવ્યું. દહેરું રે.

એ એંધાણી વરખડી બનાવી;
આસન કરવાને ભૂમિ ખોદાવી રે. મ્હારી૦ ૧૪૨

મનમાં હરખ તેજપાળને ન માય;
મહાવનમાં માજીનું દહેરું થાય રે. મ્હારી૦ ૧૪૩

કામ પૂરું કરો ના રહે અધુરું;
તેજપાળ કહે આ ખાબડું પૂરું રે. મ્હારી૦ ૧૪૪

કર્યું દહેરું ને વરખડી છે માંહી;
ત્યાં તો સતી બહુચર મા પૂજાય રે. મ્હારી૦ ૧૪૫

મોટા વનમાં ત્યાં બહુચર બાઇ રે;
કર્યું દહેરું ને વરખડી છે માંય. મ્હારી૦ ૧૪૬

વાણી જાણી માએ કહ્યા પછી;
ગોખ કર્યો છે ઉત્તર ભણી રે. મ્હારી૦ ૧૪૭

કરી ગોખ જોય ગુણવંત જોઇ;
આવું દહેરું કર્યું નહિ કોઇ રે. મ્હારી૦ ૧૪૮

રચી પૃથ્વી કરી જુગ ચાર;
હાથ ચારે ધર્યો અવતાર રે. મ્હારી૦ ૧૪૯

કાશી બદરી ને કેદાર;
કરે દર્શન સૌ માને દ્વાર રે. મ્હારી૦ ૧૫૦

માયા માજીની ચૌદ બ્રહ્માંડ;
આવ્યો સત્ય જોવા ગુજરાત ખંડ રે. મ્હારી૦ ૧૫૧

કર્યો પ્રત્યક્ષ વૈકુંઠ જેવો પારો;
ગુર્જર ખંડમાં પાટણ વાડો રે. મ્હારી૦ ૧૫૨

માના નામનો વધારો ઘણો થાય;
પારે આવે તેનાં પાપ જાય રે. મ્હારી૦ ૧૫૩



કાશી બદ્રી કેદાર હશે કાંઇ;
સર્વ તીર્થ શંખલપુર માંહી રે. મ્હારી૦ ૧૫૪

માતા પ્રેમની કળા કહું છું;
ધરું ધ્યાન પશ્ચિમમાં રહું છું રે. મ્હારી૦ ૧૫૫

આદિ અનાદિ વસું છું તારી પાસ;
ગામ ગામમાં માજીનો વાસ રે. મ્હારી૦ ૧૫૬

આદિ અનાદિ તમે છો પ્રસન્ન;
ઘણું કહીએ શું કહેવાનું નથી મન રે. મ્હારી૦ ૧૫૭

વારે વારે કરું માનાં વખાણ;
નથી થતું તૃપ્ત મારું મન રે મ્હારી૦ ૧૫૮

દીન જાણી દયાળી હાથ ઝાલ;
સૈન્ય સોલંકીનું કીધુ ન્યાલ રે. મ્હારી૦ ૧૫૯

ગ્રહી હાથ વીરનું ચિર લેશે;
આગળ ઘણું અણઘટતું થાશે રે. મ્હારી૦ ૧૬૦

મુગલોના શીશ રડવડશે;
આગળ ઘણું અણઘટતું થાશે રે. મ્હારી૦ ૧૬૧

તેજપાલ છે માજીના તન;
અખંડ કીધો સોલંકીનો વંશ રે. મ્હારી૦ ૧૬૨

ચિત્ત ચાહિને ચરણ સામા ધસે;
**નિશ્ચે તેજપાલને પુત્ર થશે રે.** મ્હારી૦ ૧૬૩

મોઢ બ્રાહ્મણે અનુભવ લીધો;
માના પારે આવી વાસ કીધો રે. મ્હારી૦ ૧૬૪

માને પારે મેં પ્રેમ રસ પીધો;
ગરબો બાણુંની સાલમાં કીધો રે. મ્હારી૦ ૧૬૫

પ્રેમે માનો ગરબો ગાજો સર્વ;
ગરબો જોડ્યો મેં ભૂમેલ અગત્ર રે.
સાતસો સત્યાસીની સાલમાં; મ્હારી૦ ૧૬૬
તેને આપ્યુ માએ પુરુષોતન રે.
દયારામ માજીના ગુણ ગાય મ્હારી૦ ૧૬૭
તારા હાથની હમેશ શીર છાપ રે.
માતા બહુચર ભવાની તું માય; મ્હારી૦ ૧૬૮
ટૂંકો એકસોને છત્રીશ પુરા થાય રે.
માજી પુરુષ પીયરનું કહાવે; મ્હારી૦ ૧૬૯
મહા દુખિયાનાં દુઃખ તું સમાવે રે.
માજી વર્ણન તમારું નવ થાય; મ્હારી૦ ૧૭૦
કરજો કરૂણા સર્વ સુખ માય રે.
નમે કર જોડીને સહુબાળ; મ્હારી૦ ૧૭૧
તે તો કર્યો સેવકને નહાલ રે.
મ્હારી૦ ૧૭૨

**શુક્લ પક્ષ અને માસે અસાડે;**
જન્મ ધર્યો માજી પ્રગટયાં ત્યારે રે.
મ્હારી૦ ૧૭૩
જેણે દર્શન કર્યાં આવી ત્યાંય;
તેનાં સંકટ હર્યાં છે માય રે.
મ્હારી૦ ૧૭૪
ગામ ભૂમેલનો વિપ્ર હતો સહાય;
હતો વૃદ્ધ એ મોટો અન્યાય રે.
મ્હારી૦ ૧૭૫
વંખ રાખવાને નહોતું કોઇ દ્વાર;
ઘણા દુઃખે કર્યો મન વિચાર રે.
મ્હારી૦ ૧૭૬
બાઈ બહુચરાને જઇ ન્યાળું;
માને પારે જઇ દેહ મારો ગાળું રે. મ્હારી૦ ૧૭૭



બેઠાં લાંઘણ કરવાને સાર; મ્હારી૦ ૧૭૮
એને લાંઘણ થઇ દશ બાર રે.
માએ સ્વપ્નું આપ્યું એને ભારી; મ્હારી૦ ૧૭૯
ઘેર જાને ગર્ભ વાસ નારી રે.
પુત્ર થયો એને માજીને પશાય; મ્હારી૦ ૧૮૦
આ દેશમાં માજીનું નામ થાય રે.
આવ્યો આંધળો માજીને દરબાર: મ્હારી૦ ૧૮૧
ઘણી લાંઘણ થઇ તે ઠાર રે.
ઉઘડી પડળ આંખો સારી થઇ; મ્હારી૦ ૧૮૨
ઢડી માને ચરણે લાગ્યો જઇ રે.

— પરચો ૩ જો —

અખંડ રાજ રહેજો ગાયકવાડ તણું; મ્હારી૦ ૧૮૩
કરી પ્રણામ ઉલ્લાસ મન આણું રે.
કડી પાટણનું કરે રાજ ત્યાં ય;
મ્હારી૦ ૧૮૪
એમને દરદ થયું ન રૂઝાય રે.
કીધું લોકોએ આવી એમને ત્યાં ય;
મ્હારી૦ ૧૮૫
રાખો બહુચરા તણી બાધા ય રે.
રાખી બાધા દિવસ આઠ કેરી;
મ્હારી૦ ૧૮૬
માએ સારું કર્યું ત્યાં નજર ફેંકી.
કરી હુશિયાર દુઃખ ગયું ત્યારે;
મ્હારી૦ ૧૮૭
માતું દહેરું કરાવવા માંડયું ત્યારે.
તળાવ ખોદાવવા માંડયું ચોરે;
માજી પ્રસન્ન થયાં લાવી મહેર રે. મ્હારી૦ ૧૮૮

ચોફેર ધર્મશાળા કરી ત્યાંય;
વાગે ચોઘડિયાં દેવળ માંય રે. મ્હારી૦ ૧૮૯

ખરચ્યા રૂપિયા લાખ બે ચાર;
પાછળ ખોધ્યું માન સરોવર સાર. મ્હારી૦ ૧૯૦

ઘણું રહેજો રાજ ગાયકવાડ કેરું;
એવી રીતે પૂરું થયું દહેરું રે. મ્હારી૦ ૧૯૧

બ્રાહ્મણ દયારામ વર્ણવી ગુણ ગાય;
માત બહુચરાનો સેવક કહેવાય રે. મ્હારી૦ ૧૯૨

---

## — પરાક્રમનો ગરબો —

### કર્તા :- શ્રી વલ્લભ ભટ્ટજી

શલખનપુર, શોભા ઘણી રે, મા મંદિર આવ્યાં;
બહુવિધ લીલા વિલાસ રે, મા મંદિર આવ્યાં.
અખિલ બ્રહ્માંડની એ ધણી, મા મંદિર આવ્યાં;
જે પ્રગટ પીઠ પ્રકાશ રે, મા મંદિર આવ્યાં. ૧

દ્વિતિયા દૈતની કહું કથા મા, સાંભળતાં સુખ થાય રે;
કદી ન આવે આપદા મા મહેર કરે મહંમાયા રે. મા૦ ૨

આવ્યો અસુર પારા ભણી મા, કપટે ભરિયો ક્રોધ રે;
ભક્ષ કર્યો મૃગડા હણી મા, કરી ધર્મ વિરોધ રે. મા૦ ૩

### — પરચો ૧ લો —

માત મહાત્મ્ય લહ્યું નહિ મા, અભિમાને થયો અંધ રે;
કહે 'બહુચર હવે ક્યાં ગઇ'? મૂઢ બોલ્યો અતિ મંદિર. મા૦ ૪



મૃગ ભક્ષી ભૂમિએ પડ્યો મા, કહ્યું 'જઇશ પ્રભાત રે;'
આવી ઊંઘ ને તહીં અડ્યો મા, રહી પાછલી રાત રે. મા૦ ૫

સર્વ મૃગડે શબ્દ સુણાવિયો, ત્યારે ઉદર કર્યો ઉચ્ચાર રે;
ઉદર વીંધીને આવીયો મા, બહુચરીને દરબાર રે. મા૦ ૬

મૂઓ મૃગડો થયો જીવતો મા, ક્ષણું ન લાગી વાર રે;
કહ્યું ન કોઇએ ક્યાં હતો મા, તત્ક્ષણ આવ્યો બહાર રે. મા૦ ૭

ચાચર માંહે મૃગડો વડો મા, સન્મુખ ગોખ સોહાય રે;
અસુર આપ પરચો જડ્યો મા, પાપી પળ્યો પડી પાય રે. મા૦ ૮

બ્રહ્મ ભાટ કુલ અવતર્યો મા, મુન્ય રહ્યો વરસ તેર રે;
મા સાન્નિધ્ય દેહરે રહ્યો મા, કવિ કર્યો કુબેર રે. મા૦ ૯

નગર નેણ અનોપથી મા, નારસિંહ રાજન રે;
લક્ષ વરાં લખમી હતી મા, પણ ઉદર નહિ સંતાન રે. મા૦ ૧૦

### — પરચો ૨ જો —

ઘેર ઘરૂણીએ ટોકિયો મા, ચેત્યો ચિત્ત તે દિશ રે;
રાયે વિચારી જોયું સહુ મા, ઉપાસું અંબે ઈશ રે. મા૦ ૧૧

તેડાવિયા વિપ્ર બહુ મા, પ્રસન્ન થઇ પ્રત્યક્ષ રે;
પ્રીત કરી પૂજા કરે મા, કર્યા પાર્થિવ લક્ષ રે. મા૦ ૧૨

લક્ષ પૂજા વીતી ગઇ મા, ત્યારે કર્યો યજ્ઞનો આરંભ રે;
હવન હોમ પૂરા થયા મા, પોખ્યા બહુવિધ બ્રહ્મ રે. મા૦ ૧૩

દાન વિપ્રને દીધાં તહીં મા, હય ગજ રથ ભંડાર રે;
દ્વિજવર કહે ટોળે થઇ મા, ક્ષિતિપતિ ધન્ય અવતાર રે. મા૦ ૧૪

આશીર્વાદ દ્વિજે કર્યો મા, દક્ષિણ કરગ્રહી દર્ભ રે;
વળાવી વિપ્રને નમી રહ્યો મા, દિવસ સાતમે ગર્ભ રે. મા૦ ૧૫

ત્યાં રાયને ફળ આપિયું મા, કહી પત્ની એકની ટેક રે;
જઇ સદન સદ્યે કહ્યું મા, હશે પુત્ર જ એક રે. મા૦ ૧૬

રાયનું તરત દુઃખ કાપિયું મા, ગયો આપ ભુવન રે;
જઇ ફળ એને આપિયું મા, રહ્યો ગર્ભ સાતમે દિન રે. મા૦ ૧૭

દશ માસે પ્રસવી "સુતા' મા, એણે કહ્યો છે "બાળ" રે;
ત્યાંથી આવી વધામણી, કહ્યું રાયને તત્કાળ રે. મા૦ ૧૮

મહિપતિને આવ્યો સુત મા, ટળી વાંઝીયા ગાળ, કહે રાય રે;
માત ખેલાવે માનતા મા, "કુંવર" કહીને ગાય રે. મા૦ ૧૯

દિન દિન પ્રત્યે કહે કાનમાં મા, થાય વિસ્મય પુત્રીને કહે પુત્ર રે;
સજ્જન મુખે કહે સાનમાં મા, હવે હવું ધર સુત્ર રે. મા૦ ૨૦

ભિન્નભાવ ચિત્ત ના તજે મા, પુત્રીને કહે પુત્ર રે;
વસ્ત્ર આભરણ સુતનાં સજે મા, જામો પટકો પાઘને ધૂત્ર રે. મા૦ ૨૧

ઢાલ તલવાર કમર કસી મા, ફરે નગ્ર અવાસ રે;
એવો પુત્ર પરણાવ્યો હસી મા, આપ્યો મહેલ નિવાસ રે. મા૦ ૨૨

નર નિરભે કરી સજ્યો મા, સ્ત્રીઓ ન પામે તાગ રે;
દિન દિન પ્રત્યે પ્રૌઢી થઇ મા, ધરે જનેતા લાગ રે.
લઘુ અવસ્થા વહી ગઇ મા, થયાં ત્રયોદશ વર્ષ રે. મા૦ ૨૩

"કૃષ્ણ કુંવર" કહે માવડી મા, "કૃષ્ણ કુંવરી" કહે છે લોક રે;
સુત ચઢી બેસે ચાવડી મા, નગર કહે નર કોક રે. મા૦ ૨૪

રાજકુંવરી રૂદિયે બળે મા, પ્રગટી બુદ્ધ આઘાત રે;
કારણ કોઇ એ નવ કળે મા. થાય વિશ્વમાં વાત રે. મા૦ ૨૫

વાત સાસરે જઈ મળી મા, તેડયો જમાઇ પહેલ રે;
પ્રપંચ કરી પાછી વળી મા, આવી પોતાને મહેલ રે. મા૦ ૨૬

શોચે કુંવરી અટારિયે મા, જો વગોવું જાત રે;
જો હું મરું કટારીયે મા, તો ગાળ માતને તાત રે. મા૦ ૨૭



"હવે આ દુઃખ શે મટે ? મા," (એમ વિચારે મન રે.)
કે કાશીએ જાવું ઘટે મા, નીકર વેઠું વન રે. મા૦ ૨૮

કાયા કરું હું નર તણી મા, અવર નહિ ઉપાય રે;
બુદ્ધિ બળ બાળા ઘણી મા, આ કોઇને નવ કહેવાય રે. મા૦ ૨૯

તે મર્મ ન જાણે કોઇ મા, રાખી હૈયામાં વાત રે;
જાવાને તત્પર થઇ મા, ન કહ્યું માત ને તાત રે મા૦ ૩૦

શ્રાવણ સુદ તિથિ સપ્તમી મા, પુષ્પ નક્ષત્ર ગુરૂવાર રે;
જણાવી શુભ નિર્ગમી મા, હવે જાવું નિરધાર રે. મા૦ ૩૧

ગણેશ સમરી આશમાં મા, રાખી દૃઢ શ્રદ્ધાય રે;
સજ્યાં વસ્ત્ર ક્ષણ શ્વાસમાં મા, ઊઠી અરધ નિશાય રે. મા૦ ૩૨

સજ્જ થઇ મંદિરથી પળી મા. મહેલી ઉઘાડાં દ્વાર રે;
હયશાળા નીરખી વળી મા, હૈડે શોચ અપાર રે. મા૦ ૩૩

સ્ત્રીએ અશ્વિની ઓળખી મા, ભીંડયો કાઠડો તંગ રે;
ન લીધી કોઇ સંગે સખી મા, લીધી અશ્વિની સંગ રે. મા૦ ૩૪

'જય ગણપતિ' ! એમ ઉચરી મા, થઇ અશ્વિની અસવાર રે;
પરવરી જેમ જાયે પરી મા, પોઢયા સૌ પ્રતિહાર રે. મા૦ ૩૫

નગર વિશેથી નીસરી મા, તજ્યાં તનયા સુખ રે;
ત્રિયારે રૂદેમાં ફરી ફરી મા, દેવું દેહને દુઃખ રે. મા૦ ૩૬

પુરુષ પ્રાણીમાં પરવારી મા, પશ્ચિમે કર્યું પ્રયાણ રે;
દ્વારામતી નિરખું હરિ મા, કહાવે પુરુષ પુરાણ રે. મા૦ ૩૭

નિર્ભે થઇ ગઈ મારગે મા, પોહોતી ઉદયા ભાણ રે;
લહ્યું નહિ કો વહાણાં લગે મા, થયું સવારે જાણ રે. મા૦ ૩૮

રાજા રાણી શય્યા તજી મા, બેઠાં પટ પડસાલ રે:
કુંવર નથી ઉઠયા હજી મા, કહ્યું દાસીને હાલ રે. મા૦ ૩૯

સુણી વચન દાસી ધસી મા, કરી મહેલમાં ભાળ રે;
સેજ સૂની જોઇ ખસી મા, પડી ઉદરમાં ફાળ રે. મા૦ ૪૦

દાસ દાસી દોડે દશે દિશામાં શોધ્યા સરવે આવાસ રે:
કુંવર મહેલથી કયાં વસ્યા ? મા, કરી ખબર થયા ઉદાસ રે મા૦ ૪૧

રાણી રૂવે રંગ મહેલમાં મા, ભૂમિ પછાડે શિર રે;
ત્રિકમ ચૂકયાં મહેલમાં મા, તો રૂઠયા જુગદીશ રે ! મા૦ ૪૨

નરપતિ કહે નારને મા, કરો કાંઇ મતિ શાંત રે;
ઉમાપતિ સંભારિયે મા, કાં કરો કલ્પાંત રે ? મા૦ ૪૩

લખ્યા લેખ ન મટે કદી મા, પુત્રી તણાં તે પાપ રે;
ઇશ્વરે ફેડી આપદા મા, ટળ્યા જગત અતિશાપ રે. મા૦ ૪૪

રાય કહે રાણી કને મા, વાતે વણસે કામ રે:
સમજ્યાં બે અન્યો અન્યે મા, કહ્યું પુત્રી ગઇ પરધામ રે. મા૦ ૪૫

પશ્ચિમ પંથે પુત્રી પળી મા, પ્રબળ બાણે તેગ રે;
પલક એક તે ઉકળી મા, વાધી વાયુ વેગ રે. મા૦ ૪૬

વિષમ વાટ વન ભય ઘણો મા, ગિરિ ગહન વન છે પ્રૌઢ રે;
શબ્દ સુણીને સિંહ તણો મા, સૂતા થઇ દિંગ્મૂઢ રે. મા૦ ૪૭

રીછ વાઘ વરૂ વિકટ મા, ભરે ચોદિશ ફાળ રે;
કૃષ્ણ કુંવરી પહોચી નિકટ મા, મધ્ય ચોક ચુંવાળ રે. મા૦ ૪૮

પથિક મળ્યા બે મારગે મા, દીઠી માની છાપ રે;
કુંવરી પળી પારા લગે મા, છે બહુચર આપોઆપ રે. મા૦ ૪૯

માતાના માનસરોવરે મા, મન કર્મ વચને નહાય રે;
બહુચર મા કૃપા કરે મા, પહોંચે મન આશાય રે. મા૦ ૫૦



વાધ્યા પથિક પૂંઠે વધી મા, ગઇ પંથીની સાથ રે;
જાયે અર્થ જો આંહીં સુધી મા, તો એ જ દ્વારિકાનાથ રે. મા૦ ૫૧

વાધ્યા પંથી વહી પૂઠી મા, ગઇ માનસરોવર સંગ રે;
જેમ રહે બાંધી મૂઠી મા, લહે ન કોયે અંગ રે. મા૦ ૫૨

તેજણથી ટપ ઉતરી મા તજ્યાં વસ્ત્ર તત્કાળ રે;
ના'વા મન દૃષ્ટિ કરી મા. મન વિચરે બાળ રે. મા૦ ૫૩

મન સંગાથે આ ઘડી મા, દાખો દિલથી દયાય રે;
તું ને સાચી કહે સહુ માવડી મા, આ અશ્વિની અશ્વજ થાય રે. મા૦ ૫૪

બહુચરી હોય જો અહીં ખરી મા, તો અન્ય નહિ આરાધું માય રે;
ઘોડી તે જલમાંહે ધરી મા, પારખું જોવા જાય રે. મા૦ ૫૫

અશ્વિની અવની મહીં મા, આલોટી છે ત્યાંહ રે;
ઘોડીનો ઘોડો તહીં મા. વળી કૂતરી નાહી તે જળમાંય રે. મા૦ ૫૬

થયો કૂતરીનો કૂતરો જહીં મા મન ભ્રાંતિ પામી નાશ રે;
પીઠ પ્રગટ દીઠી તહીં મા, પોહોતી મનની આશ રે. મા૦ ૫૭

ગઇ નારી નીરમાં ધરી પાવલો મા, પામી મનોરથ આપ રે;
નારીનો થયો નાવલો મા, તે બહુચરનો પરતાપ રે. મા૦ ૫૮

પુરુષ તન પામ્યો ભલો મા. કૃપા કરી મહંમાય રે;
માનસરોવર નાહી વળ્યા મા, વસ્ત્ર સજીને કાય રે. મા૦ ૫૯

પછી આવી ગોખે કળ્યાં મા. કરી ધ્યાન, જપિયું નામ રે;
બહુચરબાઇ તેને મળ્યાં મા. મહાતેજનું ધામ રે. મા૦ ૬૦

જે જે સ્વરૂપ કહે તે તણું મા, શીશ ચરણે રાખ્યું ઘણી વાર રે;
મા લઘુરૂપ ઘણું મા. કોણ પામે પાર રે ? મા૦ ૬૧

પૃથ્વીને પાયે પડયો મા, થયો અશ્વ અસવાર રે;
આવી મંદિરે અડયો મા, મળ્યો સહુ પરિવાર રે. મા૦ ૬૨

આજ્ઞા લઈ ત્યાંથી વળ્યો મા, થયો અશ્વ અસવાર રે;
આવીને મંદીર મળ્યો મા, ભેટયો સૌ પરિવાર રે. મા૦ ૬૩

મુક્તાએ વધાવે માવડી મા, હરખ્યાં સજન સહુ સાથ રે;
પિતા આપે ગરથ ગાવડી મા, બ્રાહ્મણ ભાટને હાથ રે. મા૦ ૬૪

માત તાત કહે રીતથી મા, જાવું સંઘ લઈ સાથ રે;
પૂજાપો ગ્રહી પ્રીતથી મા, જોડીને બે હાથ રે. મા૦ ૬૫

મંદિર આવ્યાં મહાલતાં મા, હૈયે હર્ષ ન માય રે;
તાલ મૃદંગ વજાડતાં મા, ભક્ત ઘણા ગુણ ગાય રે. મા૦ ૬૬

આનંદ ઓચ્છવથી ગમ્યાં મા, બહુચરને દરબાર રે;
આદ્ય સ્થાનકે આવી નમ્યાં મા, સરવે કો નરનાર રે. મા૦ ૬૭

સ્ત્રી-પુરૂષ સહુ પ્રેમથી મા, બોલે "બહુચર" માય રે;
પૂજા કીધી બહુ નેમથી મા, હોમ હવન અતિ થાય રે. મા૦ ૬૮

બ્રહ્મભોજન કરવા ભાવથી મા, ખરચે ધન અપાર રે;
બહુચર ગુણ ગાતાં કથી મા, નરનારી સહુ સાર રે. મા૦ ૬૯

ઓવારણાં લે અતિ ઘણાં મા, પાય પડીને જાય રે;
દ્વૈતમાં કાંઈ નથી મણા મા, તે આદ્યશક્તિ કહેવાય રે મા૦ ૭૦

નવખંડમાં એની નામના મા, ચાલી તે વિખ્યાત રે;
નિજ જનની કરી કામના મા, મનવાંછીત દે માત રે. મા૦ ૭૧

## — પરચો ૩ જો —

દિલ્લીપતી આવ્યો દેખવા મા, પ્રત્યક્ષ પારખું પ્રૌઢ રે;
કુદૃષ્ટે જાય પરખવા મા, મંદ મતિ થયો મૂઢ રે. મા૦ ૭૨

માજી કોપ્યાં ક્રોધથી મા, ઉડયા ભમરા કરોડ રે;
બહુચરમાના વિરોધથી મા, કાયાએ નીકળ્યા કોઢ રે. મા૦ ૭૩



બેગમને વ્યાપી વેદના મા, ગર્ભ ગળવા સાર રે;
ઉદરમાં કરે વેદના મા, તે ન જાણ્યું નિરધાર રે. મા૦ ૭૪

પુરપતિ પાયે પડી મા, ધરે બહુચરાનું ધ્યાન રે;
આપતી જ મુજને જડી મા, હવે મેં મૂકયું અભિમાન રે. મા૦ ૭૫

હવે પ્રાણ તુજ ચરણે ધર્યો મા, કરજો મુજ કૃપાય રે;
પછી પાયે પડીને પરવર્યો મા, નિજ ધામ ચાલ્યો રાય રે. મા૦ ૭૬

દિલમાં દેવી નિશ્ચે કરી મા, આવ્યો પોતાને ઘેર રે;
પ્રગટ પીઠ છે એ ખરી મા, કરી સેવકને મહેર રે. મા૦ ૭૭

વાંઝ બંધાવે પારણા મા, દીધે દ્વાર વસતી થાય રે;
બોબડા બોલે ઉચારણાં મા, ખોડાં ચાલે પાય રે. મા૦ ૭૮

આંખે દેખે આંધળાં મા, બહેરાં સાંભળે કાન રે;
મરવા પડયાં જે માંદલાં મા, તે જીવે નિદાન રે, મા૦ ૭૯

સેવકને પ્રતિ પાળવા મા, એ મોટી મહેરબાન રે;
અતિ અભયપદ આલવા મા, નહિ કો એહ સમાન રે. મા૦ ૮૦

બ્રહ્મા ભૂલ્યા ભેદમાં મા, પાર નવ પામી શિવરાય રે;
વિષ્ણુ વિમાસણ વેદમાં મા, નારદ નાચે ગુણ ગાય રે. મા૦ ૮૧

કરોડ તેત્રીસ દેવતા મા, ભૂલા ભમે ભૂપાલ રે,
ઈન્દ્રાદિક તે સેવતા મા, યક્ષ કિન્નર દિક્પાળ રે. મા૦ ૮૨

ઉત્પત્તિ કીધી આઇએ મા, જાણે જે નિજ જન રે;
બહુચરના ગુણ ગાઇએ મા, માને સહુનું મન રે. મા૦ ૮૩

ગરબો ગાય ને સાંભળે મા, તેની માજી પૂરે આશ રે;
બહુચર મા સફળ ફળે મા, પામે વૈકુંઠવાસ રે. મા૦ ૮૪

કર જોડી કહું કરગરી મા, લાગું તમારે પાય રે;
સાહ્ય કરો સલખનપુરી મા, તું મારે મોટી સાહ્ય રે. મા૦ ૮૫

બુદ્ધિ આપે તું બહુચરી ! મા, મૂઢ કવયિતા થાય રે;
તુજ પ્રતાપે કહું ઉચરી મા, દુર્મતિ સઘળી જાય રે. મા૦ ૮૬

કરૂણાનિધિ કરૂણા કળી મા, માજી ! સુણજો વાત રે:
લાગું પાય લળી લળી મા, તું છું માત ને તાત રે. મા૦ ૮૭

બહુચર માત કૃપાવની મા, સાર્યાં સેવકના કામ રે;
વલ્લભજન કરે વિનતિ મા, નવખંડ ચાલ્યું નામ રે. મા૦ ૮૮

---

## — ચમત્કારનો મારૂપતિનો ગરબો —

કર્તા :- **દેવરામ ભટ્ટ**

પ્રથમ ગણપતિને નમાવું શિશ કે, કરજોડી વિનવું રે લોલ,
બહુચર વાણીના દાતાર કે, શરણ તમારી છઉં રે લોલ. ૧

ગુણ ગાવાને હોંસે મન કે, બહુચર માતના રે લોલ;
આપે અન્ત મધ્યે એક કે, અસુર સંહારિયા રે લોલ. ૨

માજી નોતું મૂળ મંડાણ કે, સરવે તુંથી થયું રે લોલ,
બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ કે, સ્મરણ તારુ કરે રે લોલ. ૩

માજી સાચાં સત્ય સ્વરૂપ કે, તમે કાળીકાળમાં રે લોલ,
માજી અનેક તાર્યાં ભક્ત કે, વસ્યાં છો ચુંવાળમાં રે લોલ. ૪

માજી ઉતર્યાં ગિરિવર પાર કે, સેવક કારણે રે લોલ,
બહુચર વાણીનાં દાતાર કે, જાઉં માને વારણે રે લોલ. ૫

પાટણ દેશ તણો રાજન કે, વનમાં તે ગયો રે લોલ,
માંહો માંહે પૂછી વાત કે, મારૂરાય ભેગો થયો રે લોલ. ૬

મળિયા એ પૃથ્વીના ભૂપ કે, પાટણ આવીઆ રે લોલ,
બેઉ રાજાને નહિં સંતાન કે, વચન સઘળાં કહ્યાં રે લોલ. ૭



પુત્રી પુત્રાદિક સંતાન કે, આપણુ બેઉ સગા થઇએ રે લોલ,
તે દિન દેખાડે ભગવાન કે, લ્હાવ પૂરો લઇએ રે લોલ. ૮

એમ મળીને કીધી વાત કે, બેઉ જણુ ઘેર ગયા રે લોલ,
બેઉ ઘેર નારીને ઓધાન કે, દિન પૂરા થયા રે લોલ. ૯

બેઉ ઘેર પુત્રી આવી ત્યાંય કે, સગપણ નવ થયુ રે લોલ,
મારૂપતિ મારવાડી ભૂપાળ કે, કપટ તેણે કર્યું રે લોલ. ૧૦

કુડો કાગળ લખીયો ત્યાંય કે, પુત્રીનો પુત્ર કર્યો રે લોલ,
તે તો શંખ્યો નહિ મન માંય કે, વિવાહ આદર્યો રે લોલ. ૧૧

પ્રીતે પરણાવ્યાં બેઉ બાળ કે મંદીર આવીયા રે લોલ,
મૂકયું વચ્ચે ખડગ ચોધાર કે, સજની સજ થયો રે લોલ. ૧૨

બાળી તેં બાળ્યો અવતાર કે, આ દુઃખ કોને કહીયે રે લોલ,
જેવી હુ તેવો ભરથાર કે, મનમાં સમજીએ રે લોલ. ૧૩

પુત્રીએ લખ્યો પિયરમાં પત્ર કે, પિતા આ શું કર્યું રે લોલ,
હવે તો આણો અમારો અંત કે, સુખ સઘળું હર્યું રે લોલ. ૧૪

પુત્રી તેડી પોતાને ઘર કે, જમાઇને નોતર્યા રે લોલ,
મારૂપતિ મારવડી ભૂપાળ કે, લક્ષ ઘોડે ચડયો રે લોલ. ૧૫

તે આવ્યો પૂર પાટણમાં ય કે, ઉતારા આદર્યા રે લોલ,
સાસરે ન્હાવા મેલ્યા નીર કે, બાજોઠ ઢાળ્યા બારણે રે લોલ. ૧૬

નહાતાં નીરખશું નીરધાર કે, પુરુષને પરખશું રે લોલ,
જાણશું જમાઇ કેરા કુડ કે, મારી નાંખશું રે લોલ. ૧૭

એવો રચી મનમાં પ્રપંચ કે, ચાકર ચલાવીઓ રે લોલ,
ઊઠો મારૂપતિ ભૂપાલ કે, ભોજન સમો થયો રે લોલ. ૧૮

મારૂપતિ બોલ્યા મુખથી વેણ કે, પ્રધાન સાંભળો રે લોલ,
આજ કંઇ તજવા પડશે પ્રાણ કે, કટક તમને ભાળે રે લોલ. ૧૯

સસરે નોતર્યાં નહાવા કાજ કે, મન કપટે કરી રે લોલ,
હું છું નારીનું સ્વરૂપ કે, ઓળખશે મને ખરે રે લોલ. ૨૦

કામદાર કહે મુજ કરજે જાણ કે, જ્યારે જાઓ તમે રે લોલ,
બુમ પડાવું પાટણની માંય કે, નાસી જજો તમે રે લોલ. ૨૧

નહાવા ઉઠયો મારૂપતિ રાય કે, ઉતાર્યાં લુગડાં રે લોલ,
બુમ પડી પાટણની માંય કે, સહુ ઘોડે ચઢયા રે લોલ. ૨૨

મારૂપતિ નાઠો છે વન માંય કે, આવ્યો ચુંવાળમાં રે લોલ,
જ્યાં બિરાજે બહુચર માત કે, સાચાં કાળમાં રે લોલ. ૨૩

મારૂપતિ ઘોડીનો અસવાર કે, સાથે એક કૂતરી રે લોલ,
માન સરોવર માની જાળ કે, બેઠાં ઉતરી રે લોલ. ૨૪

માન સરોવર પીધું નીર કે, કૂતરીનો થયો કૂતરો રે લોલ,
તે નીર છાંટયું ઘોડીને શરીર કે, પ્રત્યક્ષ ઘોડો થયો રે લોલ. ૨૫

નહાતાં નર થયો નીરધાર કે, દુ ખ સઘળાં ગયાં રે લોલ,
**ઠરાવ્યું રાજા સનખ નામ** કે, માતા પ્રસન્ન થયાં રે લોલ. ૨૬

ચણાવ્યું આદ્યસ્થાન અતી ધામ કે, કાચા કેળનું રે લોલ,
સનખ રાજા શંખલપુર કે, સુખ પામ્યો ઘણું રે લોલ. ૨૭

ત્યાંથી ચાલ્યો તેની વાર કે, મારવાડે ગયો રે લોલ,
મળીયાં માત, પિતા પરિવાર કે, સંબંધ સઘળો કહ્યો રે લોલ. ૨૮

નિજ નારીને તેડી ઘેર કે, શંખલપુર આવીઓ રે લોલ.
ઘટ ઘટ પામ્યો છે આનંદ કે, માતા ચરણે નમ્યો રે લોલ ૨૯

માજી પુરુષ તણું પીયર કે, તુજ વીણ કોઇ નહિ રે લોલ,
માજી દુઃખીઆનાં કાપો દુઃખ કે, શા શા ગુણ કહું રે લોલ. ૩૦

માજી નીરધનીયાં ને ધન કે, આપો તમે ઘણું રે લોલ,
માજી વાંઝીયાના ઘેર પુત્ર કે, બંધાવો પારણા રે લોલ. ૩૧



માજી તારી શોભાનો નહિ પાર કે, વર્ણન શું કરું રે લોલ,
માજી નીત નીત નોબત સાર કે, વાગે નિત્ય નવી રે લોલ. ૩૨

માજી નપુંસકનું પીયર કે, તેની વહારે ચડયાં રે લોલ.
માજી દુઃખીયાં દેશો દેશ કે, સુખીયા થઈ ગયા રે લોલ. ૩૩

માજી ભક્ત વત્સલ પ્રતિપાળ કે કૃપા કીજીયે રે લોલ,
મા ગુણ ગાયે **ભટ દેવરામ** કે દર્શ દીજીયે રે લોલ.
માજી નહોતો પુરમાં વાસ કે, કીધો ભક્ત કારણે રે લોલ. ૩૪

---

**ભક્તરાજ અમીચંદ ઝવેરી (સુરત) કૃત**

## — માતાજીના છંદ-૧ લો —

નિર્મળ નામ અંબા મા તમારું ધ્યાન ધરૂં મા લેજો સલામ;
શક્તિરૂપે તમે જ્યાં જ્યાં વસો છો, ત્યાં ત્યાં તમને કરું પ્રણામ. ટેક૦

નમું નિરાકાર ઇચ્છા શક્તિને, બ્રહ્મા, વિષ્ણુ, શંકર ત્રિગુણ;
નમું ઓમ શબ્દ ધુન ધુન કર, જ્યાં શક્તિ છે સુનમાં સુન,
નમું જયમ ઇન્દ્રમાં શક્તિ, પાણીમાં છે રાજા વરૂણ;
તે શકિતથી રાજ ભોગવે, હરનીશ ગાય અંબાના ગુણ.
નમું શકિતથી સૃષ્ટિ રચી તમે, કંઇક ભકતના કીધાં કામ;
શકિતરૂપે તમે જ્યાં જ્યાં વસો છો, ત્યાં ત્યાં તમને કરું પ્રણામ. ૧

નમું શકિતરૂપે તું જ્યાં છે, નમું શકિતથી રહ્યો સંસાર;
નમું નવદુર્ગા નવખંડ પૃથ્વી, નવકુલ નાગ કરે ફુંકાર.
નમું શક્તિ જે શેષ નાગમાં, ફેણુ પર પૃથ્વીનો ઝીલ્યો ભાર;
નમું શકિતથી માર્યા દૈત્યને, વિષ્ણુ સંગતો ધરી અવતાર.
તનમાં રમે તું મનમાં રમે તું, સઘળે વ્યાપક ઠામોઠામ;
શકિતરૂપે તમે જ્યાં જ્યાં વસો છો, ત્યાં ત્યાં તમને કરું પ્રણામ. ૨

કળીકાળમાં સાચી દેવી, ચંડીકા ચાચરવાળી;
નમું નર્મદા ગંગા જમના, શકિતથી જાય ચાલી.
નમું ચંદ્ર સૂરજમાં શક્તિ, કરે દુનિયાની રખેવાળી;
નમું નમું નીચો વળી વળીને અંબામા બહુચર બાળી
હવે અંતર ન રાખો અંબામા, મારે તારા દર્શનનું કામ;
શક્તિરૂપે તમે જયાં જયાં વસો છો, ત્યાં ત્યાં તમને કરું પ્રણામ. ૩

એક ત્રિશૂળ બીજો ઘીનો દીવો ત્યાં તો માજી તમારો વાસ;
આજ આનંદભેર કરું સ્મરણ, મને દર્શન દો મારી પૂરો આશ.
તનમનમાં રમી રહી મંમાયા, તેરે દર્શન બીન રહું ઉદાશ;
અંબા નામ ભજું મુખ જયાં જાઉં ત્યાં, કરજોડી કહું તારો દાસ.
અમીચંદ કહે હાથ જોડી, મને દર્શન આપો ઠામોઠામ;
શકિતરૂપે તમે જયાં જયાં વસો છો, ત્યાં ત્યાં તમને કરું પ્રણામ. ૪

---

## — માતાજીનો છંદ–૨ જો —

અબામા તારું દર્શન દુર્લભ, દર્શનથી દુઃખ ભાંગે છે
અરજ કરી માને શિશ નમાવું, ધન્ય ભાગ્ય મારું આજે છે. ટેક૦

લક્ષ ચોર્યાસી ફેરા ફરી, મનુષ્ય અવતાર ધરાવ્યો છે;
ગુલામ તમારો આવ્યો મુસાફર, માયામાં લપટાયો છે.
કામ ક્રોધ મોહ મત્સર માયા, દુર્મતી પર ધાયો છે;
લોભ લહેર એક નદીયા વહે છે ઉસમેં જીવ ડુબાયો છે.
તુમ બીન પાર ઉતારે કોણ મા, ભકતને શીર ગાજે છે;
અરજ કરી માને શિશ નમાવું, ધન્ય ભાગ્ય મારું આજે છે. ૧

કોઈ વખત જીવ જાયે ધરમ પર, માયા પાછી લપટાવે છે;
આકીન હમારું રહેતું નથી, મારું પાપ મને અથડાવે છે.



હવે ઉપાય શું કરું માતાજી, હમકું કાંઈ બતાવે છે;
ચાકર પેડો ચિંતામાં તુમારો, દિલમાં બહુ ગભરાવે છે.
મારી હકીકત તું સહુ જાણે, ઘટઘટમાં બિરાજે છે;
અરજ કરી માને શિશ નમાવું, ધન્ય ભાગ્ય મારું આજે છે. ૨

નામ નિરંજન તું દુઃખ ભંજન, નિર્ધનને ધન આપે છે;
વાંઝીયા દોષ વાંઝીયાનો ટાળી, તેને તું ફરજન આપે છે.
ભક્ત કરે મા ભક્તિ તમારી, તેને તું દર્શન આપે છે;
જન્મ મરણના પાપ નિવારણ, એક પલકમાં કાપે છે.
બહુચરબાળી અંબે દયાળી, ભકતનકે શિર ગાજે છે;
અરજ કરી માને શિશ નમાવું, ધન્ય ભાગ્ય મારું આજે છે. ૩

મારી હકીકત કહી મંમાયા તુમ બીન કોણ મીટાવે છે;
બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર જે કહીએ, તે તારા ગુણ ગાયે છે.
સર્વ દેવના દેવ તમો છો, તેરા નામકું ધ્યાયે છે;
મહારાજગીર કહે સત્ય શબ્દ તે, અમર પદને પાવે છે.
અમીચંદ કહે છંદ બનાવી, તારે હાથ મારી લાજે છે;
અરજ કરી માને શિશ નમાવું, ધન્ય ભાગ્ય મારું આજે છે. ૪

---

## — માના દર્શન માટે આર્દ્ર પ્રાર્થના —

### માતાજીનો છંદ–૩ જો

જળ બીન તલપે મછલી અંબામા, દર્શન બીન તલપે તેમ નેન;
નેન નિરખશે નખશીખ, છબી માની, જબ કાયામાં હોવે ચહેન.

ચહેન પડે નહીં ચશમોશે દેખે, ચત્રભુજ મા ગુણ ગંભીર;
ભીડ ભાંગો મારી શારદા ભવાની, દર્શન બીન નહિ રહેતી ધીર.

ધીર ધરે નહિ જીવ હમારો. નેત્રથી વહે ચાસે નીર;
નીર જમનામેં તલપે ગોપીકા, કૃષ્ણ કદમ લે બેઠે ચીર
ચીર વિના જેમ તલપે ગોપીકા, દર્શન બીન તલપે તેમ નેન;
નેન નિરખશે નખશીખ છબી માની જબ કાયામેં હોવે ચહેન. ૧

ચહેન પડે નહિ દરદીકું, તેમ દર્શન બીન મુજકુ ના સુખ;
સુખ સ્મારણ મા રાખુ તુમેરા, જેમ ભૂખેથી ભાંગો ભૂખ.
ભૂખ રખુ દર્શનકી તુમારી, નખશીખસે નીરખું માતું મુખ;
મુખ ધરી ચશ્મોસે દેખું, જબ કાયકા જાવે દુઃખ.
દુઃખ દૂર કરો દીનદયળી. અંધેકું તુમ આપો નેન;
નેન નિરખશે નખશીખ છબી માની જબ કાયામેં હોવે ચહેન. ૨

ચહેન પડે નહીં ચાચરવાળી સેવક તમારો કરે ટળવળ:
ટળવળ કરી દર્શન માગું મારી આન અચાનક આવશે અદલ.
અદલ આવી જબ પડી રહે કાયા, ઝટપટસે દમ ચલા નીકલ;
નીકલ ગયે જમ લે ગએ બાંધી, મનખા અવતાર જશે અફલ.
અફલ હોય દર્શનથી સફલ જેમ અંધેકું મીલ જાવે નેન;
નેન નિરખશે નખશીખ છબી માની, જબ કાયામેં હોવે ચહેન ૩

ચહેન પડે નહિ સીતા બીના, જેમ રામચંદ્ર રઘુવીર ફીરે;
ફીરે હનુમાન શોધ નાકાલે, કુદી સમુદ્ર લંકામેં ગીરે.
ગીરે હનુમાન અશોકવાડીમેં, રામ નામ દે મહાવીર;
વીર શબ્દ સૂણી સીતામાને, તતક્ષણ આવી ધીર.
ધીર આવી જોઇ રામ મુદ્રિકા. તેમ દર્શનથી સુખ પામે નેન;
નેન નિરખશે નખશીખ માની, જબ કાયામેં હોવે ચહેન. ૪

ચહેન પડે નહિ તેરા ચાકરકુ, લક્ષ ચોર્યાશીકી ફીકર બડી;
બડી હકીકત માજી તમારી, ગફલત માયા જાળ પડી



પડી કાયા ફીર લક્ષ ચોર્યાશી, આ ભવ નહિં આવે ઘડી ઘડી;
ઘડી પળકી ખબર તુમકું, આવો માજી તમે સિંહે ચડી.
ચડી આવો કહે અમીચંદ મા, મહેર દૃષ્ટિથી મીલા દો નેન;
નેન નીરખસે નખશીખ છબી માની. જબ કાયામેં હોવે ચહેન. ૫

---

## — માતાજીનો છંદ–૪ થો —

અનેક નામે અંબા ભજું, મા મુખથી તજું તારું નામ નહીં;
સદા શરણસેં પાસ રખો, મારે તુંમ બીન કોઇનું કામ નહીં;
કાચી કાયા જુઠી માયા, કોઇ કોઇનો સંસાર નહીં;
માત પિતા ઓર ભાઇબંધ સગાં જે, પરણી સ્ત્રી નાર નહીં;
ધન દોલત ઓર માલ ખજાના, કોઇ કોઇનો પરિવાર નહીં;
કામ ક્રોધ સૌ તજો ને પ્રાણી, મન કરવો અહંકાર નહીં.
ઘટ ઘટ વ્યાપી રહી મંમાયા, તેરે બીન દુજા કામ નહીં;
સદા શરણમેં પાસ રખે, મારે તુમ બીન કોઇનું કામ નહીં. ૧

અંબામા મારી અરજી સ્વીકારો, તુંમ બીન કોઇ દાતાર નહીં;
ધન દોલતના સગાં સંબંધી તેરે બીન કોઇ આધાર નહીં.
સકળ વ્યાપી રહી મંમાયા, તેરા પાયા કોઇ પાર નહીં;
તુજ બાળક પર કરજો કરૂણા, ફીર આપશો અવતાર નહીં.
બંદગી કરવા આ દેશ આવ્યો, આ કંઇ અમારું ગામ નહીં.
સદા શરણમેં પાસ રખો, મારે તુમ બીન કોઇનું કામ નહીં. ૨

મેં ગુન્હેગાર બંદગીકુ આયા, બંદગી તમારી કરી નહીં;
પૂર્વ જન્મને પાપે કરી મા, મતી હમારી ફરી નહીં.
પર નિંદા પર નારી ભોગવી, ભક્તિ માજીની કરી નહીં;
રાગ તાનમેં જનમ ગુમાવ્યા, મારી ગરજ કંઇ સરી નહીં.

હવે તમારો પાલવ પકડયો, છોડું તમારું ધામ નહીં;
સદા શરણમેં પાસ રાખો, મારે તુમ બીન કોઇનું કામ નહીં. ૩

છોરું કછોરું થાય માતાજી, તુમકું હય લાયક નહીં;
હું તો તમારો ગુલામ કહેવાયો, મને વિસારો છેક નહીં.
જીવતા જશ આપો દુનિયામેં, જાય હમારો ટેક નહીં;
હાથ જોડી કહું સેવક તમારો, મારે કોઇ અનેક નહીં.
અમીચંદ કહે છંદ બનાવી, ચુકું તમારું નામ નહીં;
સદા શરણમેં પાસ રાખો, મારે તુમ બીન કોઇનું કામ નહીં. ૪

---

## — માતાજીનો છંદ–૫ મો —

(રાગ–ફેંકતો)

સુણદેવી દૈત્ય દળ રોળીને પરાજ્ય કીધું.
સુણદેવી કરી શુરાપાન, ચંડ મુંડનું રૂધિર પીધું.
સુણદેવી શત્રુને મારી રાજ ઇંદ્રને દીધું.
કરી શત્રુ સંહાર માજી કરે તારંતાર તારી લીલા અપાર.
ફરે મતવાલી, પૂરે દેવતાની આશ.
ઉઠયો ઓંકાર, તારી લીલા અપાર, રચી પલમેં સાસર' તું રહી ન્યારી;
ત્રિગુણાંતમાં ફેલાઇ, વસ્યા ઘટ ઘટમાંહી, નવખંડમાં દુવાઇ ફરે છે તારી.
લીધું તમે રૂપ, કીધું મોહિની સ્વરૂપ, તારી છબી અનુપ જાઉ બલીહારી;
શુંભ નીશુંભનો નાશ, કરી વર્તાવ્યો ત્રાસ,
કોઇ આવે નહીં પાસ ખપ્પરધારી. ૧

સુણદેવી તું સહસ્ત્ર હાથ ધરી રૂપ ધરે વિકરાળે;
સુણદેવી માર્યો રકતબીજ, રણ માંહે મારીને ફાળે,
સુણદેવી કંઇક રોળ્યા દૈત્ય રણમાંહી આણીને કાળે.



એવી તું દયાળી, માર્યા દૈત્યો ઝાલી ઝાલી;
કરી દેવની રખવાળી, તું નિરાળી, પૂરે દેવતાની આશ.
કળીયુગ વ્યાપ્યો પુર. તમે માર્યો ભેંસાસુર, કરી શત્રુ ચુરચુર નાખ્યા પટકી.
ક્રોધે બની વિક્રાળ ગળે મસ્તકની માળ, મારી શત્રુ પર ફાળ, રણુ હાથ ઝટકી.
રણમાં કરી ઉભા હાથ કરવા શત્રુનો નાશ, કોઇ આવે ના પાસ જાય છે છટકી.
જોઈ સ્વરૂપ તારું ડરે, ફાળ ખાઇને તે મરે,
માજી સદા ખપ્પર ભરે, લાગી રહી ચટકી. ૨

સુણદેવી તેં મારી દૈત્ય, બહુચરમા નામ ધર્યું.
સુણદેવી તમે આપી રાજ, દેવતાનું કારજ કર્યું.
સુણદેવી શરણાંગતને, સહાય કરી દુ:ખ હર્યું.
એવી તું દાતાર માજી કહું હું વારંવાર, તારી લીલા અપાર.
કહું કંકાળી, પુરે દેવતાની આશ.
રચ્યો તેં સંસાર, તારી માયા છે અપાર, મને તારો આધાર, કહું પાયે પડી,
શિર ગાજે મારે તું, પાય પડી કહું હું, સદા ભક્તિ કરું છું.
મા ઘડી ઘડી, સંકટ મારું કાપો, મને પુત્ર કરી સ્થાપો,
માંગ્યા મન વાંછીત આપો.
આવો સિંહે ચડી, જ્યારે જપું તારું નામ,
તમે કરો મારું કામ, તારે નામે આરામ જપું ઘડી ઘડી. ૩

સુણદેવી સંસાર પાર ઉતરવું છે મા અમને,
સુણદેવી જન્મ મરણનુ દુ:ખ કહું મા તમને,
સુણદેવી મને ભય લાગે, ફરી લક્ષ ચોર્યાશી જનમનો.
ટાળો તેનો ભય હાથ જોડી સેવક કહે,
અમીચંદને લાગે 'લહે, માને રહ્યો ઝાલી.
પુરે દેવતાની આશ, કરે દૈત્યોનો નાશ,
રાખી ભકતોને પાસ, કરે રખેવાળી.

---

## — માતાજીના છંદ-૬ ઠ્ઠો —

સાચું સ્મરણ અંબામાતું, આ સંસાર સઘળો ખોટો,
છે છે છે છેરે ભાઇ, નથી નથી રે ભાઇ, જેમ પાણીનો પરપોટો ટેક.

કાચી રે કાયા, ઘર ભાડુતી, પંચ તત્ત્વતું થયું તૈયાર,
જીવ મુસાફર આવી રહ્યો, માંહી અવધ બાંધીને ધરી અવતાર;
કાયા શહેરમાં મન સોદાગર, પ્રવૃત્તિ નિવૃત્તિ બે છે નાર,
પ્રવૃત્તિના પાંચ પુત્ર, કામ, ક્રોધ, મોહ, મદ, લોભ નિર્ધાર
એ પાંચેએ વેપાર કીધો, તે વેપારમાં લાગ્યો તોટો છે છે. ૧

તુટી પેઢી લુંટી કાયા નગરી, જમડા કેરું લાગ્યું જોર,
નાઠી પ્રવૃત્તિ, નાઠા પુત્ર પાંચ, કામ ક્રોધાદિ ચોરના ચોર.
કરનારા ખસી ગયા પણ, જીવ બાપડો પડ્યો અઘોર,
ચોર ગણી જેમ બાંધ્યો જીવને, માર માર કરી શોર બકોર;
પડે માર ને રૂદન કરે જીવ, નિવૃત્તિના સ્હામું જોતો છે છે. ૨

નિવૃત્તિ કહે સુણો રાજાજી, પ્રવૃત્તિ તમારી ખસી ગઈ,
નિવૃત્તિના ધસ્યા પુત્ર પાંચ, દયા ધર્મ જે હૃદય વસી;
જપ તપ કરે ધર્મ ધ્યાન ત્હેને, બીજી વાતની ન્યુન કશી ?
આખર વખતે વિમાન આવે, અંબા નામથી ગયા ખસી,
નિવૃત્તિથી સ્વર્ગ ગયો જીવ, પ્રવૃત્તિથી રોતો'તો. છે છે. ૩

પ્રવૃત્તિ મ્હારી દૂર કરીને, નિવૃત્તિનો કરાવજો સંગ,
યૌવન યુવાની જતી રહેશે જેમ, ઉડી જાય ગુલાબી રંગ;
મહારાજગીર કહે ભૂખણદાસ ત્હેને, જીતી જગતમાં કરી સત્સંગ,
અમીચંદ કહે છંદ બનાવી, ગીડઝીલ તાલ બજે મૃદંગ;
જન્મ લઇ જનની નવ જપીઓ, મિથ્યા છે અવતાર ખોટો. છે છે. ૪



## — સાવધાન —

બહુત ગઇ થોડી રહી, થોડી ભી અબ જાય,
ગઠરી બાંધ તિયાર હો, મત રહિયે અલસાય;
સાથી તેરે ચલ પડે, માલિકકે દરબાર,
અબ તો તૂં તૈયાર હો, પરાનન્દ નિરાધાર. ૧

બ્રહ્માંડ રંગભૂમિ પર, ભજવ્યો વિધ વિધ વેશ,
નિર્મિત કર્મો આચરિયાં, માની પ્રભુ સન્દેશ;
પ્રાણનાથ ! હે પ્રાણ સખે ! અન્તર્યામિ મહેશ,
વારંવાર પ્રણમુ પ્રભુ ! શ્યામ લાંગ સર્વેશ. ૨

નાટયનો છેલ્લો આ અંક પૂરો થયો,
તૈયારીઓ હવે શીઘ્ર કીધા કરો.
સંગમાં આવેલો સંગી ચાલ્યો ગયો,
તો પછી શીદ તું મોજ માની રહ્યો !
સંગ તો તે જ કે ભંગ આવે નહીં,
સંગમાં ભંગ તો સંગ શેનો કર્યો ?
સાંખ્યની સંખ્યામાં અન્યો રમ્યા કરો,
ઇશ્કના તાનમાં મસ્ત પાગલ બનો. ૩

---

## — વિદાય —

તું અહિંનો વતની નથી, તુજ વતન આ ન્હોય,
અસલ વતન સંભાર જે, જ્યાંથી આવ્યો હોય;
બ્રહ્મઅંશ છે જીવ સૌ, જીવલોક મુકામ,
નાટક આ પૂરું થતાં, અંશ, અંશિને ધામ.

---

કબીરજી કહે છે :- "ॐ" અને "રામ" એ બે જ મુખ્ય નામ છે.

तीन नाम है ब्रह्मका, ॐ "सोऽहम्" राम ।
इष्ट भेदसे जपते है न्यारे न्यारे नाम ॥

---

ज्ञानी सोऽहम् कहते है योगींकु ॐकार ।
भक्त रामको जपते है, कहे कबीर विचार ॥

---

વિભાગ ૫ મો સમાપ્ત



# વિભાગ-૬ ઠ્ઠો

## — દેવોની પ્રાર્થના —

શરીર માટે પ્રાણતત્ત્વ જેટલું આવશ્યક છે તે જ પ્રમાણે પ્રાર્થના આત્મા માટે આવશ્યક છે. પ્રાર્થના જીવાત્મા અને પરમાત્માની ઐકયતા સાધે છે. પ્રાર્થના આપણા અહમ્‌પણાને પીંગળાવીને આત્માને પૂર્ણ પ્રકાશિત કરે છે. પ્રાર્થના ઈશ્વર સાક્ષાત્કારનો આનંદ આપશે. મુશ્કેલીમાંથી પાર કરશે દુઃખ ઓછું કરી શકશે. આનંદ અને શાન્તિ આપશે.

**શ્રીગણેશ** :- પ્રાતઃ સ્મરામિ ગણનાથમનાથ બન્ધુ,
સિન્દૂરપૂર પરિશોભિત ગંડયુગ્મમ્ ।
ઉદ્દંડ વિઘ્ન પરિખંડન ચંડ દંડ,
માખંડલાદિ સુરનાયક વૃન્દ વન્દ્યમ્ ॥

**આત્મતત્ત્વ** :- પ્રાતઃ સ્મરામિ હૃદિ સંસ્ફુરદાત્મ તત્ત્વં,
સચ્ચિત્સુખં પરમહંસ ગતિ તુરીયમ્ ।
યત્સ્વપ્ન જાગર સુષુપ્તિ મૈવતિ નિત્યં,
તદ્‌બ્રહ્મ નિષ્કલમહં ન ચ ભૂત સંગઃ ॥

**કાર્તિકેય** :- નીલકંઠ વાહનં દ્વિષડ્‌ભુજં કિરીટિનં,
લોલરત્ન કુંડલ પ્રભાભિરામ ષણ્મુખ ।
શૂલશક્તિ દંડ કુક્કુટાક્ષ માલિકાધરં,
બાલમીશ્વરં કુમાર શૈલવાસિનં ભજે ॥

**પરબ્રહ્મ** :- પ્રાતર્ભજામિ મનસા વચસામ ગમ્યં,
વાચો વિભાન્તિ નિખિલા યદનુગ્રહેણ ।
યન્નેતિ નેતિ વચનૈ ર્નિગમા અવો ચુસ્તં,
દેવ દેવ મજ મચ્યુત માહુરગ્રયમ્ ॥

**પુરુષોત્તમ** :- પ્રાતર્નમામિ તમસઃ પરમર્કવર્ણં પૂર્ણં,
સનાતનપદ પુરુષોત્તમાખ્યમ્ ॥
યસ્મિન્નિદં જગદ શેષમશેષમૂર્તૌ,
રજ્જવાં ભુજંગમ ઇવ પ્રતિભાસિનૈવ ।

**મહાદેવ** :- પ્રાતઃ સ્મરામિ ભવભીતિ હરંસુરેશં,
ગંગાધરં વૃષભ વાહન મમ્બિકેશમ્ ।
ખટવાંગ શૂલ વરદા ભય હસ્તમીશં,
સંસારરોગ હરમૌષ ધમદ્વિતીયમ્ ।

**મહાશક્તિ** :- પ્રાતર્નમામિ મહિસાસુર ચંડમુંડ,
શુંભાસુર પ્રમુખ દૈત્ય વિનાશ દક્ષામ્ ।
બ્રહ્મેન્દ્રરૂદ્ર મુનિમોહન લોલશીલાં,
ચંડી સમસ્ત સુરમૂર્તિ મનેકરૂપામ્ ॥

**નારાયણ** :- પ્રાતઃ સ્મરામિ ભવભીતિ મહાર્તિ શાનયૈ,
નારાયણં ગરુડવાહન મબ્જનાભમ્ ।
ગ્રાહાભિભૂતવર વારણમુક્તિહેતું,
ચક્રયુધં તરૂણવારિ જપત્રનેત્રમ્ ॥

**સૂર્યનારાયણ** :- નમઃ સવિત્રે જગદેક ચક્ષુષે,
જગત્પ્રસૂતિ સ્થિતિ નાશહેતવે ।
ત્રયી મયાય ત્રિગુણાત્મ ધારિણે,
વિરંચિ નારાયણ શંકરાત્મને ॥



પ્રાતઃ સ્મરામિ ખલુ તત્સવિતુ વરેણ્યમ,
રૂપં હિ મંડલમૃમોથ તનુર્યજૂષિમ્ ।
સામાનિ યસ્ય કિરણાઃ પ્રભવાદિ હેતુમ.
બ્રહ્મા હરાત્મક લક્ષ્ય મચિન્ત્ય રૂપમ્ ॥

**રઘુનાથ** :- પ્રાતઃ સ્મરામિ રઘુનાથ મુખારવિન્દમ્,
મંદસ્મિતં મધુરભાષિ વિશાલ ભાલ ।
કર્ણાવલમ્બિચલ કુંડલ શોભિ ગંડમ્,
કર્ણાન્ત દીર્ઘનયનં નયનાભિરામમ્ ॥

## — દેવોના ધ્યાન —

**ગણપતિ** :- શ્વેતાંગં શ્વેત વસ્ત્રં સિત કુસુમગણૈ પૂજીતં શ્વેતગંધૈઃ ।
ક્ષીરાબ્ધૌ રત્નદીપૈ સુરનર તિલકં રત્ન સિંહાસનસ્થમ્ ॥
દોર્ભિ પાશાં કુશાબ્જા ભયવર મનસંચંદ્રમૌલિં ત્રિનેત્રમ્ ।
ધ્યાયેચ્છાન્ત્યર્થમીશં ગણપતિમમલં શ્રીસમેતં પ્રસન્નમ્ ॥

**મહાદેવ** :- ધ્યાયેન્નિત્યં મહેશં રજત ગિરિનિભં ચારૂ ચન્દ્રાવસંતમ્ ।
રત્નાકલ્પો જ્વલાંગં પરશુ મૃગવરા ભીતીહસ્તં પ્રસન્નમ્ ।
પદ્માસિનં સમન્તાત્ સ્તુતમમર ગણૈર્વ્યાઘ્રકૃતિં વસાનમ્ ।
વિશ્વાદ્યં વિશ્વાત્રંદ્યં નિખિલ ભયહરં પંચ વક્ત્રં ત્રિનેત્રમ્ ॥

**મહાદેવિ** :- ૐ વિદ્યુદ્દામ સમપ્રભાં મૃગપતિ સ્કંધસ્થિતાં ભીષણામ્ ।
કન્યાભિઃ કરવાલખેટ વિલસદ્ હસ્તાભિરા સેવિતામ્ ॥
હસ્તૈશ્ચક્ર ગદાસિખેટ વિશિખાં શ્ચાપં ગુણં તર્જની ।
વિભ્રાણા મનલાત્મિકાં શશિધરાં દુર્ગાં ત્રિનેત્રાં ભજે ॥

**વિષ્ણુ** :- શાન્તાકારં ભુજગશયનં પદ્મનાભં સુરેશમ્ ।
વિશ્વાધારં ગગન સદૃશં મેઘવર્ણં શુભાંગમ્ ॥
લક્ષ્મીકાન્તં કમલનયનં યોગિભિર્ધ્યાન ગમ્યમ્ ।
વન્દે વિષ્ણું ભવભયહરં સર્વ લોકૈક નાથમ્ ॥

**સૂર્ય :-**
ધ્યેયઃ સદા સવિતૃ મંડલ મધ્યવતી ।
નારાયણઃ સરસિજાસન સન્નિવિષ્ટઃ ॥
કેયૂરવાન્મકર કુંડલ વાન્કિરીટી ।
હારિ હિરણ્યમયવપુ ધૃતશંખચક્ર ॥

**સરસ્વતી :-**
શુક્લાં બ્રહ્મ વિચાર સાર પરમા માદ્યાં જગદ્ વ્યાપનીમ્ ।
વીણા પુસ્તક ધારિણીમ ભયદામ જાડયાન્ધકારાપહામ્ ॥
હસ્તે સ્ફાટિક માલિકાં વિદધતીં પદ્માસને સંસ્થિતામ્ ।
વંદે તાં પરમેશ્વરીં ભગવતીં બુદ્ધિપ્રદાં શારદામ્ ॥

**લક્ષ્મીજી :-**
વન્દે પદ્મકારાં પ્રસન્ન વદનાં સૌભાગ્યદાં ભાગ્યદામ્ ।
હસ્તાભ્યામ્ અભયપ્રદાં મણિગણૌ ર્નાના વિધૈર્ભૂષિતામ્ ॥
ભક્તા ભીષ્ટ ફલપ્રદાં હરિહર બ્રહ્માદિભિ સેંવિતામ્ ।
પાશ્વેં પંકજ શંખમદ્મ નિધિભર્યુકતાં સદા શકિતભિઃ ॥

**જગદંબા :-**
મામા કુંડલિની ક્રિયા મધુમતી, કાલી કલા માલિની ।
માતંગી વિજયા જયા ભગવતી, દેવીશિવા શાંભવી ॥
શકિત શંકર વલ્લભા ત્રિનયના વાગ્વાદિની ભૈરવી ।
હ્રીંકારી ત્રિપુરા પરાપરમયિ માતા કુમારેશ્વરી ॥

**ૐકાર :-**
ૐકાર નિગમૈક વેદ્યમનિશં, વેદાન્ત તત્ત્વા સ્પદમ્ ।
ચોત્પત્તિ સ્થિતિનાશહેતુ મમલં, વિશ્વસ્ય વિશ્વાત્મકમ્ ॥
વિશ્વપ્રાણ પરાયણં શ્રુતિ શતૈઃ, સંપ્રોચ્ચમાનં વિભુમ્ ।
સત્યં જ્ઞાનમનન્ત મૂર્તિ મમલં, શુદ્ધાત્મક ત ભજે ॥

**બ્રહ્મ :-**
યં શૈવા સમુપાસતે શિવ ઇતિ, બ્રહ્મેતિ વેદાન્તિનો ।
બૌદ્ધા બુદ્ધ ઇતિ પ્રમાણુ પટવ કર્તેતિ નૈયાયિકાઃ ॥
અર્હ ન્નિત્યથ જૈન શાસનરતાઃ કર્મેતિ મીમાંસકાઃ ।
સોડયં વો વિદધાતુ વાંછિતફલં ત્રૈલોકય નાથો હરિઃ ।



**દેવ :-**
યં બ્રહ્મા વરૂણેન્દ્ર રૂદ્ર મરૂત સ્તુન્વન્તિ દિવ્યૈઃ સ્તવૈઃ ।
વેદૈ સાંગ પદક્રમોપનિષદૈ ર્ગાયન્તિ યં સામગાઃ ॥
ધ્યાના વસ્થિત તદ્ગતેન મનસા પશ્યન્તિ યં યોગિનો ।
યસ્યાન્તં ન વિદુ સુરાસુરગણા દેવાય તસ્મૈ નમ ॥

**હનુમાન :-**
મનોજવં મારૂત તુલ્યવેગમ્ ।
જીતેન્દ્રિય બુદ્ધિમતાં વરિષ્ઠમ્ ॥
વાતાત્મજં વાનરયૂથ મુખ્યમ્ ।
શ્રીરામદૂતં શિરસા નમામિ ॥

**ગંગાજી :-**
ગંગે ત્રૈલોકયસારે સકલ સુરવધૂ ધૌત વિસ્તીર્ણ તોયે ।
પૂર્ણ બ્રહ્મસ્વરૂપે હરિચરણજો હારિણી સ્વર્ગ માર્ગે ॥
પ્રાયઃશ્ચિતં યદિસ્યાત્તવ જલકણિકા બ્રહ્મહત્યાદિ પાપે ।
સ્કત્વાં સ્તોતું સમર્થસ્ત્રિજગદ્ધ હરે દેવિ ગંગે પ્રસીદ ॥

**દ્વાદશ જ્યોતિર્લિંગ :-**
સૌરાષ્ટ્રે સોમનાથં ચ શ્રીશૈલે મલ્લિકાર્જુનમં ।
ઉજ્જયિન્યાં મહાકાલ મોંકારમં અમલેશ્વરમં ॥
પરલ્યાં વૈજનાથં ચ ડાકિન્યાં ભીમશંકરમં ।
સેતુબંધેતુ રામેશં નાગેશં દારૂકાવને ।
વારાણસ્યાં તું વિશ્વેશં ત્ર્યંબકં ગૌતમી તટે ।
હિમાલયં તું કેદારં ઘુસૃણેશં શિવાલયે ॥
એતાનિ જ્યોતિર્લિંગાનિ સાયં પ્રાતઃ પઠેન્નરઃ ।
સપ્ત જન્મકૃતં પાપં સ્મરણેન વિનશ્યતિ ।
ઇતિ દ્વાદશ જ્યોતિર્લિંગ સ્તોત્રં સમાપ્તમં ॥

---

# — શિવજીનું વર્ણન —

શક્તિ સહિત મહાદેવજીને પ્રથમ પ્રણામ કરું છું.

શ્રદ્ધા અને વિશ્વાસથી સંસાર ચાલે છે. શ્રદ્ધા પરલોક ઉપર વિશ્વાશ કરાવે છે.

ભવાની શંકરની કૃપા વિના અનુગ્રહ થતો નથી સંસારના ગુરૂ શંકર કલ્યાણ કરવાવાળા છે તેમનામાં વૈરાગ્ય છે અને તે સમાધીમાં લીન રહે છે.

૧ ત્રિનેત્ર : અગ્નિની વ્યાપ્તિ સૂર્યમંડળમાં છે. તે તેમનું મસ્તક છે. સૂર્ય, ચંદ્ર અને અગ્નિ ત્રણે નેત્ર છે.

૨ સોમચંદ્ર : સોમની ત્રણ અવસ્થા. સોમ-અપ-વાયુ છે. તેમાં ગંગાજી અપ-વાયુ છે. મસ્તક ઉપર ચંદ્રની કળામાં જટા અને ગંગાજી છે. શિવજીનું નામ વ્યોમ કેશ છે. આકાશ વાયુરૂપથી વ્યાપ્ત છે તેથી આકાશ જટા છે.

૩ શિવજી : ભૂત-ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળનું જ્ઞાન છે તેથી તે સર્વજ્ઞ છે.

૪ વિષપાન : શિવજીના શરીરમાં બ્રહ્માંડ છે તેમાં વિષ અને અમૃત છે તે બંનેને ગુપ્ત રાખે છે. શિવજીનાં અમૃતરૂપ ચંદ્રમાં શિર પર બિરાજમાન છે. શિવજીએ હળાહળ વિષ કંઠમાં ગુપ્ત રીતે ધારણ કર્યું છે જેની કાલીમા શોભામાં વધારો કરે છે.

૫ ત્રિશૂળ-પરશુ : આધ્યાત્મિક-આધીભૌતિક અને આધીદૈવિક ત્રણ તાપનો નાશ કરે છે અને દુષ્ટોનું દમન કરે છે.



૬ મૃગ : કૃષ્ણમૃગ યજ્ઞનું સ્વરૂપ છે. અગ્નિ વનસ્પતિઓમાં લીન થાય છે તેથી દેવતાઓએ તેમને ઢુંઢવા યોગ્ય હોવાથી અગ્નિમૃગ કહેવાય છે. એ કામપૂર્તીનું સૂચન છે.

૭ અભય મુદ્રા : દુષ્ટોનું દમન કરી ભક્તોનું કલ્યાણ કરે છે. આ અભય મુદ્રા દ્વારા જ્ઞાનનો ઉપદેશ આપે છે. અને તે મોક્ષ માટેનું સૂચન છે.

૮ સર્પનું ધારણ : શિવજીનું મંગળ સ્વરૂપ છે અને અમંગળ પણ છે. શિવજી સંહાર કર્તા હોવાથી તેમની પાસે સંહાર કરવાની સામગ્રી જોઇએ. સાપ તમોગુણી છે. તેના જેટલો તમોગુણ બીજામાં નથી સર્પણી તેના બચ્ચાને ખાઇ જાય છે. સૂર્યની આસપાસ ભ્રમણ કરતા આઠ ગ્રહો છે તે સર્પકુંડલીનીના આકારરૂપથી ફરે છે તેથી વેદોમાં તેમનો વહેવાર નાગ અને સર્પ કહી વર્ણવ્યો છે. તેમ જ નાના તારાઓ ભ્રમણ કરે છે તે નાના સર્પ છે.

૯ શ્વેતવર્ણ : શિવજી વ્યાપક, ચેતન, જ્ઞાન સ્વરૂપ છે. જ્ઞાનને પ્રકાશ કહે છે તેથી તેમનું શરીર શ્વેત છે. શ્વેતવર્ણ કૃત્રીમ નથી. તેના ઉપર ગમે તે રંગ ચઢી શકે છે અને કાઢી નાખવામાં આવે તો શ્વેત જ રહે છે. તે કૃત્રીમરૂપો રહિત છે. નિરૂપ નિર્લેપ છે.

૧૦ ભષ્મ : ભષ્મ ધારણ પ્રલયકાળે બધાનો નાશ થઇ સફેદ ભષ્મ બાકી રહે છે તેથી ભષ્મ ધારણ કરે છે.

૧૧ મુંડમાલા : જગત જનની જગદંબાના આવિર્ભૂત અવતારોના ૧૦૮ મસ્તક છે તેથી મસ્તકોની ખોપરીમાં જ્ઞાનનો ભંડાર છે તેથી તે ધારણ કરે છે. મુંડમાલા કંઠ

અને હૃદયમાં હોઇ પ્રાણીમાત્રનું અવિદ્યામાં લીન થઇ મુક્તિમાં જીવ હૃદયમાં રહે છે. મુંડમાલા મૃત્યુનું હરઘડી સ્મરણ કરાવે છે મહાપ્રલય પછી કોઇ પણ ચીજ રહેતી નથી. અને બધું સ્મશાનમય થઇ જાય છે બાકી ફક્ત શિવજી રહે છે. તે જ સ્મશાનવાસ છે.

૧૨ દિગંબર સ્વરૂપ : શિવજીમાં લેશમાત્ર પણ અવિદ્યા નથી. કારણ કે તે સમષ્ટિ, વ્યષ્ટિ–દેહત્રયરૂપ–પ્રપંચથી–વિધિ-નિષેધથી પર છે. આને દિગંબર કહે છે. લોકો તેને નગ્ન માને છે.

૧૩ બિલ્વપત્ર : સત્વ–રજ અને તમ આ ત્રણ દલવાળું બિલ્વપત્ર શિવજીને ચઢાવવાથી જાગૃત–સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણ અવસ્થાઓનો નાશ થઇ મુક્ષુઓનો મોક્ષ થાય છે.

૧૪ વાઘાંબર : નૃસિંહ ભગવાનના દેહની ખાલ ધારણ કરી છે.

૧૫ વૃષભ વાહન : આમાં સત્વગુણ છે. વૃષભને શાસ્ત્રમાં ધર્મ તરીકે વર્ણવ્યો છે.

૧૬ શિવજી ઉપર મહામાયાનું નૃત્ય : માયા પ્રકૃતિદેવી જગતમાતા પાર્વતીના રૂપથી બિરાજમાન છે કારણ કે જગતની ઉત્પત્તિ પ્રકૃતિ અને પુરૂષના સંયોગથી થાય છે. નિષ્ક્રિય શુદ્ધ બ્રહ્મરૂપ શિવજી શાંતરૂપની સ્થિતિ છે. પ્રકૃતિ અથવા માયારૂપી કાલિકા બ્રહ્મની આશ્રિત એક દેશમાં સ્થિત છે.

૧૭ શિવજીની લીંગપૂજા : બાણુ નિરાકાર છે અને જળાધારી તે માયા પ્રકૃતિ છે. એટલે પ્રકૃતિ અને પુરૂષની પૂજા તે લીંગ છે.



૧૮ ત્યાગ : શિવજી ત્યાગી હોવા છતાં તેમના ભક્તોને મનવાંછીત વરદાન આપે છે તેમના સહચારીણી માતા પાર્વતી અન્નપૂર્ણા બિરાજમાન છે

૧૯ સતીનો દેહ ત્યાગ : દક્ષપ્રજાપતિને અનેક કન્યાઓ હતી તેમાં સર્વ વિદ્યાઓમાં શ્રેષ્ઠ આધ્યાત્મવિદ્યા તે સતીરૂપે હતા. તેમનો વિવાહ મંગળ સ્વરૂપ શિવજી સાથે થયો હતો. દક્ષપ્રજાપતિએ યજ્ઞ કર્યો જેમાં બ્રહ્મવિદ્યાસતી અને તેમના મંગલ સ્વરૂપ પતિ શિવજીનું ભયંકર અપમાન કર્યું. આથી સતી યજ્ઞકુંડમાં કુદી પડયા. આથી શિવજી કોપીત થયા અને યજ્ઞનો નાશ થયો અને યજ્ઞમાં હવીનો ભાગ લેનારા દેવતાઓને દંડ દીધો. બીજા જન્મે પાર્વતીરૂપે હીમાલયને ત્યાં પ્રગટ થયાં અને મહાન તપ કરી શિવજી સાથે પાણી ગ્રહણ કર્યું. દક્ષના યજ્ઞ પછી બ્રહ્મવિદ્યા–સંસારમાંથી નષ્ટ થઇ અને હિમાલયમાં રહેતા ઋષિ–મુનીઓ પાસે જતી રહી. જે યજ્ઞમાં કલ્યાણરૂપ ઇશ્વરનું સન્માન થતું નથી તે યજ્ઞ શક્તિ રહીત નષ્ટ થઇ જાય છે.

**વૈરાગ્ય** :– શંકરમાં વૈરાગ્યનું ચિહ્ન છે. તે સંસારના વિષયોનો ત્યાગ કરવાનું સૂચન છે.

**સમાધી** :– સમાધીથી નિત્ય પરમાત્મામાં આનંદ મળે છે.

આ બન્ને શંકર સિવાય બીજા દેવોમાં નથી જેથી શંકર નિત્ય ગુરૂ છે.

**ચંદ્ર** :– બીજનો ચંદ્ર વાંકો છે જેથી જેને બધા નમસ્કાર કરે છે અને શંકર ભગવાને મસ્તક ઉપર ધારણ કર્યો છે. પૂર્ણીમાનો ચંદ્રમા પ્રકાશમાન હોવા છતાં તેને વંદન કરતા નથી.

**શંકર ભગવાનના ત્રણ સ્વરૂપો છે :-** આધ્યાત્મિક–આધિભૌતિક–આધિ દૈવીક.

૧ વૃત્તિઓને જે જાણે છે, તે આધ્યાત્મિક રૂપ છે.
આત્મા શંકર છે, બુદ્ધિ પાર્વતી છે. શરીર શિવાલય છે, સમાધી નિંદ્રા છે વિષયોનું સેવન આનંદ છે, સંસાર વિરાટસ્વરૂપ છે, જે હું લોલું છું તે સ્તોત્રો છે.

૨ ભૂત :- પૃથ્વીના અભિમાની દેવતા શંકર છે. તેમના મસ્તક ઉપર ગંગાજી છે તે આધિ ભૌતીકરૂપ છે.

૩ દેવતા સંબંધી :- કૈલાસનિવાસી–ડમરૂ–ત્રિશૂલ વગેરે જેમના હસ્ત કમલમાં છે. તે આધિ દૈવીકરૂપ છે.

**શિવજીમાં બે પ્રકારના ભાવ છે :-** ઇશ્વરભાવ અને રૂદ્રભાવ, ઇશ્વર ભાવવાળું સ્વરૂપ કલ્યાણ કરવાવાળું છે.

રૂદ્રભાવવાળું સ્વરૂપ સૃષ્ટિનો સંહાર કરવાવાળું સ્વરૂપ. પ્રલયકાલીન છે.

**શંકરની ઉપાસના :-** ઇશ્વર ભાવની છે, તે મોક્ષ આપવાવાળી છે. જીવ અને ઇશ્વરના ભેદ નીચે મુજબ છે.

માયાને વશ કરે તે ઇશ્વર માયાના વશમાં રહે તે જીવ.

**માયાના ગુણ :-** સત્વ, રજ અને તમ. ઈશ્વર આ ત્રણે ગુણોને વશમાં રાખે છે.

૧. શંકર તમોગુણી નથી. શંકર તમોગુણને વશમાં રાખે છે.

૨. વિષ્ણુ સત્ત્વગુણી નથી. પણ સત્ત્વગુણને વશમાં રાખે છે.

૩. બ્રહ્મા રજોગુણી નથી. પણ રજોગુણને વશમાં રાખે છે.



શંકર તમોગુણી નથી. તેમનામાં ત્યાગ વૈરાગ્ય અને સમાધિનિષ્ઠ છે આથી મહાન છે. જેથી મહાદેવ કહેવાય છે.

**સ્માર્તધર્મી :-** પંચદેવોને સમાન માને છે. તેમાં જ્ઞાનદાતા શંકર છે. વેદોમાં શંકરની સ્તુતીના મંત્રો છે તેના જેટલા કોઇ દેવતાના નથી.

**બીલીપત્રમાં ત્રણ ગુણ છે :-** સત્વ, રજ અને તમ.

**જળ :-** જળ શ્રદ્ધાથી ચઢાવવાથી શંકર પ્રસન્ન થાય છે.

**અવતારો :-** કૃષ્ણ-રામ–પરશુરામ–નૃસિંહ ભગવાન વગેરેએ શંકર ભગવાનની આરાધના કરી છે.

**શંકરને દક્ષિણામૂર્તિ કહે છે :-** દક્ષિણમાં યમરાજનો વાસ છે. યમરાજની સામે શંકરનું મુખ છે. યમરાજની સામે મુકાબલો કરવાની શક્તિ જ્ઞાનમાં છે તેથી શંકર જ્ઞાન પ્રધાન છે.

**શંકર ભગવાનની બધા અવતારોએ ઉપાસના કરી છે.**

**પરશુરામ :-** શંકરની આરાધના કરી શસ્ત્રો મેળવ્યા હતા.

**રામ :-** રામેશ્વરની સ્થાપના કરીને રાવણ ઉપર વિજય મેળવ્યો છે.

**કૃષ્ણ :-** શંકરની આરાધના કરી છે. જે શિવસહસ્ર નામથી જે શિવસહસ્ત્ર નામ મહાભારતમાં છે. તે નામોથી સ્તુતિ કરી છે.

**નૃસિંહ :-** નૃસિંહ અવતાર વખતે હિરણ્યકશિપુનો વધ કરીને વિષ્ણુરૂપ નૃસિંહ ભગવાન ભયંકર ગર્જના કરવા લાગ્યા. આથી દેવતાઓ ભયભીત થઇ નૃસિંહજીની સ્તુતિ કરવા લાગ્યા પરંતુ નૃસિંહજી શાંત થયા નહીં પછી લક્ષ્મીજી પાસે ગયા પણ લક્ષ્મીજીએ પણ તેમની પાસે જવાની હિંમત ધરી નહીં પછી દેવતા મહાદેવજી પાસે ગયા ત્યારે મહાદેવજીએ સ્મરણ માત્રથી વીરભદ્રને બોલાવ્યા અને નૃસિંહ ભગવાનને શાંત પાડવા ઘણી પ્રાર્થના કરી કે આપે જગતના કલ્યાણ

માટે અવતાર લીધો છે અને જગતની રક્ષા કરવાનો આપનો અધિકાર છે. આપે મત્સ્યરૂપ ધારણ કરી જગતની રક્ષા કરી–કૂર્મ અને વરાહ રૂપથી પૃથ્વીને ધારણ કરી વામનસ્વરૂપથી બલીને બાંધ્યાની અને નૃસિંહરૂપ ધારણ કરી હિરણ્યકશિપુનો સંહાર કર્યો. જ્યારે જ્યારે સંસારમાં આપત્તિ આવે છે ત્યારે ત્યારે અવતાર લઇ દુઃખ દૂર કર્યા છે. આપનાથી અધિક કોઇ નથી આવા શાંતિમય વચનોથી નૃસિંહજીની ક્રોધાગ્નિ શાંત થઇ નહીં ત્યારે શિવજીએ વીરભદ્રનું ભયંકર અડધું સ્વરૂપ મૃગનું અને અડધું શરભ પક્ષીનું રૂપ ધારણ કરી તેમાં આ ભયંકર તેજસ્વી રૂપમાં શિવજીનું તેજ લીન થઇ ગયું શરભરૂપ શિવજીએ પોતાની પૂંછડીમાં નૃસિંહજીને લપેટી છાતીમાં ચાંચોના પ્રહાર કરી એ ત્રણ વાર જમીન ઉપર પ્રકટવા માંડ્યું ત્યારે શાંત થઇ શિવજીની સ્તુતિ કરી આ નૃસિંહ ભગવાનના શરીરની ખાલ જે ધારણ કરી છે તેજ વાઘાંબર તરીકે ધારણ કરી છે.

**શિવજીનો અદ્‌ભૂત પરિવાર :-**

ભોળાનાથ મહાદેવ જેમના અર્ધાંગીની પાર્વતી અન્નપૂર્ણા છે મહા માયા છે શક્તિ અને ઐશ્વર્યશાળી છે. સિંહનું વાહન છે. પોતે ભસ્માંગધારી સ્મશાન વિહારી, વાઘ–હાથીના છાલ પહેરવાવાળા, દિગંબર, સવારીમાં બુઢ્ઢો બેલ, શૃંગારમાં સાપ મનુષ્યની ખોપરી, રૂદ્રાક્ષની માળા, મસ્તક ઉપર ગંગા અને ચંદ્ર છે અને કોટવાલ ભૈરવ છે. એક પુત્ર જેમનું મુખ હાથીનું છે, તે રિદ્ધિ–સિદ્ધના સ્વામી છે અને બુદ્ધિના સ્વામી છે, જેમનું સર્વ કાર્યમાં પ્રથમ પૂજન થાય છે, જેમનું વાહન મૂશક છે

બીજા મોટા પુત્ર કાર્તિકેય છે. જે દેવ-સેનાના અધિપતી છે. જેમને ૭ મુખ છે, અને મોરનું વાહન છે.



**શંકર :-** સ્વારીમાં બુઢ્ઢોબેલ–ખાવાનું ઝેર–રહેવા સુની દિશાઓ–ખેલવા માટે સ્મશાન–આભૂષણોમાં સાપ–દિગંબર શરીરે ભષ્મ ધારણ કરવાવાળા છે.

**તબેલામાં :-** બુઢ્ઢોબેલ–સિંહ–મૂશક મોર સર્પ કુત્તા આ બધા એક એકના વિરોધીઓ છે. આ બધાને કબ્જામાં રાખવાની જવાબદારી જગત્ જનની પાર્વતી માતાજીની છે.

**રહેવાનું સ્થાન :-** હિમાલય. હિમ આચ્છાદિત. એટલી ઠંડી પડે અને ત્યાં ચીજ વસ્તુ પણ મળે નહીં.

**વૈભવ :-** શંકર ભગવાન તો સમાધિનિષ્ટ રહે છે એટલે આ આખો પરિવાર નિભાવવાની તેમ જ સાચવવાની બધી જવાબદારી શ્રી પાર્વતી માતાજીની છે.

**પાર્વતીજી કહે છે :-**

નહીં અંબર અંગન સંગ સખા, બહુ ભૂતનકે ડરસોં ડરતો ।
ડરતો પુનિ સાંપનકી સુસકારન, ભાંગ બટોરત હી મરતો ॥
મરતો જીહિ જાની ન જન્મ કથા, નર વાહન સોં ખર ના ચરતો ।
હંસી પારવતી કહેં શંકરસોં, હમ ના બરતી તુમહેં કો બરતો ॥

**પંચ દેવોમાં મોટું સ્થાન :-** પ્રથમ મહાદેવજીનું–બીજું સ્થાન મહામાયા મહાશક્તિ મહાકાલીનું–ત્રીજું ગણેશજી–ગણોના અધિષ્ટતા છે અને ચોથું કાર્તિક્ય દેવ સેનાનીનું છે. આ તેમનો પરિવાર શ્રેષ્ટ છે.

**શિવ અને શક્તિ :-** શિવ કૂરસ્થ તત્ત્વ છે. શક્તિ પરિણામીની છે. વિવિધ વૈચિત્ર્ય પૂર્ણ સંસારના રૂપમાં અભિવ્યક્ત શક્તિના આધાર અધિષ્ઠાન શિવ છે શિવ અવ્યક્ત–અદ્રશ્ય–સર્વગત

અચલ આત્મા છે. શક્તિ દ્રશ્ય ચલ નામરૂપ દ્વારા વ્યકત સત્તા છે. શકિત-નટી શિવના અનંત-શાંત ગંભીર વૃક્ષ: સ્થલ પર અનંત કોટી બ્રહ્માંડોના રૂપ ધારણ કરી તેમની અંદર સર્ગ-સ્થિતિ-સંહારની ત્રિવિધ લીલા કરી નૃત્ય કર્યા કરે છે.

**સ્મશાન વાસ :-** સ્મશાનવાસથી સંસારિક સર્વ નીચ મનોવૃત્તિયો ભસ્મ થઇ જાય છે સ્મશાનમાં મૃત શરીર ભસ્મ થવાથી તે સડતું નથી અને તેની દુર્ગંધ જતી રહેવાથી રોગ ઉત્પન્ન થવાનો ડર રહેતો નથી. તેવી રીતે સંસારિક નીચ મનોવૃત્તિ રૂપ પદાર્થોની શિવાજીના યોગાગ્નિથી ભસ્મ થઇ જાય છે. અને ચિત્ત નિર્મળ થાય છે. અને યોગાગ્નિની જ્વાલાથી ધ્યાનસ્થ રહે છે.

**મહારાત્રી :-** ત્રણ છે.

1. શિવરાત્રી = મહા વદ ૧૪ મહારાત્રી.
2. જન્માષ્ટમી = શ્રાવણ વદ ૮ મોહરાત્રી.
3. કાળીચૌદશ = આસો વદ ૧૪ કાલરાત્રી.

---

## પૂજનમાં અષ્ટ દ્રવ્ય સમર્પણનો અભિપ્રાય

૧ **જલ :-** જલ સ્વયં મળ રહિત ઉજ્જવળ પદાર્થ છે. તે વસ્ત્રો શરીર વિગેરેને નિર્મળ બનાવે છે. તેવી રીતે મારા જન્મ મૃત્યુનો મળ નાશ કરો. મારો જીવાત્મા આ મેલથી રહિત થઇ અજર અમર બને આ હેતુથી હું આપને જળ સમર્પિત કરું છું.



૨ **ચંદન :-** શરીરે ચંદન લગાડવાથી ઉષ્ણતાનો વેગ દૂર કરી શાંતિ આપે છે. સંસારી તાપથી જીવાત્મા આકુળ વ્યાકુળ થાય છે. અનેક પ્રકારની ચિંતાઓ હંમેશા જલાતી રહે છે. તેથી આ સંસારી ચિંતાઓનો સંતાપ દૂર કરવાના ઉદ્દેશથી હું આપને ચંદન સમર્પિત કરું છું.

૩ **અક્ષત :-** ધાનથી રહિત છોડા વગરનો ચાવલ અક્ષત થઇ જાય છે તે ફરી ઉગતા નથી તેવી રીતે મારું આવરણ દૂર કરી અક્ષય પદની પ્રાપ્તિ થાય કર્મ વિગેરે દ્વારા કોઇ પ્રકારની હાની ના થાય. આ ઉદ્દેશથી હું અક્ષત (અખંડિત) ચાવલ આપને સમર્પિત કરું છું.

૪ **પુષ્પ :-** સંસારમાં કામ વાસના બધાથી અધિક પ્રબળ છે. પુષ્પોની સુગંધીથી આ વાસના વધારે પ્રબળ થાય છે. આ કારણથી કામદેવના બાણ કહ્યા જાય છે. આથી હું આ મારી મહાબળવાળી કામ વાસનાનાં શમનના હેતુથી આ પુષ્પ હું આપને સમર્પિત કરું છું.

૫ **નૈવેદ્ય :-** જ્યાં જુઓ ત્યાં ભૂખ એક ભયાનક વ્યાધિ છે. આની શાંતિના માટે અન્ન-ફળ-પકવાન વિ. તરેહ તરેહના પદાર્થ ખાવામાં આવે છે તેનાથી ક્ષણિક શાંતિ મળે છે. થોડી વાર પછી પાછી ભૂખ લાગે છે. આ ભૂખથી વ્યાધિ પાછી ના સતાવે આ ઉદ્દેશથી હું આપને નૈવેદ્ય સમર્પિત કરું છું.

૬ **દીપક :-** જેવી રીતે અહારના અંધકારથી બહારનો પદાર્થ દેખાતો નથી તેવી રીતે મોહની ભાવનાથી આત્માનો સાક્ષાત્કાર થતો નથી તેથી કરીને મોહનો અંધકાર દૂર કરવાને માટે હું આપનો પ્રકાશ પ્રદાન આ દીપક દ્વારા આપને સમર્પિત કરું છું.

૭ ધૂપ :- અગ્નિમાં જે કાંઇ ચીજ વસ્તુ નાખીએ છીએ તે ભસ્મ થઇ જાય છે તેથી હું પણ બધા કર્મો નષ્ટ કરવા ચાહું છું. તેથા ધૂપના રૂપમાં મારા સર્વે કર્મો જલાવી દેવા અગ્નિમાં ધૂપ સમર્પિત કરું છું.

૮ ફળ :- સંસારમાં સઘળા ફળ થોડા સમય સુધી આનંદ આપે છે મને આવા ક્ષણિક ફળની ઇચ્છા નથી. હું મોક્ષરૂપી શાશ્વત ફળની ઇચ્છા રાખું છું. આ ઉદ્દેશથી હું આપને આ ફળ સમર્પિત કરું છું.

## — દેવોના ગાયત્રી મંત્રો —

૧ શ્રી ગણેશ ગાયત્રી :—
તત્પુરુષાય વિદ્મહે વક્રતુંડાય ધીમહિ તન્નો દન્તી પ્રચોદયાત્ ।

૨ શિવ ગાયત્રી :—
તત્પુરૂષાય વિદ્મહે મહાદેવાય ધીમહિ તન્નો રૂદ્રઃ પ્રચોદયાત્ ।

૩ શક્તિ ગાયત્રી :—
સર્વ સંમોહિન્યૈ વિદ્મહે વિશ્વ જનન્યૈ ધીમહિ તન્ન શક્તિ પ્રચોદયાત્ ।

૪ બાલા ભૈરવી ગાયત્રી :—
ૐ વાગિશ્વર્યૈ વિદ્મહે કલીં કામેશ્વર્યૈ ધીમહિ સૌસ્તન્ન શક્તિઃ પ્રચોદયાત્ ।

૫ ત્રિપુરા સુન્દરી ગાયત્રી :—
ઐં ત્રિપુરા દેવ્યૈ વિદ્મહે કલીં કામેશ્વર્યૈ ધીમહિ સૌસ્તન્ન ક્લિન્ને પ્રચોદયાત્ ।

૬ ભૈરવી ગાયત્રી :—
ત્રિપુરાયૈ વિદ્મહે ભૈરવ્યૈ ધીમહિ તન્નો દેવી પ્રચોદયાત્ ।

૭ દુર્ગા ગાયત્રી :—
મહાદેવ્યૈ વિદ્મહે દુર્ગાયૈ ધીમહિ તન્નો દેવી પ્રચોદયાત્ ।

૮ લક્ષ્મી ગાયત્રી :-
મહાલક્ષ્મ્યૈ વિદ્મહે મહાશ્રિયૈ ધીમહિ તન્નઃ શ્રી પ્રચોદયાત્ ।

૯ સરસ્વતી ગાયત્રી -
વાગ્દેવ્યૈ વિદ્મહે કામરાજાય ધીમહિ તન્નો દેવી પ્રચોદયાત્ ।

૧૦ ભુવનેશ્વરી ગાયત્રી :-
નારાયણ્યૈ વિદ્મહે ભુવનેશ્વર્યં ધીમહિ તન્નો દેવી પ્રચોદયાત્ ।

૧૧ અન્નપૂર્ણા ગાયત્રી :-
ભગવત્યૈ વિદ્મહે માહેશ્વર્યં ધીમહિ તન્નો અન્નપૂર્ણે પ્રચોદયાત્ ।

૧૨ મહિષ મર્દિની ગાયત્રી :-
મહિષ મર્દિન્યૈ વિદ્મહે દુર્ગાયૈ ધીમહિ તન્નો દેવી પ્રચોદયાત્ ।

૧૩ છિન્ન મસ્તા ગાયત્રી :-
વૈરોચિન્યૈ વિદ્મહે છિન્નમસ્તાયૈ ધીમહિ તન્નો દેવી પ્રચોદયાત્ ।

૧૪ કાલિકા ગાયત્રી :-
કાલિકાયૈ વિદ્મહે સ્મશાન વાસિન્યૈ ધીમહિ તન્નો દેવી પ્રચોદયાત્ ।

૧૫ તારા ગાયત્રી :-
તારાયૈ વિદ્મહે મહોગ્રાયૈ ધીમહિ તન્નો દેવી પ્રચોદયાત્ ।

૧૬ બટુક ભૈરવ ગાયત્રી :-
ૐ શ્રી બટુકાયૈ વિદ્મહે ક્ષેત્ર પાલાય ધીમહિ તન્નો ભૈરવઃ પ્રચોદયાત્ ।

## — સિદ્ધ મંત્રો —

૧ શ્રી લક્ષ્મી મંત્ર :-

ૐ કલીં શ્રી શ્રી લક્ષ્મી દેવ્યૈ નમઃ ।

ૐ ઐં શ્રીં હ્રીં કલીં ૐ નમઃ કમલ વાસિન્યૈ સ્વાહા ॥

આ મંત્ર સવાલક્ષ જપવો પછી રોજની પાંચ માળા કરવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે.

૨ શ્રી સરસ્વતી મંત્ર :-

ૐ નમો ૐ હ્રીં શ્રી ક્લીં વદ વદ વાગ્યાદિની ।
બુદ્ધિ વર્દ્ધયં ૐ દ્રાં નમઃ સ્વાહાઃ ॥

ગ્રહણ વખતે રાત્રે પવિત્ર થઇને બને તેટલી વખત ઉપરનો મંત્ર જપી સિદ્ધ કરવો. ઓછામાં ઓછી એકવીશ માળા તો જપવી જ જોઇએ. ત્યાર પછી હંમેશા એક માળા જપવાથી વિદ્યાની પ્રાપ્તિ થાય છે. તેમ જ યાદ શક્તિ વધે છે.

૩ શ્રી સહાદેવી કલ્પ મંત્ર :-

ૐ નમો ભગવતી માતંગી સર્વં વૃત્તેશ્વરી સર્વં મન હરણી સર્વલોક વશ્ય કરણી સર્વં મુખરંજની મહા માયે લઘુ લઘુ વશ્યં દુરૂ સ્વાહા ॥

ગમે તે માસની કૃષ્ણપક્ષની સાતમે સવારમાં સહાદેવી નામનો છોડ થાય છે તેને કંકુ ચોખા ચઢાવી આવવા અને આઠમની સવારે જઇ ઇશાનખૂણા તરફ મુખ રાખી એકવીશ વાર ઉપરનો મંત્ર જપી મૂળ સહિત તેને ઉખાડી લાવવી. પછીથી ચૌદશ સુધી હંમેશા રાત્રે તેને ધુપ-દીપ કરવો. અને એકસો આઠ વખત મંત્રનો જપ કરવો. ત્યારબાદ તેનું ચૂર્ણ કરીને રાખી મૂકવું. આ ચૂર્ણ વંધ્યા સ્ત્રીને રજસ્વલાના ચોથા દિવસે પાનમાં ખવડાવવામાં આવે તો તે પુત્રને જન્મ આપે છે. બાળકના ગળામાં મંત્રેલું મૂળિયું બાંધે તો તે બાળક ગમે તેવા રોગથી નિર્મુક્ત થાય છે. મૂળિયુ મોંમાં રાખીને કોઇની સાચી વાત કરવામાં આવે તો જેના ઉપર પોતાનો સારો પ્રભાવ પડે છે.

૪ આપદ નિવારણ મંત્ર :-

ૐ હ્રીં બટુકાય આપદુદ્ધારણાય કુરુકુરુ બટુકાય હ્રીં ।

આ મંત્ર એકવીશ લાખ જપવાથી ગમે તેવી આપત્તિઓનો નાશ કરે છે ને ધારેલા કાર્યો બટુકજી કરે છે.



૫ જ્વરનાશક મંત્ર :—

શ્રી કૃષ્ણ બલભદ્રશ્ચ પ્રદ્યુમ્ન અનિરૂધ્યયા ।
ઉષા સ્મરણ માત્રેણ જ્વર વ્યાધિ વિમુચ્યતે ॥

ગમે તેવો તાવ આવતો હશે તો આ મંત્ર એકસો આઠ વખત જપવાથી મટી જશે.

૬ બાળરક્ષણ મંત્ર —

રક્ષ રક્ષ મહાદેવ નીલગ્રીવં જટાધાર ।
ગ્રહૈસ્તુ સહિતો રક્ષ મુંચ મુંચ કુમારકમં ॥

આ મંત્રનો સવા લાખ જપ કરવો પછી સિદ્ધિ થયા પછી ભસ્મ મંત્રીને બાળકને લગાડવાથી બાળકના કષ્ટો દૂર થાય છે.

૭ કર્ણપિશાચીની મંત્ર :—

ૐ નમઃ કર્ણપિશાચીની મત્તકારિણી પ્રવેશે.
અતીતાન મગત વર્તમાનાનિ સત્ય કથયમે સ્વાહા.

આંબાના પાટીયા ઉપર ગુલાલ નાંખી અનારની (દાડમ)ની કલમથી રાત્રિ સમયે એકસો આઠ મંત્ર લખવા પછી ભૂસી નાંખવા. છેલ્લા મંત્રનું પંચોપચાર પૂજન કરી અગીયારસો વખત પાછો તે મંત્ર જપવો. પછી તે પાટીયું મસ્તક નીચે રાખી સૂઇ જવું. આ પ્રયોગ એકવીશ દિવસ કરવાનો છે. શરૂઆત ગ્રહણના દિવસથી અગર કાળી ચૌદશના દિવસથી કરવી. બાવીસમાં દિવસથી કર્ણપિશાચિની વશ થશે.

૮ ભયહરણ મંત્ર :—

ફરીદ ચલે પરદેશકો કૌતુકજીકે ભાવે,
સાપા ચોરા નાહરા તીનો દાંત બધાવે.

ઘરમાં સાપ વગેરેનો ભય લાગતો હોય તો તેણે સૂવા બેસવાની જગ્યાએ આ મંત્ર ત્રણ વખત બોલી જવો તેથી તે સર્પાદીના ભયથી મુક્ત રહેશે.

૯ અન્ન પાચન મંત્ર :—

અગસ્તં કુંભકરણં ચ સમંચ વડવાનલ ।
આહારં પાચનાર્થાય સ્મેરત ભીમંચ પંચમં ॥

ખાધેલું અનાજં જેને ના પચતું હોય તેમણે આ મંત્ર ત્રણ વખત બોલી પેટ પર હાથ ફેરવવો જેથી ખાધેલું પચી જશે.

૧૦ શ્રીબાલા ત્રિપુરાના ત્રણ મંત્રો જપ સવાલક્ષ અને હોમ વિધિ પ્રમાણે :-

પ્રસન્નતા માટે :- ઐં કલીં સૌ: બાલા ત્રિપુરે સ્વાહા ॥
સિધ્ધિ માટે :- ઐં કલીં સૌ બાલા ત્રિપુરે સિધ્ધિ દેહિ નમઃ ॥
કવિત્વ શક્તિ માટે :- હ્રીં શ્રી કલીં ત્રિપુરે ભારતિ કવિત્વં દેહિ સ્વાહા ॥

---

## — સમુદ્ર મંથન વખતે નીકળેલા ચૌદ રત્નો —

લક્ષ્મી કૌસ્તુભ પારિજાતક સુરા, ધનવંતરી ચંદ્રમા ।
અશ્વ સાપ્તમુખ; સુરેશ્વરગજો, રંભાદિ દેવાંગના ॥
ગાય: કામદુધા હરિધનુરિતિ, શંખો વિષં ચામૃતં ।
રત્નોતાની ચતુર્દશાની સતતં, કુર્વન્તુ મે મંગલમ્ ॥

---

**વહેંચણી :–**

૧ વિષ્ણુ ભગવાન પાસે ચાર :- લક્ષ્મી–કૌસ્તુભમણી–સારંગ–ધનુષ્ય અને શંખ.
૨ મહાદેવજી પાસે બે :- ઝેર પીધું અને ચંદ્રમા મસ્તક ઉપર ધારણ કર્યો.
૩ સૂર્ય ભગવાન પાસે એક :- ઉચ્ચૈ:શ્રવા અશ્વ.
૪ ઇંદ્ર પાસે એક :- ઐરાવત હાથી.
૫ રાક્ષસો પાસે એક :- સુરા (દારૂ)
૬ સર્વદેવો પાસે મજીયારા પાંચ :- પારિજાતક–ધનવંતરીવૈદ્ય–કામધેનુ-ગાય–અમૃત–રંભાદિ અપ્સરાઓ

મળી ચૌદ રત્નો ઉપર પ્રમાણે છે.

---



**ચૌદ રત્નનું મનુષ્યને ભેટ રહસ્ય :—**

શંખ હૈ શબ્દ શુભ, વૈદ્ય તો વિચાર લખ;
ઐરાવત ઉદ્યમ હૈ, ક્રોધ વિખ જાણીએ.
સુધા તો સ્વરૂપ બોધ, મદિરા વિદ્યાદિ મદ;
ત્રિગુણકી વૃત્તિ સોઈ, રંભા મહિ માનીએ.
વિધુ તો વૈરાગ્ય લખ, ચિંતામણી હૈ સંતોષી;
સુરતરુ સત સંગ, રમા ભક્તિ માનીએ.
ધનુષ્ય ધર્મ અશ્વ રૂદ્રિય, ગાય છે શાંતિ;
રત્ન ચૌદા નર તન લોકમેં બખાનીએ.

---

**પંચદેવની ઉપાસના :—**

આકાશસ્યા ધિપો વિષ્ણુ રગ્નેશ્ચૈવ મહેશ્વરી ।
વાયો: સૂર્ય: ક્ષિતેરીશો, જીવનસ્ય ગણાધિપત: ॥

વિષ્ણુ આકાશના, સૂર્ય વાયુના, શક્તિ અગ્નિની, ગણેશ જલના અને શિવજી પૃથ્વીના અધિપતી છે.

વિષ્ણુ સર્વમાં વ્યાપક છે, શિવજી કલ્યાણકારી છે, ગણેશજી વિશ્વગત સર્વ ગણોના સ્વામી છે, સૂર્ય સર્વગત છે અને શક્તિ સામર્થ્ય છે. આ સઘળાં નામોનો અર્થ બ્રહ્મમાં ઘટે છે એટલે બ્રહ્મનું સગુણ સ્વરૂપ છે.

---

**ભારતના અમૂલ્ય રત્નો —**

૧ કાશ્મીરમાં અમરનાથ :- જ્યાં અસાડ અને શ્રાવણ માસમાં બરફનું કુદરતી રીતે શિવજીનું મોટું લીંગ થાય છે. સાથે માતા પાર્વતીજીનું અને ગણપતીનું એમ ત્રણ થાય છે.

૨ કાશ્મીરમાં જ્વાલામુખી :- જ્યાં પરાપૂર્વથી કુદરતી અખંડ જ્વાલા પ્રકાશતી રહે છે. આને બુઝવવા માટે અકબર બાદશાહે ખૂબ પ્રયત્ન કરેલા પણ તે નિષ્ફળ નીવડયા હતા.

૩ વેદો અને બ્રહ્મજ્ઞાની મહાત્માઓ અહીં જ છે અને તે માટે વિદેશીઓ આવી અહીં સંન્યાસી થઇ તત્વજ્ઞાન મેળવે છે.

૪ ગંગામાતા :- જેમના જલમાં વર્ષો સુધી રાખી મુકવાથી જીવાત પડતી નથી. સુવર્ણ ગરમ કરી જેના જલમાં નાંખવાથી કીમતી થતું નથી. અને તે પાપનો નાશ કરનારી છે. જેથી તેના સ્નાનનું તેમ જ પાનનું ઘણું જ મહત્ત્વ છે. મરણબાદ તેના અસ્થી તેમાં પધરાવવાથી મુક્તિ મળે છે આના માટે જ ભગીરથ રાજાએ તપ કરી ગંગાજીને તથા શંકરજીને પ્રસન્ન કરી ભારતમાં ગંગાજીને લાવી તેમના વડવાઓ સગરના પુત્રોનો ઉદ્ધાર કર્યો છે અને તેના કાંઠે મુમુક્ષો જનો આવી તપ કરી જ્ઞાન મેળવે છે.

૫ ચારવેદ-ગીતા-ગંગા અને ગાયત્રી.

---

**ખાસ જાણવા યોગ્ય વસ્તુઓ :—**

પંચ રત્ન :- સુવર્ણ, રૂપુ, મોતી, પરવાળા, રાજાવર્ત,
સુવર્ણ, હીરો, લીલમ, મોતી, મણી.

નવ રત્ન :- સુવર્ણ, મોતી, વૈદૂર્ય, મણી, પોખરાજ, ગોમેદ, લીલમ, ગારૂત્મત, ગરવાળા.

પંચ પલ્લવ :- પીપળો, ઉંબરો, વડ, પીંપર, આંબો.

સપ્ત મૃત્તિકા :- હાથી, ઘોડા અને ગાય નીચેની, રાફડાની, નદી સંગમ, મોટાધરાની, રાજદરબારની અને ચૌટાની ચાર રસ્તાની

પંચામૃત :- દહીં, દૂધ, સાકર, મધ, ઘી.

પંચગવ્ય :- ગાયનું મૂત્ર, ગાયનું છાણ, ગાયનું દૂધ, ગાયનું દહીં, ગાયનું ઘી

મધુર ત્રય :- ઘી, દૂધ, મધ.

છ રસ :- મીઠો, ખારો, તુરો, કડવો, તીખો, ખાટો.

ચતુઃસમ :- કસ્તુરી, ચંદન, કેશર, કપૂર, સર્વંગંધ.



યક્ષ કર્દમ : કસ્તુરી, અગર, કપૂર ચંદન, કંકોલ.

સર્વૌષધી : કઠ, જટામાંસી, હળધર, આંબા હળધર, મુરા મોથ, શિલાજીત, ચંદન, વજ, ચંપાની કળી.

સૌભાગ્યાષ્ટક : શેરડી, તાડ, ગોળ, જીરૂ, વિકારવાળું ગાયનું દૂધ, પુષ્પ, કેશર, લવણ.

અષ્ટાંગ અર્ઘ્ય : જળ, દૂધ, દહીં, તલ, દર્ભનો અગ્ર ભાગ, ચોખા, યવ, સર્ષવ.

કૌતુક : ધરો જવારા, વાળો, આંબાના પાન, હળધર, આંબા હળધર, સર્ષવ, મોરપીંછ, સર્પની કાંચળી.

સાત ધાતુ : સોનું, રૂપુ, તાંબુ, પીત્તળ, લોઢું, જસત, સીસુ.

સાત ધાન્યો : યવ, ઘઉં, શાળ, તલ, કાંગ, શ્યામો, ચીનક (ચીણો).

અમૃત ધૂપ : ચંદન, મોથ, કસ્તુરી, અગર, સિલ્હાદ.

દશાંગ ધૂપ :

| | | | | | |
|---|---|---|---|---|---|
| કુષ્ટ, | ગોળ, | લાખ, | નખલા, | હરડે, | રાળ, |
| છ ભાગ | બે ભાગ | ત્રણ ભાગ | પાંચ ભાગ | એક ભાગ | એક ભાગ |

| | | | |
|---|---|---|---|
| જટામાસી, | શિલાજીત, | બરાસકપુર, | ગુગળ |
| એક ભાગ | ત્રણ ભાગ | ચાર ભાગ | એક ભાગ |

કળશ : સોનાનો, રૂપાનો, તાંબાનો, માટીનો.

સમીધો : ખાખરો, પીંપળો, ખેર, વડ, ઉમરો, દરેકના પંદર પંદર દાતણ વેંત લાંબા.

**— દેવીનું નૈવેદ્ય —**

રસાલા શ્રીખંડ :— ખાટું દહીં, સાકર ને દૂધ એકઠું કરી ગાળવું તેમાં ખાંડેલા મરી અને કપુર નાંખવા.

પાનક : (સુગંધી) ખાટું અથવા મોળું ગોળનું જલ, તેમાં ખાંડ દ્રાક્ષ અને સાકર નાંખવા.

આમિક્ષા :— મીઠું દહીં, કપુર અને કેવડાનું જળ.

પાનક :— સાળના ચોખા, શ્રીખંડ, બોર.
નૈવેધ :— કેરી, શ્રીફળ, ખજૂર, બીજોરા.
ભક્ષ્ય :— લાડુ વગેરે
ભોજ્ય :— શીરો વગેરે
લેહ્ય :— મધ વગેરે
પેય :— દૂધ વગેરે
ચોષ્ય :— પાકી કેરી વ ચૂસવાની વસ્તુ.

## — દેવની પૂજામાં નિષિધ વસ્તુઓ —

વિષ્ણુની પૂજા :— અક્ષત એટલે યવ વડે ના કરવી.
ગણપતિની પૂજા :— તુલશી વડે ના કરવી.
દેવીની પૂજા :— દુર્વા વડે ના કરવી.
સૂર્યની પૂજા :— બીલીપત્ર વડે ના કરવી
વિષ્ણુની પૂજા :— આકડા અને ધંતુરાના પુષ્પોથી ના કરવી.
શંખવડે અભિષેક — શિવ અને સૂર્યને ના કરવો.

## ભારતના મુખ્ય તીર્થ સ્થાન —

ચાર દિશાના ચાર ધામ :—
ઉત્તરમાં શ્રી બદ્રીનાથ, દક્ષિણમાં શ્રી રામેશ્વર,
પૂર્વમાં શ્રી જગન્નાથપુરી, પશ્ચિમમાં શ્રી દ્વારકાધિશ

મોક્ષદાયિની સપ્તપુરી :—
કાશી, કાંચી, માયાપુરી (હરદ્વાર), અયોધ્યા, મથુરા, દ્વારાવતી (દ્વારકા), અવન્તિકા (ઉજ્જૈન).

| શિવજીની સાડાત્રણ | વિષ્ણુની સાડાત્રણ |
|---|---|
| કાશી | અયોધ્યા |
| માયાપુરી | મથુરા |
| અવન્તિકા | દ્વારકા |
| કાંચી ૧/૨ | કાંચી ૧/૨ |

પાંચ કેદાર :— શ્રી કેદારનાથ, શ્રી મધ્યમેશ્વર, શ્રી તુંગનાથ, શ્રી રૂદ્રનાથ, શ્રી કલ્પેશ્વર.



સપ્ત બદરી :— શ્રી બદ્રીનારાયણ, શ્રી આદિબદરી, શ્રી વૃદ્ધબદરી, શ્રી ભવિષ્યબદરી, શ્રી યોગબદરી, શ્રી આદિબદરી, શ્રી નૃસિંહબદરી.

પાંચનાથ :— ઉત્તરમાં શ્રી બદરીનાથ, દક્ષિણમાં શ્રી રંગનાથ, પૂર્વમાં શ્રી જગન્નાથ, પશ્ચિમમાં શ્રી દ્વારકાનાથ, મધ્યમાં શ્રી ગોવર્ધનનાથ (શ્રી નાથદ્વારા)

પંચકાશી :— વારાણસી, ગુપ્તકાશી, ઉત્તરકાશી, દક્ષિણકાશી (તેન કાશી), શિવકાશી.

સપ્ત ગંગા :— ભાગીરથી, વૃદ્ધગંગા, કાલિન્દી, સરસ્વતી, કાવેરી, નર્મદા, ગોદાવરી.

સપ્ત સરસ્વતી :— સુપ્રભા પુષ્કર), કાંચનાક્ષી (નૈમિષ), વિશાલા (ગયા), મનોરમા (ઉત્તર કોસલ), ઓઘવતી (કુરૂક્ષેત્ર), સુરેણુ (હરદ્વાર), વિમલોદકાં (હિમાલય).

આઠ સરિતા સંગમ :—

પ્રયાગરાજ = ગંગા, યમુના, સરસ્વતી
દેવ પ્રયાગ = અલકનંદા, ભાગીરથી
રૂદ્ર પ્રયાગ = અલકનંદા, મંદાકિની
કર્ણ પ્રયાગ = અલકનંદા, પિંડરગંગા
નંદ પ્રયાગ = અલકાનંદા, નંદા
વિષ્ણુપ્રયાગ = અલકાનંદા, વિષ્ણુગંગા
સૂર્યપ્રયાગ = મંદાકિની, અલસતરંગિણી
ઇંદ્ર પ્રયાગ = ભાગીરથી, વ્યાસ ગંગા

---

**સપ્ત પુણ્ય નદીઓ** - ગંગા–સરસ્વતી-સિંધુ-યમુના–ગોદાવરી–નર્મદા–કાવેરી.

**સપ્તક્ષેત્ર** :- કુરૂક્ષેત્ર (પંજાબ), હરિહરક્ષેત્ર (સોનપુર), પ્રભાસક્ષેત્ર (વેરાવળ), રેણુકાક્ષેત્ર (મથુરા પાસે), પુરુષોત્તમ ક્ષેત્ર

(જગન્નાથપુરી) વરાહક્ષેત્ર, (સરયૂ અને ગોગરાનો સંગમ) ભૃગુ ક્ષેત્ર નર્મદા કિનારે).

**પંચ સરોવર :–** બિંદુ સરોવર (સિદ્ધપુર, નારાયણ સરોવર (કચ્છ), પંપા સરોવર (મૈહીસુર રાજ્ય, પુષ્કર સરોવર (રાજસ્થાન), માનસરોવર (તીબેટ).

**દશ અરણ્ય :–** દંડકારણ્ય, સૈંધવારણ્ય, પુષ્કરારણ્ય, નૈમિષારણ્વ, કુરૂધર્મારણ્ય, ઉત્પલાવર્તકારણ્ય જંબુમાર્ગ, હિમવદરણ્ય, અર્બુદારણ્ય.

**કુંભમેલા .–** હરિદ્વાર–કુંભરાશીમાં ગુરુમાં મેષના સૂર્યમાં.
પ્રયાગ-વૃષભરાશિમાં ગુરુમાં મકરના સૂર્યમાં
ઉજ્જૈન–સિંહ રાશિમાં ગુરુમાં મેષના સૂર્યમાં.
નાશિક–સિંહ રાશિમાં ગુરુમાં સિંહના સૂર્યમાં.

**શ્રી શિવજીની અષ્ટ મૂર્તિયો :–**

ૐ શર્વાય ક્ષિતિ મૂર્તયે નમ । એકામેશ્વર શિવકાંચી
ૐ ભવાય જલ મૂર્તયે નમઃ । જંબુકેશ્વર શ્રીરંગજી પાસે
ૐ રૂદ્રાય અગ્નિ મૂર્તયે નમઃ । અરૂણાચલ તિરૂવલ્લમ
ૐ ઉગ્રાય વાયુ મૂર્તયે નમઃ । કાલહસ્તીશ્વર ,,
ૐ ભીમાય આકાશ મૂર્તયે નમઃ । નટરાજ ચિદમ્બરમ્
ૐ પશુપતયે યજમાન મૂર્તયે નમઃ । પશુપતિનાથ નેપાળ
ૐ મહાદેવાય સોમ મૂર્તયે નમઃ । સોમનાથ સૌરાષ્ટ્ર
ૐ ઇશાનાય સૂર્ય મૂર્તયે નમઃ । સૂર્યમંદિરો મોઢેરા-કોનાર્ક

**નવ કુમારિકા :–** નામ

| કુમારી | ત્રિમૂર્તિ | કલ્યાણી | રોહિણી |
|---|---|---|---|
| વર્ષ ૨ | વર્ષ ૩ | વર્ષ ૪ | વર્ષ ૫ |

| કાલિકા | ચંડિકા | શાંભવી | દુર્ગા | સુભદ્રા |
|---|---|---|---|---|
| વર્ષ ૬ | વર્ષ ૭ | વષ ૮ | વર્ષ ૯ | વર્ષ ૧૦ |



**ષોડષ માતૃકા :–** ગૌરી, પદ્મા, શચી, મેધા, સાવિત્રી, વિજ્યા, જયા, દેવસેના, સ્વધા, સ્વાહા, માતરો, લોક, માતર, હૃષ્ટિ, પુષ્ટિ, સ્તથા, તુષ્ટિ, રાત્મ દેવી ત્વયા સહ.

**અર્ધનારીશ્વરની ઉપાસના :–**

શકિત જોરથી શિવ થયા, વૈષ્ણવીથી વિષ્ણુ હોય,
બ્રહ્મા બ્રહ્માણી થકી, કળી શકે સહુ કોય.
પૃથ્વીરૂપ એ પ્રેમદા, આકાશરૂપ શિવ આદ્ય,
એમાંથી સહુ ઉપન્યાં સમીયા એમાં આદ્ય.
મમતા કરશે તે મૂરખા, અકલહીન અજાન,
પૃથ્વીમાં પેદા થયા, સમજે સિદ્ધ સુજાણ.
પ્રથમ રાધે પછી કૃષ્ણજી, પ્રથમ સીતા પછી રામ,
પ્રથમ શિવા પછી શિવ સ્વયં, એકરૂપ એ નામ.

**માતા વિભિન્ન રૂપોમાં સર્વત્ર વિહરણ કરે છે :–**

જનની જન્મકાલે ચ, સ્નેહકાલે ચ કન્યકા
ભાર્યા ભોગાય સંપૃકતા અંતકાલે ચ કાલિકા
ઐકય કાલિકા દેવી વિહરન્તી જગત ગયે.

---

શિવ-શકિત દો દેખતી–વૃત્તિ વિષયાકાર
દેખત દોનો એક હી વૃત્તિ બ્રહ્માકાર ॥
વૃત્તિ બ્રહ્માકાર ભેદ ભ્રમ શીઘ્ર મિટાતી
સર્વે ઉપાધિન ત્યાગ જીવકો બ્રહ્મ બનાતી ॥
જયદેવી જભેદ ભેદ નાહી હૈ રતી
કર મન બ્રહ્માકાર એક ભાસે શિવ શાકત ॥

**સપ્ત માતૃકા :**

| | | | | |
|---|---|---|---|---|
| | બ્રાહ્મી, | માહેશ્વરી, | કૌમારી, | વૈષ્ણવી, |
| વાહન : | હંસ | વૃષભ | મયૂર | ગરૂડ |
| નામ : | વારાહી, | ઐન્દ્રી | ચામુંડા | |
| વાહન : | વરાહ | ઐરાવત | પ્રેત | |

**દશ મહાવિદ્યા :** કાલી, તારા, ષોડશી (ત્રિપુરા સુંદરી) ભુવનેશ્વરી, છિન્નમસ્તા ત્રિપુરાભૈરવી ધૂમાવતી બગલા માતંગી.

**નવદુર્ગા :** શૈલીપુત્રી બ્રહ્મચારિણી ચંદ્રઘંટા કુષ્માન્ડા સ્કંદમાતા કાત્યાયની કાલારાત્રી મહાગૌરી સિદ્ધિદાત્રી.

**શ્રી માતાજીના જપ કરવાના મંત્રો :—**

१ ॐ ऐं सरस्वत्यै नमः ।
२ ॐ क्रीं कालिकायै नमः ।
३ ॐ ऐं ह्रीं क्लीं चामुंडायै बिच्चे ।
४ ॐ दुं दुर्गायै नमः ।
५ ॐ ह्रीं नमः ।

**નવ ભૈરવ :**

૧ શ્રી હેતુક ભૈરવ
૨ શ્રી ત્રિપુરાંતક ભૈરવ
૩ શ્રી વૈતાલ ભૈરવ
૪ શ્રી અગ્નિજીવહ ભૈરવ
૫ શ્રી કાલાંતક ભૈરવ
૬ શ્રી કપાલી ભૈરવ
૭ શ્રી એકપાલ ભૈરવ
૮ શ્રી ભીમરૂપ ભૈરવ
૯ શ્રી હાટકેશ્વર ભૈરવ

**અષ્ટ ભૈરવ :**

૧ શ્રી અસિતાંગ ભૈરવ
૨ શ્રી રૂ રૂ ભૈરવ
૩ શ્રી ચંડ ભૈરવ
૪ શ્રી ક્રોધ ભૈરવ
૫ શ્રી ઉન્મત્ત ભૈરવ
૬ શ્રી કપાલી ભૈરવ
૭ શ્રી ભીષણ ભૈરવ
૮ શ્રી સંહાર ભૈરવ

## — ભોજન વિધિ —

૧ જળથી ભૂમિ ઉપર મંડળ કરવું, તેના ઉપર ભોજન પાત્ર મુકવું, પછી નીચેનો મંત્ર બોલી નૈવેદ્ય ધરાવવું :

બ્રહ્માર્પણં બ્રહ્મહવિ બ્રહ્માગ્નૌ બ્રહ્મણા હુતમ ।
બ્રહ્મૈવ તેન ગન્તવ્યં બ્રહ્મકર્મ સમાધિના. ॥



૨ પંચ પ્રાણાદિ મુદ્રાથી નૈવેદ્ય ધરાવવું :

ૐ પ્રાણાય સ્વાહા, ૐ અપાનાય સ્વાહા, ૐ વ્યાનાય સ્વાહા, ૐ ઉદાનાય સ્વાહા. ૐ સમાનાય સ્વાહા.

૩ નીચેના મંત્રથી પ્રોક્ષણ કરવું :

ૐ સત્યમ ત્વર્તેન પરિષિંચયામિ.

૪ ભૂમિ ઉપર ભાતનું બલિદાન મૂકવું : ત્રણ કોળીયા નીચે મુજબ બોલી. ૐ ભૂપતયે નમઃ. ૐ ભુવન પતયે નમઃ ૐ ભૂતાનાં પતયે નમઃ બોલી મૂકવાં.

૫ આચમન : ૐ અમૃતો પસ્તતરણમસિ સ્વાહા.

૬ પાંચ પ્રાણાહુતી : નીચેના મંત્ર બોલી : પાંચ ગ્રાસ ખાવાઃ

ૐ પ્રાણાય સ્વાહા, ૐ અપાનાય સ્વાહા, ૐ વ્યાનાય સ્વાહા, ૐ ઉદાનાય સ્વાહા, ૐ સમાનાય સ્વાહા.

૭ દેવતા સ્મરણ :

અન્નં બ્રહ્મા રસો વિષ્ણુ ભોકતા દેવો મહેશ્વરઃ
એવં ધ્યાત્વા તુ યો ભુંકતે સો અન્ન દોષર્ન લિપ્યતે.
અહંવૈશ્વા નરો ભૂત્વા પ્રાણિનાં દેહ માશ્રિતઃ
પ્રાણા પાન સમાયુકતઃ પચામ્યન્નં ચતુર્વિધમ ।

૮ ભોજન અને આચમન :—

ૐ અમૃતાપિ ધાનમસિ સ્વાહા ॥

૯ **ગૌગ્રાસ** સુરભિર્માતા સુરભિ : પિતા સુરભિ : પિતૃ તારિણી ।
ગો ગ્રાસં ચ મયા દત્તં સુરભે પ્રતિ ગૃહ્યતામ ॥

૧૦ **કુતરા** વી. ને **ગ્રાસ :** શ્વાન, મર્જાર કીટાદિ ભલિ ભુગ્ભ્યશ્ચ દીયતામ ॥

૧૧ **કાગડાને** બલી : **અહો રાત્ર કૃતં** પાપં બલિં ભક્ષન્તુ વાયસાઃ ॥

૧ **વટ સાવિત્રી** પૂજા મંત્ર :—

વટ મૂલે સ્થિતો બ્રહ્મા વટ મધ્યે જનાર્દન:
વટાગ્રે તું શિવો દેવ: સાવિત્રી વટ સંશ્રિતા
નમો વટાય સાવિત્ર્યૈ ભ્રામયેચ્ચ પ્રદક્ષિણામ્
સાવિત્રીં ચ વટં સમ્યગેભિ મંત્ર સુપૂજયેત્ ॥

૨ **વાયુ લેખન** મંત્ર । સમુદ્ર પરે પારે તત્ર રાજા વિભિષણ
વાયુના વત્ર ગચ્છન્તિ લંકાધિ પતયે નમ ॥

૩ **અતિ રોગને** માટે શંકરને તલ ચઢાવવાનો મંત્ર :—

અચિકિત્સ્યાસ્તુ યે રોગા યે રોગા નિરૂપાયના
તેષાં નિર્મૂલનાથાય તિલૈરીશાન મર્ચયેત્
રોહિણીશ: સુધાભૂમિ સુધા ગાત્ર સુધાશન:
વિષમ સ્થાન સંભૂતાં પીડાં હસ્તુ મે વિધુ ॥

૪ **ચરણામૃત** ગ્રહણ મંત્ર :—

અકાલ મૃત્યુ હરણં સર્વ વ્યાધિ વિનાશનમ્ ।
વિષ્ણું પાદોદકં પીત્વા પુનર્જન્મ ન વિદ્યતે ॥

૫ **રક્ષાબંધન** મંત્ર : યેન બદ્ધો બલી રાજા દાનવેન્દ્રો મહાબલ: ।
તેન ત્વામનુ બધ્નામિ રક્ષે મા ચલ મા ચલ ॥






ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ

